'ગુજરાતી'ની ૫૮ મી ઈ. સ. ૧૯૪૧

# સોલંકીનો સૂર્યાસ્ત

અથવા

## વાઘેલાનો ચન્દ્રોદય

( ઐતિહાસિક નવલકથા )

લેખક

જેઠાલાલ નારાયણ ત્રિવેદી

પ્રકાશક

'ગુજરાતી' પત્રના માલિકો

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ, કોટ, મુંબઈ

[illegible] ૧૯૯૭] સન ૧૯૪૧ [શાકે ૧૮૬૨

કિંમત રૂ. ૩-૦-૦ પાકું પૂઠું રૂ. ૩-૬-૦

પુસ્તક મળવાનું ઠેકાણું:—

'ગુજરાતી' પત્રની ઓફીસ

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ

સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ

કોટ, મુંબઈ



Printed and Published by Natverlal Itcharam Desai B. A

THE "GUJARATI" PRINTING PRESS

Sassoon Buildings, Elphinstone Circle, Fort, BOMBAY

# સ્રીની ખુબસુરતી

મુલાયમ અને ભરાવદાર ચળકતા વાળ પર અવલંબે છે. તમારા વાળની સૌંદર્યતા, વધારવાને અને જાળવવાને

વનસ્પતી જન્ય

## કામીનીઆ ઓઇલ

[રજીસ્ટર્ડ] ખરીદવાની કાળજી રાખો. સંપૂર્ણ શુદ્ધ અને ઉત્તમ વનસ્પતી-માંથી તે બનાવવામાં આવેલું હોવાથી તે માથાની સર્વ બીમારીઓ માટે અકસીર છે. વળી તે વાળના મુળીઆને પોષણ આપે છે, તેમને ખરી પડવા અટકાવે છે અને તેની મીઠી સુગંધ દીલને ખુશનુમાં રાખે છે.

## કામીનીઆ ઓઇલ

ને ઉત્તમતા માટે દેશભરમાંથી સોનાના ચાંદ સરટીફીકેટો અને સેંકડો પ્રમાણપત્રો મળેલાં છે. એ સૌ તેલની ઉત્તમતા પુરવાર કરે છે.






બાટલીની કીં. રૂ. ૧. ૩ બાટલીની કીં. ૨-૧૦-૦. વી. પી. ચાર્જ જુદો. પોણા આનાનો સ્ટેમ્પ મોકલવાથી નમુનો મફત.

દરેક ઠેકાણે સઘળા દવાવાળા ગાંધી અને પ્રોવીઝનના વેપારીઓને ત્યાં મળે છે.

---

## અત્તરોનો રાજા ઓટો દીલબહાર (રજીસ્ટર્ડ)

તેની હંમેશ વધતી જતી માગણી તેની નકલ ન કરી શકાય તેવી ઉત્તમતા પુરવાર કરે છે. તેનાં માત્ર થોડાંક ટીપાં તમારા રૂમાલ પર નાખવાથી જુઇ અને જસમીન ફુલોની મધુરી ખુશ્બો દીવસો સુધી પમરાટ ફેલાવે છે. ૦। ઔંસની બાટલીની કીં. રૂા. ૧-૪-૦. એક ડ્રામની બાટલીની કીં. આના ૧૨. વી. પી. ખર્ચ જુદો.

મફત નમુના માટે બે આનાના સ્ટેમ્પ મોકલો.

સોલ એજન્ટો:- એંગ્લો ઇન્ડીયન ડ્રગ એન્ડ કેમીકલ કુંo, મુંબઈ ૨.

# 'ગુજરાતી' પત્રે આપેલી ૫૮ ઐતિહાસિક વાર્તાની ભેટો

| | નામ | સન | કિંમત. |
|---|---|---|---|
| અ. | પુનર્વિવાહ શાસ્ત્રસંમત છે. ... ... | (૧૮૮૬) | મળતી નથી |
| બ. | ગૃહધર્મ ... .... ... ... | (૧૮૮૬) | મળતી નથી |
| ૧ | રાસેલાસ અથવા એબિસિનિયાનો રાજપુત્ર... | (૧૮૮૬) | મળતી નથી |
| | દીનાર્બસ અથવા ઉત્તર રાસેલાસ... ... | | ૦-૮-૦ |
| ૨ | હિન્દ અને બ્રિટાનિયા(રાજભક્તિવિડંબણ-એક ભાણ સહિત) | (૧૮૮૭) | ૨-૦-૦ |
| ૩ | ગંગાગોવિંદસિંહ અથવા વૉરન હેસ્ટિંગ્સનો જમણો હાથ | (૧૮૮૮) | ૧-૮-૦ |
| ૪ | મહારાણી વિક્ટોરીયાનું જીવનચરિત્ર... ... | (૧૮૮૮) | ૧-૮-૦ |
| ૫ | સવિતા સુંદરી અથવા ઘરડા વરનો ફજેતો... | (૧૮૮૯) | ૦-૪-૦ |
| ૬ | ટીપુ સુલ્તાન અથવા શ્રીરંગપટ્ટણનો ઘેરો (પ્રથમ ભાગ) | (૧૮૯૦) | મળતી નથી |
| ૭ | દિલ્લીપર હલ્લો અથવા ભરતખંડના પરવશપણાનો પ્રારંભ | (૧૮૯૫) | ૧-૮-૦ |
| ૮ | અઢારમી સદીનું હિન્દુસ્તાન ... ... | (૧૮૯૬) | ૨-૦-૦ |
| ૯ | ઔરંગઝેબ અને રાજપૂતો ... ... | (૧૮૯૭) | મળતી નથી |
| ૧૦ | શાહજાદો અને ભીખારી ... ... | (૧૮૯૮) | ૧-૮-૦ |
| ૧૧ | હેસ્ટિંગ્સની સોટી અથવા પ્લાસીના યુદ્ધ પછીનું બંગાળ | (૧૮૯૯) | ૨-૦-૦ |
| ૧૨ | પાણીપતનું યુદ્ધ અથવા નાના ફડનવીસ... | (૧૯૦૦) | મળતી નથી |
| ૧૩ | બેગમ સાહેબ અથવા અયોધ્યાનું પતન ... | (૧૯૦૧) | મળતી નથી |
| ૧૪ | નૂરજહાન અથવા સૌન્દર્યવિજય ... ... | (૧૯૦૨) | મળતી નથી |
| ૧૫ | બાજીરાવ બલ્લાળ અથવા પેશ્વાઇનો ઉદયકાળ | (૧૯૦૩) | મળતી નથી |
| ૧૬ | રૂપનગરની રાજકુંવરી અથવા મહારાણા રાજસિંહ | (૧૯૦૪) | મળતી નથી |
| ૧૭ | ઇન્દુકુમારી અથવા બંગાળમાં મરેઠાની દોડ | (૧૯૦૪) | મળતી નથી |
| ૧૮ | પ્લાસીનું યુદ્ધ અથવા લૉર્ડ કલાઈવનું કપટતંત્ર | (૧૯૦૫) | મળતી નથી |
| ૧૯ | શિવાજીનો વાઘનખ અથવા અફઝુલખાનનું ખૂન | (૧૯૦૬) | ૦-૧૨-૦ |
| ૨૦ | હળદીઘાટનું યુદ્ધ અથવા અકબરનો પરાજય | (૧૯૦૬) | ૦-૧૨-૦ |
| ૨૧ | નંદનવનનો નાશ અથવા આ તે રામની અયોધ્યા! | (૧૯૦૭) | ૩-૦-૦ |
| ૨૨ | પેશ્વાઇની પડતીનો પ્રસ્તાવ અથવા લાલણ વેરાગણ | (૧૯૦૮) | મળતી નથી |
| ૨૩ | ઔરંગઝેબનો ઉદય અથવા આ તે મહાન્ મોગલ! | (૧૯૦૯) | ૨-૦-૦ |
| ૨૪ | પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ... ... | (૧૯૧૦) | મળતી નથી |
| ૨૫ | કત્લેઆમ અથવા દિલ્લીનો ડગમગતો રાજમુકુટ | (૧૯૧૧) | ૨-૦-૦ |
| ૨૬ | પુરાતન દિલ્હી: ૪૦ ચિત્રો સાથે... ... | (૧૯૧૧) | ૨-૦-૦ |
| ૨૭ | ચુંબનમીમાંસા... ... ... ... | (૧૯૧૧) | મળતું નથી |
| ૨૮ | ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય ... | (૧૯૧૨) | ૨-૦-૦ |

# "ગુજરાતી" પત્રે આપેલી ઐતિહાસિક ભેટો

| | નામ | સન | કિંમત. |
|---|---|---|---|
| ૨૯ | જગન્નાથની મૂર્તિ અથવા ભારતનું ભવિષ્ય ... | (૧૯૧૩) | મળતી નથી |
| ૩૦ | હમીર હઠ અથવા રણથંભોરનો ઘેરો ... | (૧૯૧૪) | મળતી નથી |
| ૩૧ | ભુજબળથી ભાગ્યપરીક્ષા ... ... ... | (૧૯૧૫) | ૨-૦-૦ |
| ૩૨ | પાટણની પ્રભુતા ... ... ... | (૧૯૧૬) | ૨-૮-૦ |
| ૩૩ | ચાણક્યનંદિની અથવા ચચ્ચ અને સુંદરી... | (૧૯૧૭) | મળતી નથી |
| ૩૪ | અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ ... | (૧૯૧૮) | ૨-૦-૦ |
| ૩૫ | રૌનક મહેલની રાજખટપટ ... ... | (૧૯૧૯) | ૨-૦-૦ |
| ૩૬ | બાદશાહ બાબર અથવા નૂરે ઈસલામ ... | (૧૯૨૦) | ૨-૦-૦ |
| ૩૭ | ચક્રવર્તી હમ્મીર અથવા ચિત્તોડનો પુનરુદ્ધાર | (૧૯૨૧) | ૨-૦-૦ |
| ૩૮ | કચ્છનો કાર્તિકેય અથવા જાડેજા વીર ખેંગાર | (૧૯૨૨) | ૨-૦-૦ |
| ૩૯ | અનારકલી અથવા અપરાધી અકબર... ... | (૧૯૨૩) | ૨-૦-૦ |
| ૪૦ | મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની માતા | (૧૯૨૪) | ૪-૦-૦ |
| ૪૧ | પરાધીન ગુજરાત અથવા ચાવડા વંશનો ઉદય | (૧૯૨૫) | ૩-૦-૦ |
| * | પ્રતાપી પ્રતાપ ... ... ... ... | (૧૯૨૫) | ૧-૮-૦ |
| ૪૨ | નાનાસાહેબ અથવા સ્વધર્મ માટે પ્રાણાર્પણ | (૧૯૨૬) | ૨-૦-૦ |
| ૪૩ | મુરીદે શયતાન અથવા મલબારનો મોપલા અત્યાચાર | (૧૯૨૭) | ૨-૦-૦ |
| ૪૪ | સિતમગર સુલ્તાન અથવા તલ્વાર અને કુરાન | (૧૯૨૮) | ૩-૦-૦ |
| ૪૫ | કચ્છનો કેસરી અથવા ઘોઘો અને ચનેસર... | (૧૯૨૯) | ૨-૦-૦ |
| ૪૬ | અમરગર્જના અથવા સુષુપ્તિ અને જાગરણ... | (૧૯૩૦) | ૨-૦-૦ |
| ૪૭ | અમરેશરી કટારી... ... ... ... | (૧૯૩૧) | ૨-૦-૦ (૪૭-૪૮) |
| ૪૮ | તોગારી તલવાર અને રાયસિંહજીરી હથેલી... | (૧૯૩૧) | |
| ૪૯ | શત્રુંજયનો શ્યામ અને જોગણીનું ખપ્પર... | (૧૯૩૨) | ૩-૦-૦ |
| ૫૦ | પાટણની પ્રતિષ્ઠા ... ... ... | (૧૯૩૩) | ૩-૦-૦ |
| ૫૧ | મહારાણી લક્ષ્મીબાઈ અથવા ખાલસાનું ખપ્પર | (૧૯૩૪) | ૩-૦-૦ |
| ૫૨ | મહારાજાધિરાજ ... ... ... | (૧૯૩૫) | ૩-૦-૦ |
| ૫૩ | ગુજરાતનો બુઝાતો દીપક અને ઇસ્લામી સત્તાનો ઉદય | (૧૯૩૬) | ૩-૦-૦ |
| ૫૪ | ગુજરાતના વેરની વસુલાત | (૧૯૩૭) | ૩-૦-૦ |
| ૫૫ | રક્તપિપાસુ રાજકુમારી... ... ... | (૧૯૩૮) | ૩-૦-૦ |
| ૫૬ | જળસમાધિ ... ... ... ... | (૧૯૩૯) | ૩-૦-૦ |
| ૫૭ | ડગમગતી શાહેનશાહત ... ... ... | (૧૯૪૦) | ૩-૦-૦ |
| ૫૮ | સોલંકીનો સૂર્યાસ્ત ... ... ... | (૧૯૪૧) | ૩-૦-૦ |

દરેકનું ટપાલ ખર્ચ જુદું.

ગુજરાતીના ગ્રાહકોને વટાવ આપવામાં આવશે.

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ,

સાસુન બીલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ

# કચ્છનો કેસરી

અથવા

# ઘોઘો અને ચનેસર

(૧૯૨૯)—સુલ્તાન અલાઉદ્દીને સિંધ પર કરેલી ચઢાઈ સર્વથા નિષ્ફળ જ નીવડી હતી, તે પૂરાવા સહિત જણાવેલ છે. સિંધુ દેશના સૂમરાવંશોનો અને ત્યાર પછીના સમાવંશનો ઇતિહાસ આપેલો છે. સિંધુ દેશના રાજાઓ કચ્છ દેશમાં આવ્યા, તે પહેલાં તેમણે મુસલમાન બાદશાહ અલાઉદ્દીન વગેરે સામે કેવી ટક્કર ઝીલી; વાયવ્ય પ્રાંતમાંના યવનોનાં ધાડાંઓ કેવી રીતે મારી હઠાવ્યાં, વગેરે રોમાંચજનક વાતો નવલકથામાં રસ ભરી રીતે ગુંથી લીધી છે. અત્યારના સૂમરાઓનાં હિંદુ પૂર્વજો ઇસ્વી સનની ૧૩ મી સદીના અંતમાં અલાઉદ્દીન ખૂનીના અત્યાચારોના પંજામાંથી છટકવા માટે કચ્છ પલાયન કરી ગયા હતા અને કચ્છના રહેવાસી થઇ ગયા પછી પણ કેટલોક કાળ પર્યન્ત તેઓ હિંદુજ કાયમ રહ્યા હતા. પાછળથી આ હિંદુઓ કેવી રીતે વટલીને મુસલમાન થયા, તે ચમત્કારિક વાર્તા વાંચવા જેવી છે. શુદ્ધિ અને સંગઠન ન થવાથી હિંદુ સંખ્યા કેમ ઘટતી ગઇ તે પણ દર્શાવ્યું છે. ચનેસર દિલ્હી જઇ અલાઉદ્દીનને સિંધમાં તેડી આવ્યો, તે ગુજરાતમાં કર્ણરાજાને હરાવવા માધવ અલાઉદ્દીનને લઇ આવ્યો, એ હકીકત સાથે મળતી આવે છે. આ બન્ને વાતોનું મળતાપણું દંતકથા રૂપે જ છે, ઐતિહાસિક નથી, વગેરે ચર્ચા કરવામાં આવી છે. પૃષ્ઠ સંખ્યા ૨૨+૨૩૧=૨૫૧. કીં. રૂ. ૩

# પ્રસ્તાવના



ગુજરાતના પ્રાચીન પાટનગર અણહીલપુર પાટણની ગાદીએ આવનાર રાજપૂત મહારાજાધિરાજાઓમાં ભીમદેવ બીજો અથવા ભોળો ભીમ રાજત્વકાલના વિસ્તારની દ્રષ્ટિએ સૌથી પહેલો આવે છે. સંવત ૧૨૩૪થી ૧૨૯૮ સુધીનાં ૬૪ વર્ષ પર્યંત તે અણહીલપુર પટ્ટણનો મહારાજાધિરાજ હતો. એટલું ખરૂં કે પહોળા પટમાં વહેતી સામાન્ય નદીનો પ્રવાહ જેમ છીછરો બને છે, તેમ તેના બાહોળા રાજત્વકાલના પ્રમાણમાં પરાક્રમનો પ્રવાહ બહુ આછો હતો. આથી તેનો ૬૪ વર્ષનો રાજકાલ ઇતિહાસમાં બહુ પ્રસિદ્ધિ પામ્યો નથી. તે છતાં રાસા, પ્રબંધો અને દંતકથાઓમાં તો તેના વિષે ઘણી રસિક વિગતો નોંધાયેલી છે. એટલે તેના સમયની એકાદ રસભરી ઐતિહાસિક નવલકથા આલેખી શકાય તેવી ઘણી સામગ્રી જૂના ગ્રંથોમાંથી મળી આવે છે. તેનો ઉપયોગ કરી આ નવલકથા લખવાનો પ્રયાસ કરેલો છે.

આ નવલકથાનો સમય ભોળાભીમના રાજત્વકાલના ઉત્તરાર્ધનો છે. સોલંકી રાજવંશના હાથમાંથી પાટણની રાજધુરા વાઘેલા શાખામાં કેવી રીતે સરી ગઈ અને તેમાં કયાં કયાં બળો કામ કરતાં હતાં તે અહીં વાર્તાકારની દૃષ્ટિએ ચિતરેલું છે. નવલકથાના રસની પુષ્ટિ માટે આવી કૃતિઓમાં કલ્પનાને યોગ્ય સ્થાન આપવું જ પડે છે. પણ તે કલ્પના ઇતિહાસની પશ્ચાદ્‌ભૂ ઉપરથી જ પાંખો ફફડાવી ઉડે છે, એટલે ઇતિહાસને એમાં બહુ અન્યાય થવા જેવું નથી રહેતું. છતાં ઐતિહાસિક નવલકથાનું એકાંતિક ધ્યેય ઇતિહાસનું શિક્ષણ આપવાનું નથી

હોતું, એ વાતનો સૌ કોઇ સ્વીકાર કરશે. અને એવા સ્વીકાર પછી, વાર્તાને કલાદેહ આપવામાં ઇતિહાસની સામગ્રીને કયાંક કયાંક હથોડાના ઘા મારેલા જણાય તો તે ક્ષમ્ય ગણાશે, એવી આવી આશા છે. જો કે મુખ્ય ઇતિહાસને ભ્રષ્ટ થવા દીધો નથી.

ભોળા ભીમના રાજઅમલના પૂર્વાર્ધમાં ગુજરાતની સત્તા સોરઠ, આબુ, ડુંગરપુર અને મેવાડ પર્યંત જામેલી હતી. દક્ષિણમાં લાટમાં પણ ભીમદેવની આણ વર્તાતી હતી. એટલે સિદ્ધરાજ તથા કુમારપાળના સાર્વભૌમત્વને તેણે પણ ટકાવી રાખ્યું હતું. પણ તેની વૃદ્ધાવસ્થા અને મનની અસ્થિરતાથી પાટણનું રાજતંત્ર તેના રાજકાલના પાછલા વર્ષોમાં ડગુમગુ બની ગયું હતું. તે સમયે અણહીલપુરની રાજધુરાને બરોબર સંભાળનાર વાઘેલા સામંત લવણપ્રસાદ હતા. તે પાટણના રાજચિંતાકારીના નામથી પ્રસિદ્ધ હતા અને ભીમદેવ મહારાજ પણ પાછલાં વર્ષોમાં તેમના રક્ષિત જેવા બની ગયા હતા.

જયંતસિંહ નામક સરદારે મહારાજા ભીમદેવને દૂર કરી થોડો વખત પોતાના હાથમાં પાટણનો રાજદંડ ધારણ કરી રાખ્યાની ઘણી સાબીતીઓ મળી આવે છે. આ જયંતસિંહ સોલંકી વંશનો જ હોવાનું ઇતિહાસકારો માને છે. એક સામાન્ય મંડળેશ્વર, ભીમદેવ જેવા મહારાજાધિરાજને લવણપ્રસાદ જેવા મહામંડળેશ્વરની હયાતીમાં જ રાજપાટ પરથી દૂર કરે અને તે સ્થિતિ લાંબો વખત ટકી શકે છે, એ ઉપરથી જ આપણને તે વખતના અણહીલપુર પાટણના રાજમહેલની આંતરિક ખટપટોની ગંધ આવ્યા વગર નથી રહેતી. ગમે તેમ હો, પણ ભીમદેવ પુનઃ રાજપ્રાપ્ત કરી શકયો છે અને લવણપ્રસાદ તથા આચાર્ય વેદગર્ભરાશિ પ્રત્યે તેનો સદ્ભાવ છેવટ સુધી કાયમ રહેલો જોવામાં આવે છે.

આ કથામાં દંતકથાઓને પણ યોગ્ય સ્થાન મળેલું છે. આજકાલ ગુજરાતના ઇતિહાસનું સંશોધન ઝડપભેર ચાલી રહ્યું છે અને દંતકથાઓની કસોટી કરી કરીને તેમાંથી ગ્રહણ કરવા જેવું કરી લઇ,

નકામી દંતકથાઓને બાજુએ ફેંકવામાં આવે છે. મુખ્યત્વે જે દંતકથાઓને કોઇ લેખ, ગ્રંથ કે બીજા પુરાવાથી ટેકો નથી મળતો તેને સંપૂર્ણ ખોટી માનવાનું વલણ હાલ જોવામાં આવે છે. પરંતુ ભવિષ્યમાં, આજે નથી જડતો તેવો નવો લેખ કે પુરાવો મળી આવતાં તે દંતકથાઓ પુનઃ ઇતિહાસકારના અભ્યાસનો રસિક વિષય બની જાય એવો સંભવ તો છે જ. વળી દંતકથાઓમાંના ચમત્કારોને બાદ કર્યા પછી, તેમાં રહેતી નક્કર હકીકતો લોકોમાં કેવા કારણે વાર્તારૂપે વહેવા લાગી હશે તેનો પણ વિચાર થવો ઘટે છે. ઘણીકવાર ઐતિહાસિક ગ્રંથ કે પ્રબંધ લખનાર અમુક અમુક અપ્રિય વસ્તુઓ છોડી દે છે, લેખ કોતરાવનાર મનગમતી વિગતો જ લેખમાં કોતરાવે છે,—અણગમતી છોડી દે એ સ્વભાવિક છે. પણ લોકજીભ તો વ્યકિતને પ્રિય કે અપ્રિય હોવાની પરવા રાખ્યા વગર બનેલી ઘટનાઓને જેમની તેમ વાર્તારૂપે જનસમૂહમાં વહેતી મૂકે છે. એમાં અતિશયોકિત અને અશુદ્ધિઓ ભળી હોય છે, પણ એનું ઉત્પત્તિકારણ તો કોઇને કોઇ ઐતિહાસિક ઘટના જ હોઇ શકે. આ દૃષ્ટિએ કોઇ પણ દંતકથાને 'ઠંડા પહોરની ગપ' કહેતા પહેલાં બહુ વિચાર અને અભ્યાસ થવો જોઇએ. સંશોધનના જટિલ અને ઉંડા અભ્યાસ માગતા વિષયમાં માથું મારવું એ અત્રનું કર્તવ્ય ન હોવાથી એ વિષે આટલો ઇસારો જ બસ થશે.

જૂના વખતમાં ચાલતી રાજખટપટો કદાચ આ જમાનાને પણ નવીન લાગે તેવી છે. વસ્તુપાળ, તેજપાળ અને લવણપ્રસાદ જેવા રાજનીતિજ્ઞો ભલભલાને પોંચા કરડવા પડે તેવા દાવ ફેંકતા. ગુપ્તચરોની સંસ્થા તો મનુના કાળ જેટલી, બલકે તેથીય જૂની છે. એક વાર મુસલમાનો મેવાડમાં ચઢી આવેલા હતા. ત્યાંથી તે ગુજરાત ઉપર ચઢી આવે એવી ભીતિ ઉપસ્થિત થઇ હતી. તે સમયે વસ્તુપાળ મંત્રીએ પોતાના કેટલાક કુશળ ગુપ્તચરો બગદાદ મોકલી મુસલમાનોમાં અંદર અંદર ખટપટ જાગે તેવી પ્રવૃત્તિ કરાવી હતી. એને પરિણામે માંહે માંહે ઝઘડતા મુસલમા-

નોને મેવાડમાંથી જ પાછા ભાગી જવાની ફરજ પડી હતી. મધ્ય-કાલીન ઇતિહાસમાં બીજે પણ આવી જાતના કૌટિલ્ય પ્રયોગો મળી આવે તેમ છે. એટલે આવી ઐતિહાસિક નવલથાઓમાં તેનું ચિત્રણ સ્વાભાવિક થઇ પડે છે.

મહાન્ સોલંકીવંશની રાજકલા ભોળા ભીમદેવના સમયથી અસ્ત પામવા લાગી હતી. ભીમદેવ પછી સોલંકી નામ ભૂંસાઇને 'વાઘેલા વંશ' પ્રકાશમાં આવ્યો. તે પણ અસ્ત પામતા સોલંકી વંશ રૂપી મહાન્ સૂર્યના છેલ્લા કિરણ જેવો—સંધ્યાના ક્ષણિક પ્રકાશ જેવો હતો. એટલે આ નવલકથાને "સોલંકીનો સૂર્યાસ્ત" એ નામથી ઓળખાવવામાં આવી છે.

આ નવલકથા લખવા માટે ઐતિહાસિક માહિતી મેળવવા સારૂં નીચેના ગ્રંથો વગેરેની સહાય લીધી છે. તે બદલ તે ગ્રંથકારોનો હું ઋણી છું.

૧ રાસમાળા ભાગ ૧ લો (ગુજરાતી ભાષાંતર)

૨ ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ વિભાગ ૧ લો

૩ કુમારપાળ ચરિત્ર.

૪ દ્વ્યાશ્રય.

૫ પ્રબંધચિંતામણી.

૬ કીર્ત્તિકૌમુદી.

૭ પૃથ્વીરાજ રાસો.

૮ વાઘેલા વિષે વધારો.
(રાસમાળાના ભાષાંતર કર્તા શ્રી. રણછોડભાઇએ લખેલો.)

૯ સામયિકોમાંના પ્રકીર્ણ લેખો.

પૃથ્વીરાજ રાસો તથા બીજા પ્રબંધોની બધી વાતો માન્ય કરવા જેવી નથી. એ વસ્તુસ્થિતિ ખ્યાલમાં રાખીને જ વસ્તુ તથા પ્રસંગોની પસંદગી કરેલી છે; તે છતાં કોઇ કારણે ઐતિહાસિક ઘટનાને

જાણ્યે અજાણ્યે વિકૃતિ પ્રાપ્ત થઇ હોય એ સંભવિત છે. તે બદલ ઇતિહાસના અભ્યાસીઓ ઉદાર દૃષ્ટિ રાખશે એવી આશા છે.

ઐતિહાસિક વાર્તા ઇતિહાસે દોરી આપેલી મર્યાદાઓમાં રહીને જ ઘડવી પડે છે. તેમાં ન જેવી છુટ લેવા છતાંય વાર્તાની કલા ઇતિહાસને એવફા તો નથી જ થઇ શકતી. એટલે લેખકની પોતાની મર્યાદા ઉપરાંત એ વાતને પણ નજરમાં રાખવા સુજ્ઞ વાંચક તથા વિવેચકોને વિનતિ છે.

આ નવલકથાના લેખન અને પ્રકાશનની વચ્ચે સમયનો લાંબો આંતરો પડી ગયો છે. તેમ છતાંય તેના પ્રકાશનની જવાબદારી લેવા માટે હું "ગુજરાતી" પત્રના સંચાલકનો આભાર માનું છું.

સુબાનો ખાચો, **વિસનગર**<br>ચૈત્રી નવું વર્ષ સંવત્ ૧૯૯૬.

**જેઠાલાલ નારાયણ ત્રિવેદી**

---

## લેખકની અન્ય કૃતિઓ

૧ **કાચાં ફળ** (નવલિકા સંગ્રહ)
૨ **નયનનાં નીર** (નવલિકા સંગ્રહ)
૩ **પાટણનો પુનરૂદ્ધાર** (નવલકથા)
૪ **પાંખડી** (કાવ્ય-મુકતકો)
૫ **સુરેખા** (નવલકથા)
૬ **સમ્રાટ વિક્રમ** અથવા **અવંતીપતિ** (નવલકથા)
૭ **રંભા** (નવલકથા) [છપાય છે]

### અપ્રગટ

૮ **કુમારી સરલા** અને **બીજી વાતો**
૯ **કાવ્યદર્પણ** (લક્ષણગ્રંથ)

# સોલંકીનો સૂર્યાસ્ત

## અનુક્રમણિકા

### પ્રથમ ખંડ – લૂણસાપા



### દ્વિતીય ખંડ – વીરમદેવ

# સોલંકીનો સૂર્યાસ્ત

## ખંડ ૧ લો–લૂણસાપા



## પ્રકરણ ૧ લું

### મુનસરને કાંઠે

વિક્રમ સંવતના તેરમા સૈકાની છેલ્લી પચીશીના એક પ્રભાતે વીરમગામના દરબારગઢમાં કસુંબાપાણી ઉડી રહ્યાં હતાં. કસુંબાની લિજ્જતમાં ડાયરો રંગે ચડ્યો હતો. અલકમલકની વાતો રાજબારોટને મુખેથી સરી રહી હતી. એ ડાયરાના મુખી વીરમગામના તે વખતના ગિરાસદાર વીરમદેવ વાઘેલા હતા. કસુંબાના ઘેનથી તેમની રતુમડી આંખ વધુ લાલ બની હતી. ડાયરામાં ઉડી રહેલા હાસ્યતરંગોમાં તે પણ ક્વચિત્ તેમના મોભાને છાજતી રીતે સાથ પૂરતા હતા.

હિંદુ પૌરાણિક કથાઓનો મુકાબલો કરે તેવી અદ્દભુત રસથી ભરેલી સિદ્ધચક્રવર્તી શ્રી. જયસિંહદેવ મહારાજની પરાક્રમગાથા ગવાઇ રહી હતી. સોલંકીવંશના પ્રબળ અંકુરો જેવા વાઘેલાઓ મુછપર તાવ દઇ સાંભળતા હતા ને વચ્ચે વચ્ચે ખમા ખમાના અવાજથી ડાયરો ગાજી ઉઠતો હતો. રોજબરોજ એ પ્રમાણે વીરરસનું પાન કરતા હોવા છતાં ડાયરાના સભાસદોને ખાવાપીવાની જરૂર તો પડતી જ હતી, તેનું સૂચન દરબારગઢમાંથી ભોજનની વરદી આવતાં જ સૌને થયું. ભોજનની વરદી આપી વડારણ અંતઃપુરમાં ચાલી ગઇ અને ડાયરો વિખેરાવા લાગ્યો.

"મહારાજ, એક નવી વાત સાંભળવા જેવી છે." વીરમદેવ અંદર જવા માટે ઉઠવાની તૈયારીમાં હતા, તેવામાં તેમનો હાથ માનપૂર્વક દાબી એક વિશ્વાસુ રજપૂતે ધીમેથી કહ્યું. વીરમદેવને તેમના મંડળમાં સૌ મહારાજ કહીને જ સંબોધતા હતા. દરબાર કે બાપુનું સંબોધન તેમને બહુ ગમતું નહિ એ સૌના જાણવામાં હતું.

"શી વાત છે, કહો." વિખેરાયેલા ડાયરામાંથી બેસી રહેલા ચાર પાંચ વિશ્વાસુ માણસો તરફ જોઇ લઇ આતુરતાથી વીરમદેવે પૂછ્યું.

"આ બારોટની પદ્મિની ને હસ્તિનીની વાતો સાંભળી સાંભળીને તો થાક્યા, પણ જોવા ક્યાંય ન મળી. રતિ જેવી ને રંભા જેવી કહી કહીને વર્ણવે પણ......"

"આડી વાતે મ ચઢ વિજય, ત્હેં કોઇ પદ્મિની જોઇ છે કે શું તે કહેને ?" પદ્મિનીની વાતથી વીરમ સચેત થઇ વચ્ચે જ બોલ્યો.

"તે જ કહું છું, મહારાજ." વિજયે મહારાજની આતુરતા પરથી વધુ ધીમા સ્વરે કહ્યું: "મેં પદ્મિની જોઇ છે ને તે મહારાજના જ ગામમાં. આજે સાંજે તે મહારાજને પણ બતાવીશ."

"પ્રજાની મા બેટી પર નજર નાંખનારને વીરમ શું શિક્ષા કરે છે તે તો જાણે છે ને ?" વીરમમાં સૂતેલો સજ્જન જરા સળવળી ઉઠ્યો. એવા સુજનતા અને શૌર્યના સળવળાટને લીધે જ વીરમ ઉદ્ધત અને હઠીલો હોવા છતાં તે જમાનામાં શૂરવીરો તથા ગુણીજનોનો માનીતો ગણાતો હતો.

"તે તો જાણું જ છું. પણ આ તો પદ્મિની પોતે જ કદાચ મહારાજને કંઠે વરમાળ આરોપશે." વિજય હસ્યો ને વીરમનું મોં પણ મલક્યું.

"અહીંઆં હાજર રહેલા રાજસેવકોથી કાંઇ છુપાવવાની જરૂર નથી. સ્પષ્ટ વાત કર." રાજસેવકોનાં મસ્તક રાજાના આ કથનથી સહજ સગર્વ ટટાર બન્યાં.

"મહારાજ, મુનસરને કાંઠે એક પરદેશી સુંદરી કાલે આવી પોતાના રસાલા સાથે મુકામ નાંખી પડી છે. એનું રૂપ તો આપણા બારોટ તો શું, પણ સાક્ષાત્ ભગવાન્ પણ વર્ણવી શકે તેમ નથી. મારા સાંભળવા પ્રમાણે તે મહારાજની ભેટ લેવા આતુર છે."

"પરદેશીનો વિશ્વાસ એકદમ થાય નહિ. પહેલાં મહારાજે પાકો તપાસ કરવો જોઈએ." પાસે બેઠેલા માણસોમાંથી એકે સલાહ આપી.

"હા, આજકાલ જિનમંત્રીઓ જબરાં કારસ્થાન ગોઠવે છે. જુના કાળમાંયે રાજસત્તાના લોભિયાઓ વિષકન્યાઓથી દુશ્મનોના જીવ લેતા, એટલે ચેતીને ચાલવું. दृष्टिपूतं न्यसेत्पादम् એ ભૂલવા જેવું નથી." વીરમદેવના દરબારના રાજનીતિના સલાહકાર બ્રાહ્મણમિત્રે પોતાનો સ્વર પૂરાવ્યો.

"તમારા બધાની સલાહ ખોટી નથી." મૂછ આમળતાં આમળતાં વિચારવશ બનેલો વીરમદેવ બોલ્યોઃ

"ઠીક, હાલ વધુ સમય એ વાતચીત માટે નથી. ત્રીજો પ્રહર થતાં વિજય, તું મને ફરી મળજે." વીરમદેવે થોડીવારે ઉભા થતાં વિજયને સૂચના કરી.

બધાએ ઉભા થઈ માનપૂર્વક નમન કર્યું ને મહારાજા વીરમદેવ અંદર ચાલ્યા ગયા.

"વિજય, સંભાળજે! ધોળકાના જિનમંત્રીઓની જાળ ન હોય તે." છુટા પડતાં પેલા બ્રાહ્મણ કારભારીએ ફરી ચેતવણી આપી ને બધા દરબારગઢમાંથી નીકળી પોતપોતાને નિવાસસ્થાને રવાના થયા.

× × × ×

"વિજય, એનું નામઠામ તું જાણે છે?" પાછલે પહોરે રાજગઢીમાં ખાનગી મુલાકાત વખતે વીરમદેવે વિજયને પૂછ્યું.

"ના મહારાજ, પણ તે સુંદરી ચોસઠ કળામાં નિપુણ છે ને કોઈ મોટા રાજામહારાજાના દરબારગઢને શોભાવવા ઇચ્છે છે."

"તેં શી રીતે જાણ્યું?"

"એના એક અનુચર સાથે મારે તળાવ પર જ વાતચીત થઇ હતી. લોકો તેને વેશ્યા ગણે છે, પણ તે વાત ખોટી છે. કોઇ ગુણીજનને જ આશ્રયે રહી તે પોતાની કદર કરાવવા માગે છે."

"એટલું બધું ? દેશેદેશ ભટકતી વારાંગના જેવી નારીને માટે એટલી હદે કલ્પના તેં શી રીતે બાંધી ?"

"અહો ! તેનો અનુચર તો કહેતો હતો કે પ્રભાસમાં એક વખત અણુહીલવાડના મહામંત્રી ચાચીંગને એણે ત્રણ તમાચા લગાવી દીધા હતા."

"શી ઘટના ઘટેલી કે એમ થયું ?" વીરમદેવ હસ્યો.

"બીજું શું થાય ? રૂપ, યૌવન, નૈપુણ્ય અને સાહસની ભરેલી આ નારીને એક ન જેવી વેશ્યા ગણી, ચાચીંગે એને ખરીદવા ઇચ્છા બતાવેલી. એ બિચારો સમજેલો કે અણુહીલવાડના મહામંત્રીની ઉપપત્ની થવાનું આ સુંદરી સ્વીકારી લેશે, પણ એ ગણત્રી જુઠ્ઠી પડી. ચાચીંગ જાતે આ રૂપગર્વિતાને મનાવવા ગયા ને પરિણામે આ સુંદરીના સુકોમળ હસ્ત પોતાને ગળે વીંટાળી લેવાને બદલે લમણે તમાચા ઝીલી પાછા ફર્યા." વિજય હસ્યો.

"છતાં તું મારી પણ એ દશા કરાવવા......"

"ખબરદાર, એવું બોલ્યા તો બાપુ ! મારો ધણી તો નારીઓનો નટવર છે. એ કોઇથી ચળે નહિ પણ ધારે તેને ચળાવી શકે." ટીખળ કરતા વીરમદેવને વચ્ચે જ અટકાવી વિજયે ખુશામત કરી લીધી. આવા પ્રસંગે ખાનગીમાં તેના જેવા હજૂરિયા લાડમાં "બાપુ" કહેવાનો પોતાનો હક્ક સાબીત કરી લેતા. જાહેરમાં અણગમતા શબ્દો કોઇકવાર ખાનગીમાં એટલા જ પ્રિયકર થઇ પડે છે.

× × × ×

એ સાંજે મહારાજા વીરમદેવની સ્વારી પગે ચાલતી જ શહેરમાં ફરવા નીકળી. સાથે માત્ર એક વિજય હતો. શહેરમાં થોડીક વાર ફરી નગરજનોનાં નમન ઝીલતા મહારાજા મુનસરને કાંઠે આવી પહોંચ્યા.

સાંજ પડવા આવેલી હોવાથી તળાવના ઘાટ લગભગ નિર્જન થવા લાગ્યા હતા. કોઇ રડયાખડયા લોકો જ ન્હાવાધોવા તે વખતે આવતાં.

વીરમદેવ તળાવને કાંઠે થોડુંક ફરી બોલ્યા: "વિજય, કયાંક થોડીક વાર બેસીશું ?"

"મહારાજાને બેસવા જેવી જગ્યા હું પણ ખોળી રહ્યો છું." ચકોર નજરે ચારે તરફ જોતો વિજય બોલ્યો.

"આ સામેનો ઘાટ ખાલી છે. ત્યાંથી......"

"મારી સાથે જ પધારો." હાથનો સંકેત કરી મહારાજાને ચૂપ થવા સૂચવતો વિજય આગળ ચાલ્યો. મહારાજા મૂંગા રહી તેને અનુસરવા લાગ્યા.

"અહીં આરામ કરો જરા." પોતાનો કિંમતી ઉપરણો ઘાટના એક સ્વચ્છ પગથાર પર પાથરી વિજયે વીરમદેવને વિનંતિ કરી. વીરમ ત્યાં બેઠો.

વિજય મહારાજાને કંઇક બતાવવા વાણીનો ઇસારો કરી રહ્યો હતો: "મહારાજા, હવે પાણી સ્વચ્છ રહે છે હો !"

"હા, માછલાં એમનું કામ કરેજને !"

"પેલા કૂવા આગળ પહેલાં કેટલી લીલ હતી ?" વિજયે મહા-રાજાની નજર કૂવા તરફ દોરી. તે તરફ જોતાં જ મહારાજા સ્થંભી ગયા. એ સ્થળે લીલ ન હતી પણ એ લીલમાંથી જાણે અમોઘ તપના ફળ જેવું દિવ્ય કમળ ઉગી નીકળ્યું હોય એમ લાગ્યું.

આકાશમાં ઉગતા પૂર્ણેન્દુને લજાવે તેવું એક સુંદરીનું સુંદર મુખ તે સ્થળે પાણીપર ઝૂલતું હતું. આથમતા સૂર્યનાં કિરણો એ મોહક મુખકમળને ઓર મોહકતા અર્પી રહ્યાં હતાં. સુંદરીનું સ્થાન રાજાની બેઠકવાળી જગોથી થોડું છેટે હતું એટલે રાજાને હજી તેણે જોયો નહતો. કાંઠે એ સુંદરીની એક કિંકરી વસ્ત્રો સહિત પ્રતીક્ષા કરતી બેઠી હતી.

"વિજય !" ગલિત થતા સ્વરે વીરમદેવથી બોલાઇ ગયું. વિજયે તે જોયું ને મલકાતે મુખે ચૂપ રહ્યો. અણુધારી રીતે તે રાજાની ઇપ્સિત વસ્તુ રજુ કરી શકયો હતો, તેથી મલકાતો હતો.

સ્નાનમાં રત બનેલી સુંદરીએ પોતાનું લાંબી વેણીથી શોભતું શિર જરા હલાવી મૃણાલદંડ જેવા કોમળ અને ભરાઉ હસ્તોથી કેશને સમારવા માંડયા. રાજા તે છટા જોતાં વિવશ બન્યો. એનું હૃદયયંત્ર જોરથી ધડકતું હતું. તેને તેજ પળે એ સુંદરી સાથે પરિચય કરવા ઉત્કંઠા થઇ આવી, પણ તે શિષ્ટાચાર વિરૂદ્ધ છે, એમ ખ્યાલ આવતાં તે લાચાર બન્યો. પોતાને એ સુંદરી આ રીતે તળાવને કાંઠે બેઠેલો જોઇ ન જાય તે સારૂં ત્યાંથી ઉઠી જવાની તેને જરૂર લાગી. પણ તેનો અમલ કરતાં તેની પરવશ બનેલી આંખોએ તેને રોકયો ને થોડી જ વારમાં સુંદરી જળ ડહોળતી હાથની અંગુલીઓ જળમાં રમાડતી કાંઠે આવવા લાગી. વીરમને થયું કે પોતે પાસેના એકાદ શિવાલયને ઓથે સંતાઇ જાય તો પોતાનો મરતબો જળવાય. પણ જળનીતરતી જળ-સુંદરી જેવી એ રમણીને જોવામાં તે તેમ કરવાનું વિસરી ગયો.

વિજય પણ સ્થિર નજરે સુંદરીના અજોડ રૂપનું પાન કરી રહ્યો હતો. સુંદરીએ રાજા બેઠો હતો ત્યાં એક નજર નાંખી. બેસનારના દેખાવ પરથી જ તે બેસનારની પદવી વિષે કંઇક મન સાથે સમજી ગઇ. તેણે શરમથી નીચી નજર કરી, પોતાની રૂપવેલ શી દેહને નજીકના એક શિવાલયને ઓથે છુપાવી દીધી. મુનસરને કાંઠે તે વખતે ત્રણસે સાઠ શિવાલય આબાદ હતાં. એવા એકાદ શિવાલયની દેરીને ઓથે પેલી સુંદરીએ પોતાનાં વસ્ત્રો બદલવા માંડયાં.

શરીર સાથે ચોંટી જઇ પુષ્ટ અંગોને બેમર્યાદ રીતે સ્પષ્ટ કરતું ઝીણું રેશમી વસ્ત્ર દાંતમાં પકડી, નીચી નજરે વ્રીડાભર્યાં નયને છુપાઇ જતી એ અજોડ રૂપસી વીરમના હૃદયમાં ચિરંતન ચિત્ર તરીકે કોતરાઇ ગઇ. રાજ્યના કાવાદાવા, ધોળકાનું યુવરાજપદ કે અણહીલવાડની ગાદીની

ખટપટ બધું તેને મિથ્યા લાગ્યું. જાણે આ અસાર સંસારમાં એ રૂપસી જ એક સારરૂપ હતી એમ તેને લાગ્યું.

"મહારાજ, એ જ સુંદરી, આપે જોઇને ?" વિજયે ધીમેથી પૂછ્યું.

"સાચે જ પદ્મિની છે. એનો સંકોચ એની કુલિનતાની શાખ પૂરે છે." વીરમ બોલી ઉઠયો.

"તો મહારાજ, હું નહોતો કહેતો ? આવું રત્ન તે કોઇ દિ રાજખટપટમાં ઉતરે ? આ તો ભાગ્યશાળીને જ સાંપડી આવે."

"તારૂં કહેવું ખરૂં છે."

"હવે કેણી તરફ જવું છે ?" ઉભા થતાં વિજયે પૂછ્યું.

"મારૂં ચિત્ત તો એ સુંદરીની પાછળ જ ચાલ્યું ગયું છે, પણ દેહને માટે એ શકય નથી. માટે નગરમાં જ પાછા ફરીએ."

"મહારાજ, એ પણ શકય બનશે. આપણા દરબારમાં એ સુંદરીનો એકાદ નાચ ગોઠવી પછી પરિચય સધાતાં બધુંય પાર પડશે."

"કેવું રૂપ ! દેવોનેય દુર્લભ !" ઉભો થતાં થતાં વીરમદેવ મનમાં બબડયો.



# પ્રકરણ ૨ જું

## સુકેશીનો સત્કાર

એ આખી રાત વીરમદેવે જળસુંદરીના અજોડ રૂપના ચિંતનમાં જ વીતાવી. પાછલે પરોઢિયે નિદ્રામાં પણ તેનાં જ સ્વપ્ન આવવા લાગ્યાં. સવારમાં વહેલો વીરમદેવે વિજયને બોલાવ્યો ને તે સુંદરીના કારભારીને પોતાની પાસે બોલાવી લાવવા આજ્ઞા કરી.

"તેને બોલાવી આપ શું કરશો, મહારાજ?" વિજય માત્ર હજૂરિયો જ નહતો; તે શૂરવીર સૈનિક અને વફાદાર સેવક હોવા ઉપરાંત એક ચતુર મુત્સદ્દી પણ હતો.

"એ સુંદરીનાં દર્શન વગર મને હવે વખત વીતાવવો મુશ્કેલ લાગે છે. એટલે તેની સાથે પરિચય કરી એ સુંદરીને જીતવી જ જોઇશે."

"તેની આપ ચિંતા મ કરો. હું છું ને આપના બાહોશ મંત્રીઓ છે, આપે જાતે એવા સામાન્ય પુરૂષને મુલાકાત આપવી ઇષ્ટ નથી," ચાલાક વિજયે સલાહ આપી.

"તો પછી કેમ કરશો?" ગૂંચવાતા વીરમે પૂછયું.

"હું બધી ગોઠવણ કરૂં છું. આપે જરા ધીરજ રાખવી પડશે." એમ કહી વિજયે તે વખતે વીરમની રજા લીધી.

વિજયે એ સુંદરીનું નામ મેળવ્યું હતું. તેનું નામ સુકેશી હતું. તેણે સુકેશીનાં માણસોને રાજકર્મચારીને ઘટતી સીફતથી પોતાને હાથ કરી લીધાં. વળી મુનસર તળાવનો આકર્ષક દેખાવ અને આજુબાજુની વગડાની લીલી હરિયાળી સુકેશીને ગમી ગઇ હતી. એટલે એકાદ સપ્તાહ ત્યાં રહી ત્યાંથી ધોળકા જવાનો તેનો ઇરાદો હતો. એટલે તેટલા સમયમાં વીરમગામના ઠાકોરને પોતાની નૃત્યકળાના પ્રભાવે આંજી વાટખરચી મેળવી લેવાની તેની નેમ હતી. આથી સુકેશીના માણસો રાજકર્મચારીઓના પરિચય માટે ઉત્સુક જ હતા.

વિજયે વીરમદેવના વિપ્રમંત્રી સાથે તથા બીજાઓ સાથે વાટા-ઘાટ કરી લીધી અને વીરમદેવની ઇચ્છા મુજબ એ રમણી વીરમગામ દરબારમાં જ કાયમ માટે રહી જાય તેવી યોજના ગોઠવવા માંડી. રાજાની નાની નાની ઇચ્છાઓને મંત્રીએ હમેશાં માન આપવું પડે છે. પણ તેમ કરતી વખતે પણ ચતુર મંત્રીઓ તો પોતાની મહત્તા સાચ-વીજ લે છે. સુકેશી જેવી એક સુંદર નર્તકી વીરમદેવને મહેલે બેસાડવાના ન જેવા પ્રસંગમાં માનપાત્ર મંત્રી પોતાની કિંમતી બુદ્ધિ ખરચે અને બીજા તેને મદદ આપે ને તેને મહાકાર્ય લેખે એ અજુ-ગતું ગણાય. આથી ચતુર મંત્રીએ એ નર્તકીના ધોળકા તરફ જવાના આશયને વધુ પડતું મહત્ત્વ આપી વીરમના સામંતો તથા દરબારી-ઓના મન પર એમ ઠસાવ્યું કે આવું રત્ન વીરમદેવ જેવા નર-કેસરીને હાથ ચઢયા છતાં સરકીને તેમના પ્રતિસ્પર્ધી લેખાતા ધોળકાના રાણાને દરબારે જઇ બેસે તો તે વીરમદેવની જ નહિ પણ આખા વીરમગામ દરબારની નાલેશી લેખાય. આ મુદ્દા પર બધા સામંતો એકમત થયા ને સુકેશીને વીરમગામમાં જ રોકી લેવાની વાતને ગર્વભરી રીતે ટેકો આપવા લાગ્યા. ધોળકામાં વીરમદેવનો નાનો ભાઇ વીસળદેવ પાટે હતો. તેની સાથે અણુબનાવ થવાથી વીરમદેવ કાયમ વીરમગામમાં જ રહેતો હતો. પણ તે બધી રીતે વીસળદેવથી વધુ શૂરવીર, પ્રતાપી ને ગુણીજન છે એમ તેની તથા વીરમગામના સામંતોની માન્યતા હતી. આથી સુકેશીને વીરમગામમાં રાખી લેવાના પ્રયાસને વીરમગામ પુરતું રાજકારણીય સ્વરૂપ મળી ગયું. આ રીતે મંત્રીએ પ્રજા તથા સામંતોની દૃષ્ટિએ કંઇક લઘુતાભર્યા પ્રસંગને મહત્ત્વભર્યો બનાવી, પોતાનું તથા દરબારનું ગૌરવ સાચવી લીધું.

આ પ્રમાણે આ પ્રશ્નને મહત્ત્વ અપાયા પછી, તે સિદ્ધ કરવાનું, વિજય વગેરેને તો બહુ મુશ્કેલ ન લાગ્યું. પણ વીરમદેવને અધીરાઇ ઘણી હતી. સુકેશીના રૂપમાં ઘેલો થયેલો વીરમદેવ બસ એને જ ઝંખ્યા કરતો હતો. બીજે દિવસે સુકેશીનો નૃત્ય તથા ગાયનવાદનનો જલસો

વીરમગામના રાજગઢમાં ગોઠવાયો. નર્તકીને જાણે માન આપવાનું હોય તેમ દરબારગઢને શણગારી રોશનીનો ભપકો કરવામાં આવ્યો હતો. પ્રતિષ્ઠિત નગરજનોને પણ આ જલસામાં નિમંત્રણ અપાયું હતું.

જલસો શરૂ થયો, નર્તકીની અંગભંગિમા, દેહસંચાલનનું ત્વરાભર્યું નૈપુણ્ય, એનો કંઠ, સૌંદર્ય અને એ બધાંને સ્વરોદ્વારા વધુ રસિક કરતું વાદન–સંગીત સભાજનોનો અતિ આદર પામ્યું. દરબારી રીત મુજબ વખતોવખત જલસાના મુખી તરફ નર્તકીની અર્થ ભરેલી દ્રષ્ટિ પડતી. તે દ્રષ્ટિમાં હોવો જોઇએ તે કરતાં વધુ ભાવ અને અર્થ-સંભાર વીરમને જણાવા લાગ્યો. એ વાત ખરી હોય કે ખોટી તે તો નર્તકી જ જાણે, પરંતુ વીરમદેવના મંત્રીઓ પણ તેવો ભાવ અનુભવતા હતા, એટલે વીરમને દોષ દેવો નકામો છે.

વીરમ નર્તકીનું નૈપુણ્ય જોઇ બહુ જ ખુશ થયો. ઠરેલા પારિતોષિક ઉપરાંત નર્તકીને દરબારે ખુશ થઇ કિંમતી ભેટો આપી અને કળાનાં વખાણ કર્યાં. વળતે દિવસે દરબારી પ્રતિનિધિ તરીકે વિજયે સુકેશીની મુલાકાત લીધી. ગઇ કાલથી સુકેશીને તળાવપરના દરબારી ઉતારામાં જ રાજ–અતિથિ તરીકે રાખવાની ગોઠવણ થઇ ગઇ હતી. એટલે તે જ સ્થળે બહારના ઉદ્યાનમાં મુલાકાત ગોઠવાઇ. આ મુલાકાતનો હેતુ સુકેશીનું મન પરખી તેના દિલ પર વીરમ વિષે અમુક પ્રકારની છાપ પાડવાનો હતો.

સુકેશીના પ્રવાસ અને ભાવિ કાર્યક્રમ સંબંધી ઉપરછલ્લી વાતચીત થયા પછી દરબારની વાત નીકળી તે પરથી દરબારની હકુમત–સીમા અને ઉત્પન્ન સંબંધી પ્રશ્નો ઉઠયા, આના સારામાં સારા જવાબો વિજયની પાસે તૈયાર હતા.

મહારાજા વીરમદેવ ધોળકાના ભાવિ મહારાણા હતા, કારણ તે રાણા વીરધવળના જ્યેષ્ઠ પુત્ર હતા, પણ કુટુંબકલહ ટાળવા ખાતર જ તેમના દાદા લવણપ્રસાદની આજ્ઞાથી વીરમગામમાં રહેતા હતા. આ પ્રમાણે વીરમદેવનો પરિચય આપી વિશેષમાં વિજયે જણાવ્યું કે, મહારાજા

વીરમદેવ અણહીલવાડના મહારાજા થશે એ નિઃશંક છે. કારણ મહારાજાધિરાજ ભીમદેવને પુત્ર નથી ને તેમના રાજચિન્તાકારીને પદે રાણા લૂણસાપા છે, તે જ બધો વહીવટ ચલાવે છે. મહારાજાધિરાજે રાણા લૂણસાપા સમક્ષ તેમના પૌત્રને યુવરાજપદે સ્થાપવા ઇચ્છા પ્રદર્શિત કરી છે, જેથી થોડા જ વખતમાં અમારા મહારાજા અણહીલવાડના યુવરાજપદે અભિષિક્ત થવાના છે. અને તેટલા જ ખાતર ધોળકાની ગાદી માટે ઝઘડો ન કરતાં તેમના દાદા રાણા લૂણસાપાની આજ્ઞા માની તે અહીં રહ્યા છે.

પછી વીરમદેવના શૌર્ય ને સાહસનાં ખરાં ખોટાંખ્યાન પણ થયાં. સુકેશી આ બધી હકીકત રસપૂર્વક સાંભળતી હતી. છેક છેવટે મહારાજાના રણવાસ સંબંધી પણ વાત નીકળી. તે વાતમાં સુકેશીએ લીધેલો રસ વિજયને ખાસ નોંધપાત્ર લાગ્યો.

"તમારા મહારાજાને એક જ રાણી છે?" સુકેશીએ પ્રશ્ન કર્યો.

"હા, અમારાં રાણી જાબાલીપુરનાં રાજકન્યા થાય છે."

"ત્યારે તો એ રાજકન્યા અણહીલપુરનાં મહારાણી થવાનાં ખરું ને!" સુકેશીએ જરા ચાવીને પૂછ્યું.

"હાલ તો એમ જ મનાય. પણ વખતે મહારાજા બીજી રાણી લાવે ને તે નવી રાણીને પટરાણી બનાવે તો તેમ પણ બને." વિજયે કહ્યું.

"અને આ રાજકન્યાનો બાપ કંઇ ન કરે?"

"એ શું કરે? પ્રાકૃતમાં કહેતી છે ને કે, રાજાને ગમી તે રાણી ને છાણાં વીણતાં આણી." વિજય હસ્યો ને સુકેશી પણ હસી.

"મને તમારા રાજા સાથે વાતચીત કરવાની ઇચ્છા છે. તે ગોઠવણ કરશો?"

"હા, મહારાજા તો તમારાથી ઘણા જ પ્રસન્ન થયા છે. જો તમે કાયમ અહીં જ રહો તો ઘણા જ ખુશ થાય."

"હું કોઇ સારા રાજમાં જ નિવાસ કરવા ઇચ્છું છું. પણ તેવું સ્થાન મને હજી જડયું નથી. જોઉં છું શું થાય છે તે." સુકેશી મોહક સ્વરે બોલી ને એક દાસીએ સન્મુખ લાવી મુકેલો મેવો લેવા તેણે વિજયને આગ્રહ કર્યો. પોતે પણ થોડો મેવો લઇ જરા વાર રહીને ફરી બોલીઃ—

"ઠીક, મહારાજા મારૂં નિમંત્રણ સ્વીકારી અહીં પધારી શકશે ?"

"હું તેમને વિનંતિ કરી આપને જણાવીશ." વિજયે તેના દરજ્જાને ઘટતી ઢબે જવાબ આપ્યો.

વિજય સુકેશી સાથેની વાતચીતમાં એ પણ સમજી શકયો કે સુકેશી, માત્ર પોતાની નૃત્યકળાના પ્રદર્શન વડે જ જરૂર પુરતું કમાઇ લેતી હતી. તેની મુત્સદ્દીગીરીથી ભરેલી બુદ્ધિએ તેને કોઇ રાજકર્તાની ગુલામ બનવા દીધી ન હતી. છતાં દાણો ચાંપી જોયા પછી તેને એમ લાગ્યું કે જે બીજે નથી બન્યું તે વીરમદેવ સાથે બનવું શકય જણાતું હતું.

વિજયના ગયા પછી સુકેશી ઊંડા વિચારમાં પડી ગઇ. તેણે વીરમને બે જ વખત જોયો હતો. પ્રથમ મુનસરને કાંઠે સ્નાન કરી બહાર નીકળતાં ને બીજી વખત નૃત્યના જલસામાં. પણ તેની વીર-મુદ્રા એ બંને પ્રસંગે તેને આકર્ષક લાગી હતી. જે સાહસ, બેપીકરાઇ અને વીરતાનો સુકેશીને શોખ હતો તે વીરમમાં હોવાનો તેને ભાસ થયો. વળી વિજયની વાતચીત પરથી વીરમના ભાવિ વિષે પણ તે ઉજ્જ્વળ સ્વપ્ન જોઇ શકી. રાણા લૂણસાપાની સત્તા વિષે અને તેના વીરમદેવ પરના પક્ષપાત વિષે તેણે પણ થોડુંક સાંભળ્યું હતું. કારણ તે રાજદરબારોના મામલાથી પ્રત્યક્ષ રીતે દૂર હોવા છતાં એ વિષે જરૂરજોગું જાણી લેતી. આથી વિજયની વાતચીત વિષે સુકેશીના મનમાં શ્રદ્ધા અને રસ જન્મ્યાં હતાં.

આમ છતાં ચતુર નટી સરોવરકાંઠે પોતાને તાકી રહેલા વીરમનાં નેત્રોમાંની આગ પામી ગઇ હતી. એટલે પોતાના જીવનનું

યોગ્ય મૂલ મેળવવામાં પણ તે ગાફલ રહે તેમ ન હતું. તેણે વીરમ-દેવને તાવી જોઇને જે તે નિશ્ચય કરવા વિચાર કર્યો.

સુકેશી કોઇ રાજખટપટના અંગનું શસ્ત્ર બની આવી ન હતી તેની ખાત્રી થયા બાદ, વીરમદેવની તેની સાથે તેજ ઉતારામાં મુલાકાત ગોઠવવામાં આવી. અધીરા વીરમે તેના સ્વભાવ પ્રમાણે પ્રેમમાં પણ સાહસ કર્યું. તેણે નટીને ન આપવાનાં વચન આપી દીધાં અને તે તેને પોતાની કરીને જ નગરમાં ગયો.

મંત્રીઓએ તેણે કરેલી ઉતાવળ બદ્દલ તેને ઘટતા શબ્દોમાં ઠપકો આપ્યો. પણ સુકેશીને જીતનાર વીરમને પોતાની જીત આગળ બધુંય ન જેવું લાગ્યું.

"લાયકને લાયક વર આપતાં સાચા રાજવીઓ પાછા પડતા નથી. હું સુકેશીને મારી બનાવવા હૃદયથી ઇચ્છું છું તેમાં ભેદની દીવાલ રાખી શકું નહિ." વીરમનો મંત્રીને છેલ્લો જવાબ મળ્યો.

"ધણીને ગમ્યું તે ઢાંકણીમાં ને......" મંત્રી ધીમેથી બબડયો ને એ વાતનું પિષ્ટપેષણ તેણે છોડી દીધું. બધુંય મંત્રીઓનું જ ધાર્યું થાય તો પછી રાજા "રાજા" શી રીતે ગણાય, એવી દલીલનો આશ્રય લેઇ, મંત્રીએ પોતાની લાગણીને શાંત કરી.

## પ્રકરણ ૩ જું

## વીરમ અને વીસળ

અણુહીલવાડનો પ્રતાપી રાજા ભોળો ભીમદેવ વૃદ્ધ અને નબળો બની ગયો હતો. દિલ્હી ને અજમેરનાં દ્વાર ખખડાવનાર એ પ્રતાપી રાજા ઉતરતી વયે ઘસાઇ ગયો હતો. એના સામંતો અને મંડળેશ્વરો પ્રતાપી હતા, પણ તે પ્રતાપને એકાગ્ર બનાવવાનો ઉત્સાહ ભીમદેવમાં રહ્યો ન હતો. અણુહીલવાડનું રાજ્યચક્ર ભીમદેવના નામથી તેમનો રાજચિન્તાકારી લવણપ્રસાદ વાઘેલો ચલાવતો હતો. તે રાણા લૂણસાપાના નામથી પ્રખ્યાત હતો.

રાણો લવણપ્રસાદ કુમારપાળના મસિયાઇ ભાઇ આનાક અથવા અર્ણોરાજનો પુત્ર હતો. આ અર્ણોરાજ મહારાજાધિરાજ કુમારપાળના વખતમાં અણુહીલવાડમાં જ રહેતા ને તે કુમારપાળના માનીતા હતા. અર્ણોરાજના પિતા ધવલક કરીને હતા. તે ચૌલુક્ય કુળના ભાયાત હોઈ તેમને વ્યાઘ્રપલ્લી (વાઘેલ)નો ગ્રાસ મળેલો હતો. તે પરથી તેમના વંશજો વાઘેલા નામથી ઓળખાયા. અર્ણોરાજના વખતથી જ અણુહીલવાડના દરબારમાં આ વાઘેલ શાખાની લાગવગ વધવા લાગી હતી અને તે લાગવગ ભીમદેવના સમયમાં તેની પરાકાષ્ઠાએ પહોંચી હતી. અર્ણોરાજ પછી થયેલા તેના પુત્ર લવણપ્રસાદે અને લવણપ્રસાદની હયાતીમાં જ પરાક્રમ દાખવી ગુજરી ગયેલા તેના પુત્ર વીરધવળે ગુજરાત સૌરાષ્ટ્ર, અને કચ્છમાં દિગ્વિજયો કરી અણુહીલવાડની આથમતી કીર્તિને પ્રકાશમાન કરી હતી.

લવણપ્રસાદ રાજકારોબાર ચલાવવા કાયમ અણુહીલવાડમાં જ મહારાજા ભીમદેવની પાસે રહેતા હતા. આથી ધવલકે વસાવેલા ધોળકાની ગાદી પર લવણપ્રસાદનો પુત્ર વીરધવળ રાણા તરીકે બિરાજતો હતો. વીરધવળ મહાપરાક્રમી હતો અને તેના પરાક્રમને દિગંતમાં પ્રસારે તેવા બે મંત્રીઓ તેને મળી આવ્યા હતા. તે મંત્રીઓનાં નામ

વસ્તુપાળ અને તેજપાળ હતાં. આ બે મંત્રીબંધુઓની બુદ્ધિ અને ચતુરાઇ તે જમાનામાં અજોડ હતી. તેમણે રાજાની પૂર્ણ વફાદારીથી સેવા કરી, દેલવાડાનાં અક્ષયકીર્તિદાતા દહેરાં બંધાવેલાં છે.

વીરધવળે સૌરાષ્ટ્ર તથા કચ્છના નૃપોને નમાવ્યા અને દિલ્હીની યવનસેનાને પણ તેણે પોતાની તરવારનું પાણી બતાવી ગુજરાત પર આવતી અટકાવી દીધી હતી. ઘણા રાજા, તથા મંડલિકોને વશ કર્યા પછી જ્યારે વીરધવળના મંત્રીઓએ તેને મહારાજાધિરાજનું પદ ધારણ કરવા વિનંતિ કરી ત્યારે તેણે નમ્રતાથી ઉચ્ચારેલી વાણી સ્મરણીય છે; તેણે કહ્યું:

**अजित्वा सार्णवामुर्वीमनिष्ट्वा विविधैर्मखैः**
**अदत्वा चाथमर्थिभ्यो भवेयं पार्थिवः कथम् ॥**

અર્થ:–સમુદ્ર સુધી પૃથ્વી જીત્યા વિના, વિવિધ યજ્ઞ કર્યા વિના, યાચકોને ધન આપ્યા વિના હું રાજા કેમ થાઉં?

આ પ્રમાણે કહી વીરધવળે જણાવ્યું કે, 'હું તો મહારાજાધિરાજ ભીમદેવનો મંડલેશ્વર છું. મારે મારું રાણાપદ જ ઠીક છે.' આ શબ્દોથી વીરધવળની મહારાજા ભીમદેવ પ્રત્યેની વફાદારીનું સૂચન થાય છે. જો કે ભીમદેવને સંતાન ન હોવાથી તેની પછી તુરત જ અણહીલવાડના સિંહાસને પોતાના પુત્રને પધરાવવાની જોગવાઇ તો લવણપ્રસાદ મન સાથે કરી જ રહ્યો હતો. તો પણ મહારાજા ભીમદેવની હયાતીમાં તો તેને વફાદાર રહેવાની જ લવણપ્રસાદની નેમ હતી.

વીરધવળને બે પુત્રો હતા. મોટો વીરમદેવ અને નાનો વીસળદેવ. શૂરવીર પુરૂષો વીરમનાં ખૂબ વખાણ કરતા, પણ તે શૈવમત પ્રત્યે વધુ આસ્થાવાળો હોવાથી તેના પિતાના જૈન મંત્રીઓ–વસ્તુપાળ તેજપાળને તે બહુ ગમતું નહિ. વળી તેનામાં ઉદ્ધતાઇ અને અવિચારીપણું હોઇ તેનાં તોફાનોથી વીરધવળ પણ થોડો ઘણો નારાજ થયેલો હતો. નાનો વીસળ કહ્યાગરો હોઇ મંત્રીઓને તે પ્રિય હતો. ચાકર મંત્રીઓએ રાણા વીરધવળને પણ ધીમે ધીમે વીસળ પ્રત્યે વધુ ભાવ દાખવતો

કરી મૂક્યો. મંત્રીઓ તથા તેમના માણસો રાજા સમક્ષ શક્ય તેટલે દરજ્જે વીરમની નિંદા ને વીસળની પ્રશંસા કરતા, આથી વીસળ પ્રત્યે રાણાને વધુ સ્નેહ રહેતો હતો. વીસળ જૈન ધર્મ પ્રત્યે ઢળતો હતો તેથી તથા પોતાના કહ્યા પ્રમાણે વર્તે તેવો હોવાથી મંત્રીઓએ તેને આગળ લાવવા પ્રયાસ કરવા માંડયા હતા.

વીરમ સાહસિક હોવાથી ગમે તે પ્રસંગે તોફાન કરી બેસે એવો ભય રાણાને બતાવી, વીરમની આજ્ઞા ન માનવા માટે રાણાના સૈન્યાધિકારીઓને પણ ચેતવણી અપાઈ હતી. આથી વીરમ પોતાનું અપમાન થયેલું સમજી મંત્રીઓ તરફ ધૃણાથી જોતો હતો.

વીરમને મનથી વણિકો પ્રત્યે ને તેમાંયે જૈનો પ્રત્યે ઘણો અણગમો થયો હતો. આમ થવાનું મુખ્ય કારણ તેના માર્ગમાં આડા ઉભેલા જૈન મંત્રીઓની ખટપટ હતી. તેઓની એ ખટપટ વીરમનું યુવરાજપદ છીનવી લઇ વીસળને યુવરાજ બનાવવાની હતી. વીરમને કોઇ મદદગાર ન હતું. માત્ર તેના મામા સિંહની તેના પ્રત્યે સહાનુભૂતિ હતી, પણ તેનું દરબારમાં કાંઇ વજન ન હતું.

આખરે મંત્રીઓએ રાણાને વીરમ પ્રત્યે ઉપજાવેલો અણગમો કાર્યસાધક બન્યો ને વીરમને ધોળકા છોડવું પડ્યું. મધ્યયુગના ચાણક્ય મંત્રીઓ મહારાજાઓ પાસે પોતે ધારે તેવા હુકમો કરાવવાને યોગ્ય સંજોગો ઘડિકમાં ખડા કરી દેતા. વીરમના પ્રસંગમાં પણ તેમ જ થયું.

× × × ×

ધોળકામાં તે કાળમાં એવો સંપ્રદાય હતો કે, વૈષ્ણવી એકાદશીને દિવસે ભાવિકો એક ઝાડ નીચે એકઠા થઇ, ત્યાં પોતપોતાની શ્રદ્ધા અનુસાર બોર, આમળાં, પ્રમ્મ, રૂપામહોર, સુવર્ણમહોર વગેરે દેવાર્પણ કરતા હતા. આ અર્પણ કરવાની વસ્તુની સંખ્યા ૧૦૮ ની ગણીને અર્પણ કરવામાં આવતી. આ પ્રમાણે એક એકાદશીને રોજ લોકો એકઠાં થયેલાં હતાં, તેવામાં વાત પ્રસરી કે વડા કુમાર પધારે છે.

વડા કુમારનું નામ સાંભળતાં જ લોકો ભય અને માનથી શિસ્તબદ્ધ ગોઠવાઇ ગયાં.

"કોણ આચાર્ય છે મહારાજ?" રાજવંશી પોશાકમાં સજ્જ થયેલા ને કમ્મરે તરવાર લટકાવી રૂઆબબંધ આવતા વીરમે આવતાં જ પૂછ્યું.

"રવિશર્મા મહારાજ આચાર્ય છે." એક બ્રાહ્મણે માનસહ જણાવ્યું.

"પધારો કુમાર, હું આ રહ્યો." રવિશર્મા આગળ આવ્યા.

"બોલો મંત્ર ત્યારે". વીરમદેવે પોતાના સાથી સામે જોઇ હસીને કહ્યું.

"આ બ્રાહ્મણોને ન જેવા મંત્રનું મૂલ્ય ભારે મળે છે!" સાથીએ કટાક્ષ કર્યો.

"એવું ન બોલ. જો મહારાજ ગુસ્સે થશે." પ્રથમની પેઠે હસીને જ વીરમ બોલ્યો. તે મંત્ર ભણતા રવિશર્મા તરફ જોઇ રહ્યો હતો.

થોડી જ વારમાં મંત્રવિધિ સમાપ્ત થતાં રવિશર્મા બોલ્યા: "ધરાવો આપની ભેટ કુમાર."

"હા, ધરાવું છું ને." કહી કંઇક ગર્વથી, કંઇક આસ્થાથી ને કંઇક મજાકથી વીરમે નીચા નમી ૧૦૮ રૌપ્ય મહોરો અર્પણ કરી. પછી તે એકઠી થયેલી માનવમેદનીને જોતો જોતો મયણુલ્લસરને કાંઠે લટાર મારવા ચાલ્યો ગયો. ત્યાંથી પાછા ફરતાં સહજ કુતૂહલવશ થઇ તેણે પેલા ઝાડ નીચે આવી માનવમેદનીમાં ડોકિયું કર્યું. તેને જોતાં જ લોકોએ માનભેર માર્ગ આપ્યો.

પોતે મૂકેલી ૧૦૮ રૂપા મહોરોને ઝાંખી પાડતી ૧૦૮ સોના મહોરો ત્યાં કોઇએ મૂકેલી તે તેના જોવામાં આવી. પોતાના પ્રભાવને ઝાંખપ દેનાર એ માનવી કોણ હતો તે જાણવાની તેને ઇચ્છા થઈ.

"મહારાજ! આ મહોરો કોણે મૂકી?" તેણે જરા કડક સ્વરે પૂછ્યું.

"આ વૈશ્ય ગૃહસ્થ ઉભા છે તેમણે." સામે જ ખેસ નાંખી શાંતિથી ઉભેલા એક વણિકને મહારાજે બતાવ્યો.

"એમ? સોના મહોરો?" કરડાકીથી વીરમે તેની સામે જોયું. પેલો વૈષ્ણવ વણિક્ શાંત જ ઉભો રહ્યો.

"મેં રૂપા મહોર મૂકી હતી તેની તમને ખબર હતી કે નહિ?" વીરમે તેને ફરી પૂછ્યું.

"ખબર તો હતી." વણિકે પૂર્વવત્ શાંતિથી કહ્યું. લોકો વીરમ ખીજાયો છે એ સમજી ગયાં હતાં. વણિકનું હવે આવી બન્યું એમ સૌને લાગવા માંડ્યું.

"તો પછી રાણાના પાટવી કુમારથી તું વધુ સમૃદ્ધિવાળો છે એમ?"

"ના મહારાજ, તેમ તો નહિ પણ મારી શ્રદ્ધા હતી, એટલે મેં સોના મહોરો મૂકી."

"મારૂં અપમાન કરવા ખરૂં ને? ચાલ ઉઠાવી લે તારી સોના મહોર." કડકાઇથી વીરમ બોલ્યો. તેનો હાથ વારંવાર ભેડમાં લટકતી તરવાર પર જતો હતો.

"મહારાજ, દેવાર્પણ થયેલી ચીજ મારાથી ન ઉઠાવાય." વણિકે શાંતિથી જરા પણ ગભરાયા વિના કહ્યું.

"કેમ ન ઉઠાવાય? હું તને ફરમાવું છું કે ઉઠાવ!" વીરમ હઠે ચડયો. તે હઠે ચઢે ત્યારે તેને સમજાવવો મુશ્કેલ હતો. બ્રાહ્મણો પણ ડરીને ચૂપ રહ્યા.

"મારાથી ન ઉઠાવાય કુમાર."

"હજી એની એ જીદ? મારી મહોરો પાસે એ મૂકનાર તું કોણ?"

"કુમાર, આપનું અપમાન થતું હોય તો આપ ૧૦૮ મોતી મૂકી મારાથી અધિકા બનો. મારી મહોરો તો દેવને પહોંચી ગઇ." વાણીઓ જરા રોશથી બોલ્યો.

મોતી મૂકવા જેટલી વીરમની શકિત ન હતી. એથી આ જવાબ તેને પડકાર જેવો લાગ્યો. તે રોષથી રાતોપીળો બની ગયો.

"એમ? ચાલ ઉઠાવ તારી મહોરો." તરવાર મ્યાનમાંથી અર્ધી ખેંચતાં કોપાન્વિત વીરમ વણિક તરફ ધસ્યો.

"બાપુ, એ તો મારાથી નહિ જ બને." ગરીબડે સ્વરે પણ મક્કમપણે વણિક્ હાથ જોડી બોલ્યો. વીરમના રોષનો પાર રહ્યો નહિ.

"ચાલ ઉઠાવ, નહિ તો તારૂં માથું ધડથી જુદું કરૂં છું." સડાક કરતી તરવાર ખેંચી વીરમ આગળ ધસ્યો. લોકો પણ ભયથી પાછા પડયાં. વણિક્ મૂર્તિમાન્ કાળને ધસી આવતો જોઇ ભયથી જીવ લઇ નાઠો. પળવાર થોભી વધુ રોષાન્વિત બનેલો વીરમ તેની પાછળ ઉઘાડી તરવારે દોડયો.

નાસતા વૈશ્યે જોયું કે, ઠાકોરનો છોકરો જીવ લીધા વગર રહેશે નહિ. તેની અને વીરમની વચ્ચે થોડું અંતર પડેલું હતું ને તે જીવ માટે નાસતો હતો એટલે તેની ઝડપ જૂદી જ હતી. વણિક્ વખત વિચારી સીધો દરબારગઢ તરફ દોડયો. તેને લાગ્યું કે આ કાળપુરૂષના પંજામાંથી વીરધવળ વગર તેને બીજો કોઇ નહિ જ બચાવી શકે.

સવારનો વખત હતો. રાણા વીરધવળ દરબારના મોટા ચોકમાં મોટી પાટ પર બીછાવેલા મખમલના ગાદીતકીએ અઢેલીને બેઠા હતા ને મહામંત્રી વસ્તુપાલ તેમને કંઇક રાજકીય હકીકત સમજાવી રહ્યા હતા. તેવામાં સૂસવતી ગોળી આવી પડે તેમ બેબાકળો વાણીઓ વેગભર્યો આવી રાણાના પગમાં પછડાયો. દ્વાર પરના દ્વારપાળને પણ તેને અટકાવવા તક મળી નહિ, એટલી ઝડપથી વણિક્ અંદર ધસ્યો હતો.

"બાપુ, મને બચાવો, તમારી ગાય છું. મને બચાવો, બચાવો." બોલતા વણિકે રાણાના પગ પકડી લીધા.

શી હકીકત છે તે રાણો પૂછે તે પહેલાં તો વીરમદેવ નાગી તરવાર વીંઝતો ત્યાં આવી પહોંચ્યો. રાણો તથા મંત્રી વસ્તુસ્થિાત પામી ગયા. વીરમની સાથે સાથે ગભરાયેલો દ્વારપાળ ને બીજા એક બે અનુચરો પણ દોડી આવ્યા.

"વીરમ, નાલાયક તારા સ્વભાવ પર ગયો ? દુષ્ટ, મારા ન્યાયની તને ખબર નથી ?" રોષથી સળગતી આંખે રાણાએ વીરમને ડાર્યો.

ઉદ્ધત વીરમ પળવારમાં નરમ બન્યો. તેણે જોયું કે હવે વાણીઓ રાણાને શરણે હતો એટલે પોતાના ઉલટા બાર વાગશે. વગર વિચાર્યે પોતે છેક રાણા સમક્ષ ઉઘાડી તરવારે દોડી આવ્યો તે બદલ તેને મનમાં જ પસ્તાવો થયો.

"ચાલ, તરવાર મ્યાન કર." રાણાએ કડકાઇથી આજ્ઞા કરી ને વીરમે તેનો ન છૂટકે અમલ કર્યો.

ગભરાયેલા વાણીઆને શાંત કરી વીરધવળે તેની બધી હકીકત સાંભળી લીધી. રાણો રોષથી ઉકળી ઉઠ્યો, એજ વખતે પોતાના કપૂતને ઝબે કરી નાંખવાની ઉગ્રવૃત્તિ તેને થઇ આવી. તેણે વસ્તુપાળ તરફ જોયું ને પછી અંગારાવરસતી આંખે વીરમને પૂછ્યું: "બોલ, આ વાત ખરી છે?"

વીરમ ચૂપ રહ્યો. રાણો ક્રોધભર્યા સ્વરે બોલ્યો: "તું મારા નામને કલંકિત કરનાર ક્યાંથી પાક્યો? જા તારૂં કાળું મોં મને બતાવીશ નહિ. હાલ જ ધોળકા છોડી ચાલ્યો જા."

"રાણાજી, હવે શાંત થાઓ. કુમાર, હજી બાળક છે." ચાણક્ય બુદ્ધના વસ્તુપાળે વાતનું માપ કાઢવાનો મધ્યમ માર્ગ લીધો.

"નહિ પ્રધાનજી, વાણીઆ તો મારા જંગમકોશ છે. તેમના પર મારો પોતાનો યુવરાજ જ આવો અત્યાચાર કરે તે હું ચલાવી લઇશ નહિ. હાલ જ હુકમ કરી મારી મહોર મેળવી લ્યો. વીરમને ધોળકાની હદમાં રાખવો ઇષ્ટ નથી." રાણાએ મક્કમ સ્વરે કહ્યું.

વીરમ રોષ, ભય, ક્ષોભ અને શરમથી ચૂપ હતો. તેના તરફ જોઇ મંત્રીએ કહ્યું: "એમ ન થાય રાણાજી, કુમારની વતી હું આપને માફ કરવા વિનંતિ કરૂં છું."

"નહિ, એને વીરમગામ જવા અને ત્યાં રહેવા હું આજ્ઞા કરૂં છું. જા કુલાંગાર, તારા વીરમગામમાં જઇ વાસ કર. ત્યાં પણ જો તોફાન કરીશ તો હું તને માફ કરનાર નથી એ યાદ રાખજે." રાણો રોષભર્યે સ્વરે મંત્રી અને વીરમ તરફ જોઇ બોલ્યો.

× × × ×

આ બનાવ બન્યા પછી અપમાનિત વીરમ ધોળકાથી સીધો પોતાના પિતામહ લવણપ્રસાદ પાસે અણહીલવાડ ગયો. લવણપ્રસાદને વીરમ પ્રિય હતો. તેની વીરતા તથા સાહસ લવણપ્રસાદને ગમતાં હતાં. તેણે મુત્સદ્દીપણું વાપરી વીરમને શાંત પાડી કુટુંબકલહ ન થાય તે સારૂ વીરમગામ જઇ રહેવા સલાહ આપી. વીરમગામ પરગણું વીરમને જીવાઇ પેટે મળેલું હતું. પિતામહ લવણપ્રસાદે વીરમને તેના યુવરાજપદની ખાત્રી આપવા ઉપરાંત પાટણના ભાવિ રાજપદની પણ લાલચ આપી એટલે વીરમ શાંત થયો. વળી તે વખતના સંજોગો તથા લૂણસાપાની લાગવગ જોતાં વીરમની તે લાલચ છેક અસંભવિત પણ ન હતી.

ઉપર પ્રમાણે જૈન મંત્રીઓની કુટિલતા તથા પોતાની ઉદ્ધતાઇ એ બંને કારણોને લીધે ધોળકા છોડી વીરમને વીરમગામ રહેવું પડ્યું. ને પાછળથી વીરધવળના મૃત્યુ વખતે પણ તેને દૂર રાખી મંત્રીઓએ ધોળકાની ગાદીએ વીસળદેવનો અભિષેક કર્યો ને યુક્તિ પ્રયુક્તિથી લવણપ્રસાદની આજ્ઞા પણ તે માટે મેળવી લીધી.

---

## પ્રકરણ ૪ થું

## સુકેશી ધોળકામાં

**અણહીલવાડમાં** લવણપ્રસાદ આખા પટ્ટણી મહારાજ્યને પોતાની હથેળીમાં રમાડી શકતો હતો. તેમાં તેની બુદ્ધિની જમાવટ તો પ્રધાનપદે હતી જ; પરંતુ તે ઉપરાંત ધોળકાના મંત્રીશ્વરો–વસ્તુપાળ તથા તેજપાળની પણ તેને હુંફ હતી. એ મંત્રીઓએ ગુજરાત, કચ્છ, સૌરાષ્ટ્ર અને દિલ્હી સુધી પોતાનો પ્રભાવ વીરધવળને મોખરે રાખી ફેલાવ્યો હતો. આવા મહામુત્સદ્દી પુરૂષોને નારાજ કરવાનું લવણપ્રસાદને ઠીક લાગ્યું નહિ. યોગ્ય વખતે વીરમને આગળ લાવવાની ગોઠવણ પોતે અણહીલવાડ રહીને જ કરી શકશે, એમ ધારી તેણે ધોળકાની ગાદીએ વીરધવળના મૃત્યુ બાદ વીસળને બેસાડવા અનુમતિ આપી. આથી મંત્રીઓ રાજી થયા. લવણપ્રસાદે લડવા તૈયાર થયેલા પૌત્ર વીરમને મીઠાશથી પંપાળી, ભીમદેવ પાસે તેને વીરમગામની આજુબાજુનાં સંખ્યાબંધ ગામોની હકુમત અપાવી.

વીરમ જેમ લવણપ્રસાદને પ્રિય હતો તેમ ઉદ્ધત વીરમ બનતાં સુધી લૂણસાપાનું કહ્યું પણ ઉથાપતો નહિ. એ બંનેનો એ રીતનો અનુરાગ મંત્રીઓને મૂંઝવતો હતો. તેવી મૂંઝવણ ન હોત તો વીરમનો કાંટો તેઓએ કયારનો દૂર કરી નાંખ્યો હોત. લવણપ્રસાદ આ સમજતો હતો અને તેથી તેણે એક બાહોશ વિપ્રને વીરમના સલાહકાર કે મંત્રી તરીકે રખાવ્યો હતો ને તેની સાથે માનથી વર્તી તેની સલાહ માનવા તેણે વીરમને પણ શિખામણ આપી હતી.

આ રીતે ગાદીનો હક્કદાર હોવા છતાં ફટાયા જેવો બનેલો વીરમ અસંતુષ્ટ મને વીરમગામમાં રહી, વીસળ તથા તેના મંત્રીઓને મ્હાત કરવાની તક શોધી રહ્યો હતો. લૂણસાપાએ પણ તે તોફાન ન કરી બેસે તે માટે તેના તરફ પોતાની આંખ રાખી જ હતી. એટલે સંજોગવશાત્ વીરમને સખણા રહ્યા સિવાય છુટકો ન હતો. વીરમ-

ગામની પ્રજામાં વીરમ બહુ માનીતો થઇ પડગો હતો. પ્રજાને તે પુત્રવત્ રાખતો ને તેમની હરકતો દૂર કરવામાં ઘણી વખત ભારે સાહસો પણ ખેડતો, એથી એની લોકપ્રિયતા વધી હતી.

તેવામાં એકાએક સુકેશી તેની નજરે ચઢી અને તે તેને વશ થઇ ગયો. સુકેશી વિચક્ષણ નારી હતી. તેની મહત્ત્વાકાંક્ષાનો પાર ન હતો, અને તે આકાંક્ષાઓની સફળતા માટે જ તે પ્રવાસ કરી રહી હતી. વીરમમાં તેણે વીર, ધીર અને પોતાને પ્રિય એવો પ્રિયતમ જોયો. પ્રણયની ઘેલછા ને રણની રમણા તેનામાં જોઇ તે આકર્ષાઇ. વીરમ માટેની પાટણની ભાવિ રાજપદની આગાહી તે આકર્ષણને વધુ મોહક બનાવી રહી; અને એ અજોડ રૂપસુંદરીએ સ્વેચ્છાથી વીરમના અંકમાં પોતાનો પુષ્પસુકોમળ દેહ અને રસથી છલકતું હૃદય પણ અર્પી દીધું.

એક બીજાની ઓછપના પૂરક જેવાં એ બંને સાથે મળતાં નવું જીવન જીવવા લાગ્યાં. ચતુર સુકેશીને રાજરાણી બનવાની આકાંક્ષા જાગી હતી. તે નટી હતી છતાં તેણે પોતાનો દેહ પૈસા માટે વેચ્યો ન હતો, પોતાની આકાંક્ષા સંતોષે તેવા ગુણીજનની તે શોધમાં હતી. તેવાને માટે તે પોતાનું મોહક સૌંદર્ય સાચવી રહી હતી. વીરમ તેનો ભોક્તા બન્યો. ઘેલા વીરમે તેને પ્રણયઘેલછામાં જ પોતાના ઉદય વખતે રાણી બનાવવાનું વચન વગર વિચાર્યે આપી દીધું. ગમે તેવું વચન આપવામાં વિચાર કરે તો તે વીરમ નહિ. અને વચન આપ્યા પછી તે ન પાળે તે પણ તેને માટે અસંભવિત હતું. વીરમના મંત્રીએ વીરમે સુકેશીને આવું વચન આપ્યું તે જાણી તેને ઠપકો આપ્યો, ને છેવટે નાઇલાજ થઇ તે વાતને બહાર જતી અટકાવવા તેણે તે વાત પર હેતુપુરઃસર પડદો પડવા દીધો.

સુકેશી જાહેરમાં વીરમની ઉપપત્ની લેખાતી હતી, પણ તેનું માન અને મરતબો રાણીનેય ઇર્ષ્યા કરાવે તેવાં હતાં. વીરમ એક ઘડી પણ તેનાથી છૂટો પડતો નહિ. ચતુર સુકેશી જરૂર પડયે વીરમને

રાજકાજમાં પણ સલાહ આપતી. થોડાક સમયમાં તો સુકેશી અણહીલવાડ, ધોળકા અને વીરમગામ વચ્ચે રમાતી રાજબાજીને સંપૂર્ણ સમજતી થઈ ગઈ. ધોળકાના જિનમંત્રીશ્વરની મંત્રશકિતનો પણ તેને ખ્યાલ આવી ગયો. એમ વર્ષો વહી ગયાં.

"મહારાજ, મને ઘણાક દિવસથી મયણલ્લસર (મલાવ) જોવાની ઇચ્છા છે. ધોળકા કયારે જશું?" એકવાર સુકેશીએ વીરમને પૂછયું.

"મને ધોળકા જવા દિલ જ થતું નથી. અણહીલવાડના પાટે ચઢયા પછી જ ત્યાં જવું મારે માટે શોભાસ્પદ છે."

"આપણે ત્યાં બહુ નહિ રોકાઈએ. તમારી પિતૃભોમકા અને મયણલ્લસરનાં દર્શનની જ માત્ર મને ઇચ્છા છે." સુકેશી એનાં જાદુભર્યાં પાણીદાર નયનો વીરમ પર ઠેરવી બોલી.

"તો તારે માટે જવાનો બંદોબસ્ત કરી દઉં. હું તો નહિ જ આવું. મને..."

"એ તો ન બને." વીરમને બોલતો અટકાવી સુકેશી બોલી ઉઠી. "તમારા સિવાય હું કયાંય જવાની નથી. મારા વીરમથી પળ પણ છુટું પડવાનું મને પસંદ નથી." સુકેશીનાં અંગાંગમાંથી ઉભરાઈ જતી ઊર્મિની મોહકતા વીરમ જોઇ રહ્યો.

"દેવી, મારી સુકેશી! તો હું પણ આવીશ. તને નારાજ કરવાની વીરમમાં શકિત જ નથી." પોતાની સોડયમાં લપાયેલી સુંદરીને લાડથી પંપાળતાં વીરમે સ્મિત કર્યું. પ્રેમના બહાને ઠગવું ને ઠગાવું માનવીને કેમ એટલું પ્રિય લાગતું હશે? કે ઠગાઈની ભૂમિકા પર જ પ્રેમ રોપાતો હશે?

સુકેશીની ઇચ્છા મુજબ વીરમ તેની સાથે ધોળકા આવ્યો હતો. ધોળકાદરબાર અને તેમના મંત્રીશ્વરોના ચકોર કાન સરવા બની ગયા હતા. તેમના જાસૂસ આ યુગલની પાછળ પાછળ ભમવા લાગ્યા હતા. દરબારમાં જાહેર રીતે પણ કવચિત્ વીરમની ટીકાના સૂર ઉઠતા. વીરમે પોતાના ધોળકામાંના આગમન વિષે વીસળને

કંઇપણ ખબર આપ્યા ન હતા, છતાં બીજે જ દિવસે મંત્રી વસ્તુપાળે રાણા વીસળદેવની વતી વીરમને રાજ્યઅતિથિ તરીકેનો સત્કાર ગ્રહણ કરવા વિનંતિ કરી ને વીરમને તે સ્વીકારવી પડી. પરિણામે વીરમ મંત્રીના માણસોની જાળ વચ્ચે નજરકેદી જેવો બની ગયો. એજ દિવસમાં મંત્રીને માહિતી મળી ગઇ કે હાલ તુરત તો સુકેશીના મોહક સંબંધની માદકતાના ઘેનમાં પડેલો વીરમ કંઇ તોફાન કરે તેમ ન હતું, એટલે તે જરા નિશ્ચિંત બન્યો.

પણ એક કડવાશભર્યો, ગંભીર બનાવ અકસ્માત્ બની ગયો અને વાતાવરણ વેરઝેર ને તોફાનથી ભરચક બની ગયું. પળભર તો એમ પણ લાગ્યું કે એ પ્રસંગ કદાચ ભારે રાજકીય રૂપ ધારણ કરશે.

એક દિવસે વીરમ તથા સુકેશી મયણલ્લસર પર ફરવા જવા માટે નીકળ્યાં હતાં. બે ઘોડાના ઉપરથી ખુલ્લા રાખેલા રથમાં વીરમ અને સુકેશી સામસામે બેઠાં હતાં અને બે સ્વારો આગળપાછળ રક્ષણ માટે ચાલતા હતા. અલબત્ત, રથ તો ધોળકાદરબારનો જ હતો, પણ સવાર ખુદ વીરમદેવના અંગત માણસો હતા. એક ઉપાશ્રય આગળથી વીરમદેવની સ્વારી પસાર થતી હતી, તેવામાં ઉપાશ્રયના માળ પરથી કોઇકે અજાણતાં કચરો ફેંકયો ને તે સુકેશીના ખુલ્લા માથામાં સારી પેઠે વેરાયો. કચરો નાખનાર જૈન અનુચર હેબતાઇ ગયો. પણ હાથમાંથી ફેંકેલો કચરો કંઇ પડતો ઓછો રોકી શકાય છે? નોકર ભયથી ઉપાશ્રયમાં દોડી ગયો.

"મહારાજ, આ શું?" પોતાના હાથમાંના રેશમી વસ્ત્રના ટુકડાથી માથું ઝાપટતી સુકેશી રોષથી તડકી ઉઠી. વીરમ ઉંચે જોઇ વસ્તુસ્થિતિ સમજી ચૂપ રહ્યો. સુકેશીએ તેના તરફ કરડી નજર નાંખી. તે નજરમાં વીરમદેવના પ્રતાપને લજ્જિત કરવાનો ભાવ હતો.

"બસ કરો, મહારાજ! તમારી રાજપૂતીને લજાવો મા." સુકેશીને શાંત કરવા ખાતર તેની કપડાની ઝાપટથી વીખરાયેલી લટો સમારવા જતાં વીરમને તેણે રોકયો.

"સુકેશી, આ મંત્રી વસ્તુપાળના માનીતા ગુરૂનો ઉપાશ્રય છે." વીરમ બોલ્યો.

"એટલે વસ્તુપાળના ગુરૂથી યે હું વીરમની માનેતી ઉતરૂં એમ ? મારૂં આ અપમાન તો મને જીવનભર સાલશે." સુકેશીના રોષથી લાલચોળ બનેલા મુખ તરફ જોતા વીરમે રથ ઉભો રખાવ્યો.

વસ્તુપાળની સાથે લડવાનું વીરમને ઉચિત ન લાગ્યું અને કચરો નાંખનારે અજાણતાં રસ્તામાં ફેંકેલો કચરો રથ પર પડયો હતો એનો પણ તેને ખ્યાલ હતો. આથી તે સુકેશીને શાંત કરવા મથ્યો, પણ જ્યારે સુકેશીએ ઉલટો ટાણો માર્યો, ત્યારે વીરમની વિવેકબુદ્ધિ પરાજિત થઇને તેની ઉદ્ધતાઇ ભભૂકી ઉઠી. પોતાની પ્રિયતમાના પર કચરો ફેંકનારના હાથને કાપી નાંખવા એક જ પળમાં તે તૈયાર થઇ ગયો.

પાટણની ભાવિ મહારાણી બનવાના કોડ સેવતી રૂપસુંદરી પણ આવું અપમાન સહી લેવા તૈયાર ન હતી. તે બોલી: "એ દુષ્ટને પકડીને હું જ બે તમાચા લગાવી દઉં છું."

પણ આ સાંભળતાં પહેલાં તો વીરમ રથમાંથી બહાર કૂદી પડયો. તેની ભ્રકુટિ રોષથી થરડાઇ ગઇ હતી ને હાથ કમ્મર પરની તરવાર પર સળવળી રહ્યો હતો. "શી આજ્ઞા છે, મહારાજ ?" બંને સ્વારોએ ઘોડા પરથી ઉતરી નમન કરી પૂછ્યું.

"આ રથ પર કચરો કોણે ફેંકયો પેલા ઉપાશ્રયમાંથી ? જે દુષ્ટે ફેંકયો હોય તેનો હાથ ઝટકાવી નાંખો." ઉપાશ્રય તરફ આગળ વધતાં વીરમ બોલ્યો.

"મહારાજ, આપ રથમાં જ બીરાજો. હું ત્યાં જઇ એ દુષ્ટને શિક્ષા કરૂં છું. મુંડિયા હમણાંના બહુ જ ફાટયા છે." એક સ્વારે વીરમને રોકીને કહ્યું.

પળવારમાં જ ઉપાશ્રયમાં ધાંધલ મચી રહ્યું. કોણે કચરો ફેંકયો હતો તે નક્કી ન થવાથી રોષાકુળ બનેલો વીરમનો રક્ષક એક નિર્દોષ સાધુની આંગળી ખીજથી ઝટકાવી લોહીવાળી તરવારસહ ચાલ્યો ગયો.

આ બનાવની જાણુ આખા ધોળકામાં થઇ ગઇ. વસ્તુપાળ મંત્રીને પણુ ફરિયાદ પહોંચી ગઇ. વસ્તુપાળે તેજપાળ, સોમેશ્વર, ક્ષેત્રવર્મા વગેરે મંત્રીમંડળને બોલાવી મંત્રણા કરી, શું કરવું તેનો નિર્ણય કરવા માંડયો. જિનધર્મની ખાતર જ વીરમ પર આક્રમણુ કર્યાનો એકપક્ષી આરોપ ન આવે તે ખાતર વસ્તુપાળ મંત્રીએ સોમવર્મા વગેરેની સલાહને જ વધારે મહત્ત્વ આપ્યું.

મંત્રીમંડળનું નિવેદન બ્રાહ્મણુ પુરોહિત સોમેશ્વરે જ વીસળ સમક્ષ રજુ કર્યું. વીસળ તો પોતાના પ્રતિસ્પર્ધીને ગમે તે રીતે મ્હાત થતો જોવા તૈયાર જ હતો, એટલે તેણે વીરમને શિક્ષા કરવા અનુમતિ આપી. પણુ તેણે જાહેર રીતે વીરમ સામે લડાઈ કરવા સૂચવ્યું તે મંત્રીમંડળને પસંદ પડયું નહિ. મંત્રીમંડળે વીરમને નજર કેદ કરવા નક્કી કર્યું હતું. નજીવા કારણુથી જાહેર લડાઇ કરવાથી રાણા લૂણુ-સાપાનો ખોફ પોતાની ઉપર ઉતરે, તેની મંત્રીમંડળને બીતિ હતી.

છેવટે સોમશ્વરે સૂચવ્યું કે, જો લડાઇ જ કરવી હોય તો પહેલાં વીરમદેવ પાસે આ બાબત ખુલાસો માંગવો, ને તે ઉદ્ધત જવાબ જ આપશે એ ઘણું જ સંભવિત છે. કદાચ પોતે જ થઇને લઢવા તૈયાર પણુ થશે. જો એમ થશે તો આપણી જવાબદારી ઓછી થશે.

આ બદલ આગળની તજવીજ બીજે દિવસે પ્રાતઃકાળે કરવાનું ઠરાવી મંત્રીમંડળ વિખેરાયું. રાતોરાત વસ્તુપાળે વીરમ પર ગુપ્ત ચોકી ગોઠવી દીધી.

આમ છતાં સવારે અણુધારી રીતે એવા બનાવ બન્યા કે ઉદ્ધત વીરમને કોઇ તુંકાર સરખો કરી શક્યું નહિ.

---

# પ્રકરણ ૫ મું

## રણવાસમાં

**ગુજરાતના** પ્રતાપી સોલંકીઓમાંનો છેલ્લો સોલંકી ભીમદેવ ઉર્ફે ભોળો ભીમ હતો. એણે ગુજરાતની ગાદી પર ૬૩ વર્ષ પર્યંત રાજ ચલાવેલું અને એની યુવાન વયે એણે ગુજરાતની કીર્તિ ઉત્તર ભારતમાં ફેલાવી ચંદબીરદાયી જેવાને મુગ્ધ કર્યા હતા. ચંદ બારોટે એના એક મહાપ્રતાપી રાજા તરીકે યશોગાન ગાયેલાં છે. જો કે ચંદ, ભોળો ભીમ પૃથ્વીરાજના હાથે મરાયો હોય એવું આલેખન કરે છે, પણ તે સત્ય નથી. પૃથ્વીરાજની પછી પણ ભોળો ભીમ ગુજરાતના સિંહાસને હયાત હતો. પરંતુ યવનોને હરાવનાર, અજમેરનાં દ્વાર ખખડાવનાર અને પૃથ્વીરાજનો મહાન્ પ્રતિસ્પર્ધી એવો એ રાજા વૃદ્ધત્વમાં ઘણો જ નિર્બળ બની ગયો હતો. એના વૃદ્ધત્વની છેલ્લી પચીશીએ કાંઇ પણ મહત્ત્વનો ઇતિહાસ ઘડયો નથી. માત્ર એના સરદાર સામંતોના બળે એ મહારાજા તરીકે વૃદ્ધત્વમાં પણ ટકી રહ્યો હતો.

આબુના પરમાર સાથે, સાંભરના સોમેશ્વર સાથે, ગર્જનના યવનો સાથે અને પૃથ્વીરાજ સાથે લઢતાં ભોળા ભીમના પરાક્રમી માણસો ખપી ગયા હતા. જે હતા તે રાજા પર પોતાનું વર્ચસ્વ સ્થાપવા આંતરિક રીતે મથી રહ્યા હતા. સેનાપતિ જીવણરાય અને અમરસિંહ સેવડા જેવા ભીમના વિશ્વાસુ સહાયકો ચાલ્યા ગયા હતા અને પોતે અપુત્ર હોવાથી રાણીઓ પણ રાજખટપટમાં ઉતરી ભીમદેવની આંતરિક સ્થિતિ વધુ નિર્બળ બનાવી રહી હતી.

ભીમદેવની પટરાણી સુમલદેવી એક વિચક્ષણ સ્ત્રી હતી. બીજી મહારાણી લીલાદેવી ચહુઆણ રાણા અમરસિંહની કુમારી હતી. તે જુવાન હોવાથી મહારાજાની વૃદ્ધ વયમાં પણ પુત્ર થવાની આશા સેવતી હતી. આથી સુમલદેવીને મનમાં લીલાદેવી તરફ ખૂબ ઇર્ષ્યા તી હતી.

લીલાદેવી પુત્રપ્રાપ્તિ માટે અનેક ઉપાયો કરી રહી હતી. જુદા જુદા વૈદ્યોની દવાઓ, દોરાધાગા, મંતરજંતર અને વ્રતવરતૂલાં એમ દરેક ઉપાયો તે અજમાવી રહી હતી. સૂમલદેવીની રણુવાસ માટે સહજ લેખાય તેવી શોક પ્રત્યેની ઇર્ષ્યાનો ભોગ પોતે ન બને તે સારૂ તેને જાગ્રત્ રહેવું પડતું હતું. વૃદ્ધત્વથી જડ થઇ ગયેલી રાજાની ઇચ્છાશકિતને આ રાણીઓ પોતાનાં સંઘર્ષણોથી વારંવાર જગાડતી ને પરિણામે તેને વધુ જડ બનાવી મૂકતી.

પ્રખ્યાત જૈન સાધુ અમરસિંહ સેવડો હયાત હતો તે વખતે સૂમલદેવી તેનામાં ખૂબ શ્રદ્ધા રાખતી. તે વખતે લીલાદેવી નવી જ ભીમદેવના અંતઃપુરમાં આવેલી હતી. એટલે કદાચ તેને પુત્ર થાય તો પોતાનું માન ઘટે તેથી લીલાદેવીને મંત્રશક્તિથી વંધ્યા બનાવવા તેણે અમરસિંહ સેવડાને વિનંતિ કરી હતી. આ વાતની લીલાદેવીને જાણ થવાથી તેણે પોતાની પરના એવા પ્રયોગને નિષ્ફળ બનાવવા અનેક મંત્રતંત્રોનો આશ્રય લીધો હતો. આમ ભીમદેવનો રણુવાસ એ ધંતરમંતરનું સમરાંગણ બની રહ્યો હતો. એ સમરાંગણુના બે દ્વંદ્વીઓ જેવાં લીલાદેવી અને સૂમલદેવી હતાં. તેમણે પ્રતિદ્વંદ્વીના વ્યૂહથી હરપળે વાકેફ રહેવા સામસામે ગુપ્તચરોની યોજના પણ રચેલી હતી. અને ઘણીક વાર રાજ્યના પ્રતિષ્ઠિત રાજપુરૂષોને પણ વત્તેઓછે અંશે આ સમરાંગણુમાં ઉતારવામાં આવતા. પરિણામે મહારાજા ભીમદેવનું આંતરિક જીવન કલેશમય અને કોઇક વાર બીન સલામત પણ જણાતું, પરંતુ રાણા લૂણુસાપાએ મહારાજાના શરીરનો સંપૂર્ણ કબજો પોતાના હાથમાં લીધો હતો અને ભીમદેવ પ્રત્યેની તેની વફાદારી, ઊંડી હોવાથી, સૌ લૂણુસાપાથી ડરતાં અને ભીમદેવની સલામતી સચવાતી.

× × × ×

"મહારાજ શા વિચારમાં પડ્યા છો ? પટરાણીને ખોળે કોને લેવો તેની ચિંતા કરતા હશો ?" એક રાતે ચંદ્રશાળામાં ભોજન લેતા

ભીમદેવને રાણી લીલાદેવી કટાક્ષથી પૂછી રહી હતી. રાજા જમતા હતા અને મહારાણી પાસે બેસી પંખો કરતાં હતાં.

"શી વાત કરે છે તું ? કોને ખોળે લેવાની વાત?" ભીમદેવે ગૂંચવાઈને પૂછ્યું. રણવાસની કટાક્ષમય ઉક્તિઓ તે કાળના ચતુર રાજાઓને પણ મૂંઝવતી તો ભોળા ભીમને મૂંઝવે તેમાં શી નવાઈ?

પટરાણી સૂમલદેવી શત્રુંજય ગયાં હતાં. તેમને જૈન ધર્મ પ્રત્યે સારી આસ્થા હતી. ચંદ્રશાળામાં રાણી લીલાદેવીની વિશ્વાસુ દાસીઓ જ હતી. "ચંદ્રા, મહારાજાને સમજાવને શી વાત છે તે!" લીલાદેવીએ પીરસણ પીરસતી દાસીને સૂચના કરી.

"તે બા, મહારાજાથી કાંઈ અજાણ્યું હશે?" રાણીથી સવાઈ થતી દાસીએ બીજો કટાક્ષ કર્યો.

"મને કહો ત્યારે ખબર પડે ને કે શી વાત છે! તમો સ્ત્રીઓને તો પ્રભુએ ન પહોંચે." ભીમદેવે કંટાળીને કહ્યું.

"પટરાણીને પ્રભુ નથી પહોંચતો એમ કહો મહારાજ. તમને ખબર છે? પટરાણીએ મારી કુખ બાંધી છે? તેમ ન હોત તો મને કયારનું એ સંતાન થયું હોત." રાણીએ વાત ઉપાડી.

"ચહુઆણ દરબારના રાજજોશીએ તો કહેલું કે કુંવરીબાને પાંચ ફરજંદ થશે, પણ કૂખ બાંધી ત્યાં શું થાય?" રાણીની પિયરની દાસીએ ટહુકો પૂર્યો.

"તમને એક જૂની કથા યાદ છે મહારાજ? સિદ્ધરાજદેવનો જન્મ કેવી રીતે થયો હતો તે?" રાણીએ વાતને રસે ચઢાવી પાન-બીડું આપતાં પૂછ્યું.

"ના, કહો તો સાંભળીએ." રાજાએ સામેના ગાદીતકીએ બેસી મુખવાસ આરોગતાં કહ્યું.

"સાંભળવા જેવી વાત છે, રાજમાતા મીનળદેવીબાને પેટ ચક્રવર્તી મહારાજા સિદ્ધરાજદેવનો ગર્ભ હતો. તે વખતે રણવાસની બીજી રાણીઓ તેમના પર મીઠું વાટવા લાગી. મારા પર પટરાણી

વાટે છે તેમ જ તો. બીજી રાણીઓને સંતાન ન હોવાથી મીનળબાને પુત્ર ન થાય એમ બધીએ ઇચ્છતી હતી. સાંભળો છો ને મહારાજ ?" લીલાદેવીએ પૂછ્યું ને ભીમદેવે હકારમાં ડોકું હલાવ્યું.

વાત આગળ ચાલી: "પછી મહારાજ, તે બધી ઝેરીલી રાણીઓએ એક જૈન યતિને બોલાવી કામણ કરાવ્યું, એવું કામણ કરાવ્યું કે, મીનળબાના પેટનો ગર્ભ અવતરે જ નહિ."

"એવું શી રીતે બને ?" રાજાએ વચ્ચે જ પ્રશ્ન કર્યો.

"એજ તો ખૂબી છે. એ શી રીતે બને એ તો પૂછજોને આપનાં પટરાણીને. એ બધુંય કરી ચૂકયાં છે." રાણી પ્રફુલ્લ મને બોલી.

રાજા વાતમાં રસ લેતો હતો તેથી એને આનંદ પડતો હતો. સામે ઝળહળી રહેલી રૌપ્ય દીપિકાના તેજથી રાણીનું મોં વધુ પ્રકાશમાન બની રહ્યું હતું.

"ઠીક, પછી શું થયું ?" ભોળા ભીમે આરામથી તકીએ અઢેલતાં ફરી પૂછ્યું.

"પછી મહારાજ, દિવસ ગયા, મહિના ગયા, દશ માસ થયા, બાર માસ થયા પણ મીનળબાનો ગર્ભ તો ફરકે પણ નહિ, તો અવતરે તો કયાંથી ? જ્યાં તેર ને ચૌદ માસ થયા ત્યાં મીનળબાને ખબર પડી કે, આ તો શોકયોનું કારસ્તાન છે. એટલે એ તો અણહીલવાડ છોડી ઓતરાદી દિશામાં હવાફેરને બહાને રવાના થયાં. એમને પણ એક ઉસ્તાદ મળી ગયો. પેલા જૈન યતિએ રાણીઓ સમક્ષ રાજમહેલના એક એકાંત ભાગમાં એક માટલામાં પાણી ભરી તેમાં એક દેડકો નાંખી, માટલું બંધ કરી ભોંયમાં દાટી દીધું હતું. એણે કહેલું કે આ દેડકો માટલામાંથી બહાર પડશે, તેજ વખતે રાણી મીનળબાને કુંવર અવતરશે. પણ જો તેને માટલા બહાર નહિ નીકળવા દો તો કદી પણ મીનળદેવીના ગર્ભનો પ્રસવ થશે નહિ. માટે આ માટલાવાળી જગો બરાબર સાચવજો. એ માટલું કોઇ કાઢીને ખોલે નહિ તેની કાળજી રાખશો."

"એવું તે વળી કોઇ દહાડો બને! તમે બાઈ લોકો બહુ વહેમી." રાજા હસ્યા.

"સાંભળો, સાંભળો. આતો તમારા વડવાઓના વખતની બનેલી વાત છે. પછી મીનળબાએ અણહીલવાડથી ઘણે છેટે જઇ, અણહીલવાડમાં ખોટા ખબર મોકલાવ્યા કે રાણીને કુંવર અવતર્યો છે. આ સમાચાર જાણી બળતી રાણીઓ ચમકી ઉઠી. તેમણે પેલા યતિને બોલાવ્યો ને ખૂબ ધમકાવ્યો કે તું મને ઠગી ગયો, ને મીનળદેવીને તો પુત્ર જન્મ્યો. યતિએ કહ્યું કે, માટલી કોઇએ ખોલી હોય તોજ છોકરો જન્મે. ન ખોલી હોય તો કદાપિ જન્મ થાય નહિ. આથી રાણીઓએ તેને ઢોંગી ને ધુતારો કહી માટલીવાળું સ્થળ જેમનું તેમ હતું તે બતાવ્યું. પેલા યતિને આ અપમાનથી માઠું લાગ્યું. તેણે ખાત્રી કરવા માટે દાટેલું માટલું ખોદી કઢાવ્યું. પછી તેણે ધીમેથી માટલાનું મોં ખોલ્યું, તે ખૂલતાં જ અંદરનો દેડકો કુદકો મારી બહાર પડયો. યતિએ રોશથી કહ્યું કે, 'તમારૂં જુઠાણું જ તમને નડયું. આ દેડકો માટલાની અંદર જ હતો. એટલે અત્યાર આગમચ કુમાર જન્મ્યાની વાત તદ્દન ખોટી છે, પણ હવે આ દેડકો બહાર નીકળી ગયો છે; એટલે મીનળદેવી જ્યાં હશે ત્યાં તેને આજ વખતે પ્રસવ થયો હશે.' મહારાજ, એ વાતની રાણીઓએ તપાસ કરાવી તો તે સાવ સાચી નીકળી, દેડકો માટલામાંથી બહાર પડયો ત્યારે જ સિદ્ધરાજદેવ મહારાજ જન્મ્યા હતા. આવાં કામણટૂમણ તમારા સોલંકીઓના રાજમહેલમાં તો થતાં આવ્યાં છે."

"અને અત્યારે તેથીય સવાયાં થાય છે, એ કહેવાનું કેમ વિસરી જાઓ છો બા?" ચબરાક દાસીએ વાતને મુદ્દાપર લાવી મૂકી દીધી.

"તેજ કહું છું ને, મહારાજ! તમારા અણહીલવાડના રણવાસથી તોબાહ! હું હજી કાલ આણું વળીને આવી છું ને મારાપર આટલી દાઝ! મને ઈશ્વર સારો દહાડો આપત પણ શોકયોનાં પાપે નસીબ આડે પાંદડું ફરી વળ્યું." લીલાદેવી નરમ સ્વરે બોલી.

"શા પરથી એમ માને છે? સૂમલદેવી એવાં તો નથી." વૃદ્ધ રાજા ધીમેથી બોલ્યા.

"શું નથી નથી! મહારાજ, તમારો અમરસિંહ સેવડો ગયો ત્યારથી એમણે આનંદવિજયસૂરીને શોધી કાઢયા છે. મારી કૂખ બાંધી છે. હું હવે શું કરૂં? મારી કૂખ બાંધી એમની બેનના કુમાર ત્રિભુવનને તમારી પછી પાટે લાવવા ખટપટ થાય છે મહારાજ. તમારે એને દત્તક લેવો હોય તો લેજો. હું તો તે જ ઘડીએ મારા બાપુને ઘેર ચાલી જઇશ. મારૂં નસીબ ફુટેલું, બીજું શું? નહિ તો આવી શં..." રાણીએ ડુસકું ખાઇ પાલવથી મોં ઢાંકી દીધું.

"રડશો નહિ, બા, મહારાજ બધુંય સમજે છે." દાસી વ્હારે આવી.

"હું કોઇને દત્તક લેવાનો નથી, લેવાનો પ્રસંગ આવશે તોય ત્હને પૂછ્યા વગર પગલું ભરવાનો નથી."

લીલાએ પોતાનું મસ્તક મૌનસહ મહારાજાના અંકમાં નાખ્યું ને દાસી બીજા ખંડમાં ચાલી ગઇ.

વૃદ્ધ ભોળો ભીમ પછી કયાંય સુધી લીલાદેવીની કથની સાંભળી રહ્યો. તેમાં આનંદસૂરી, ચાચીંગ તથા જયંતસિંહનાં કારસ્તાનોની સાચીખોટી વાતો મીઠુંમરચું ભભરાવી કહેવામાં આવી. રાજા તેમાંની કોઇ કોઇ વાતથી ચમકી ઉઠતો ને લીલાદેવી આનંદ પામતી વાત આગળ લંબાવ્યે જતી. મોડી રાત્રે જ્યારે દાસીએ શયનકાળ થયાનું સૂચન કર્યું ત્યારેજ એ વાતો અટકી.

તે રાતે ભોળા ભીમને સ્વપ્નમાં પણ લીલાદેવીએ વર્ણવેલાં કારસ્તાનો નજરે આવ્યાં. એક બે વાર તો જાણે પોતાનો જીવ લેવાની પેરવી થતી હોય એવાં કારમાં સ્વપ્ન આવવાથી રાજા ઝબકી ઉઠયો. છેલ્લા પ્રહરની નોબત વાગ્યા પછી તે જાગતો જ શય્યામાં પડી રહ્યો. વૃદ્ધત્વથી નબળા પડેલા તેના મગજમાં સંશયનાં ભૂત ભરાઇને કૂદાકૂદ કરવા લાગ્યાં.

સવારમાં ઉઠતાં વેંત જ મહારાજાએ રાજચિંતાકારી લૂણસાપાને તેડાવ્યા, તેમની સમક્ષ પોતાની ચિંતાઓ વ્યક્ત કરી. રાણા લૂણસાપાએ તેને ધીરજ આપી નિશ્ચિંત રહેવા જણાવ્યું અને રાજાને જરા શાતા વળી.

આવા પ્રસંગ તો વખતો વખત બનતા અને રાજાને વધુ ને વધુ શ્રમિત બનાવ્યે જતા. સુમલદેવી પણ લીલાદેવીની પેઠે નિર્બળ રાજાને પ્રસંગ મળતાં ભમાવતી અને લીલાદેવીની વિરૂદ્ધ વાતાવરણ પ્રગટાવવા મથતી.

ઘણી વાર તો કંટાળેલો નૃપ ભીમદેવ "તમારી હકીકત રાજચિંતાકારીને જણાવજો. હું ક્યાં કોઈ વાતમાં ભાગ લઉં છું?" એમ બોલી દેતો.

આ જવાબ પછી સુમલદેવી ચૂપ રહેતી, પણ તે લવણપ્રસાદ સમક્ષ કાંઇ પણ વાત જણાવવા હામ ભીડતી નહિ, તેમ તેવો પ્રસંગ પણ મળતો નહિ. લવણપ્રસાદના નામથી જ પટરાણી મૂંઝાતાં ને ચૂપ થઇ જતાં.



# પ્રકરણ ૬ ઠું

## બે મંડળેશ્વરો

**આ** સમયે અણહીલવાડના દરબારમાં બે વ્યક્તિઓ સૌથી વધુ પ્રભાવશાળી હતી. એક રાણા લવણપ્રસાદ અને બીજા જયંત-સિંહદેવ. આ બંને અણહીલવાડના મહારાજાધિરાજના મહામંડળેશ્વરો હતા, અને તેમના તેજમાં નાનામોટા સહુ કોઈ અંજાતા હતા. આ બંને મહામંડળેશ્વરો એક થઇ જો અણહીલપુર પાટણની ગાદીએ રોજ રોજ એક નવા રાજાને બેસાડે ને ઉઠાડે તો પણ કોઇ માથું ઉંચકી શકે તેમ ન હતું, એવા પ્રકારની સત્તાનો દોર તેમના હાથમાં હતો.

લૂણસાપાનું બળ, તેમની લાંબી રાજસેવા ને વફાદારી તથા ધોળકાના મંત્રીશ્વરોની ચાણકયબુદ્ધિને આભારી હતું. પરંતુ જયંતસિંહનું બળ તો તેના મંડળ (પ્રાંત)ના મહત્ત્વને લીધે તથા સૈન્યબળને લીધે હતું. તે રાજાની ખુશામત બહુ જ ઓછી કરતો, છતાં દરેક રાજકીય હકીકતથી વાકેફ રહેવા હંમેશાં તત્પર રહેતો. તે શ્વભ્રમતી પ્રદેશનો મંડળેશ્વર હતો અને તે પ્રદેશની દક્ષિણે દૂર દૂર સુધી તેની આણ ફેલાયલી હતી. તેણે નદીકાંઠાના ભીલ, કોળી લોકો જે સુનંદા નિશાન-બાજ ને ધનુર્ધારી હતા તેમને વશ કર્યા હતા, એટલે તેમના બળને લીધે તે અણહીલવાડમાં મહત્ત્વનું સ્થાન ભોગવતો હતો.

જયંતસિંહ શૂરવીર યોદ્ધા હતો. તે રાણા લૂણસાપાની મુત્સદ્દી-ગીરી તથા તેના પીઠબળથી સારી પેઠે વાકેફગાર હતો. એટલે લૂણ-સાપાથી તે કંઇક દબાતો ને રાજકીય બાબતોમાં લૂણસાપાનું કથન ભાગ્યે જ ઉથાપતો. જૈન મંત્રી ચાચીંગ જે ભીમદેવના જાહોજલાલીના કાળમાં બહુ સત્તાશાળી ગણાતો હતો, તે પણ બંને મહામંડળેશ્વરોથી દબાતો હતો અને તેમની સાથે હળીમળીને જ રહેવામાં શ્રેય માનતો હતો.

શ્વભ્રમતી પ્રદેશના એક ડુંગરાળ ભાગમાં સુરસંગ નામનો એક ભીલ લૂંટફાટ કરી લોકોને ત્રાસ આપતો હતો. તેને જેર કરવા માટે

જયંતસિંહે ઘણા પ્રયત્ન કર્યા, પણ તેમાં તે ફાવ્યો નહિ. છેવટે તેની ટોળીના એક માણસને ફોડીને સુરસંગને એ ભાગમાંથી ગૂમ કરી તેના સાથીઓને પકડી લેવાની યોજના જયંતસિંહે ગોઠવી.

આ યુક્તિ પાર પડી ને ગુપ્ત રીતે સુરસંગને અણહીલવાડ લાવી છુપી રીતે કેદમાં રાખવામાં આવ્યો. આ વાતની ચાચીંગ તથા લૂણસાપા સિવાય બીજાઓને કાંઇ ખબર ન હતી. સુરસંગ ગૂમ થયા પછી તેના કેટલાક સાથીઓ પકડાયા ને બાકીના નાસી ગયા. નાસી ગયેલા સાથીઓએ સુરસંગને શોધી કાઢી છોડાવવા માટે ભારે પ્રયાસ કરવા માંડયો. અણહીલપુર પ્રગણાના કેટલાક નામચીન કોળીઓ પણ આ કામમાં મદદ આપવા લાગ્યા ને તેઓ અણહીલવાડમાં છુપી રીતે ચકોર દ્રષ્ટિ રાખી રાતદિવસ ધૂમવા લાગ્યા. જયંતસિંહને આની જાણ થઇ. જો સુરસંગ એક વખત છુટીને નાસી જાય તો ફરી અદાવતનો પ્રેર્યો આખા સાબરકાંઠાના ભીલ–કોળીઓને સળગાવી જયંતસિંહ સામે ઉશ્કેરે તેવો સંભવ હતો. આથી થોડો વખત સુરસંગને કેદમાં પૂરી રાખી, છેવટે પોતાનો ઉપર હાથ રાખી સુલેહથી વર્તવાની શરતે છોડી મૂકવાની જયંતસિંહની નેમ હતી, પણ તેમ થઇ શકે તે પહેલાં કેદી નાસી છુટે તો સાબરકાંઠાના પ્રદેશનો મામલો વિફરે તેમ હતું.

સુરસંગને એક અંધારા ગુપ્ત ભોંયરામાં કેદી તરીકે પુરેલો હતો. મોડી રાત્રે જયંતસિંહ છુપી રીતે ત્યાં જઇ કેદીને તાવી જોતો; પણ કેદી અણનમ જ રહ્યો.

“સુરસંગ, તું માની જા, નહિ તો તને બે દિવસ બાદ મહારાજા ભીમદેવ સમક્ષ રજુ કરવો પડશે.” જયંતસિંહે કેદીને સમજાવવા માંડયો.

“ભલે, ભીમદેવથી મોટો બીજો કોઇ હોય તો તેની આગળ પણ જવા તૈયાર છું.” સુરસંગનો જવાબ મળ્યો.

“મૂર્ખ, એથીયે મોટો ગણે તો રાણા લૂણસાપા છે, જે તને જોતાં જ અવળી ઘાણીએ ઘાલશે.”

"ધાલ્યાં ધાલ્યાં હવે અવળી ધાણીએ ? એના દીકરાનાં તો મેં દશ ગામ ભાંગ્યાં હતાં. ધોળકા પથકમાં મારું કોઇ નામ ન લે. મારી પાછળ આખો સાબરકાંઠો ને મહીકાંઠો ખડો છે, દરબાર !" ગર્વથી માથું ઉંચકી સુરસંગે જવાબ આપ્યો.

સુરસંગનું છેવટનું કથન છેક ખોટું ન હતું. સુરસંગનો વાંકો વાળ કરવો જયંતસિંહ માટે મુશ્કેલ હતો. તેમ ન હોત તો તે તેને આમ સમજાવત જ શા માટે ?

"કોઇ કોઇને માટે મરી પડતું નથી, માટે નાહક તારો જીવ ન ગૂમાવ. તારા જેવા શૂરવીરને ગૂમાવવાનું મનેય નથી ગમતું." મંડળેશ્વરે સમજાવવા પ્રયાસ કર્યો.

"મને મારા જીવની ચિંતા નથી, તો તમે શું કામ ચિંતા કરો છો ?"

"નકામો આ ભોંયરામાં જ સડીશ હોં." ઉભા થતાં થતાં જયંતસિંહ બોલ્યા.

"તેમ તો નહિ જ બને. ગમે ત્યાંથી–આ પાતાળ હશે તો ત્યાંથી પણ મને મારા સાથીઓ છોડાવી જ જશે તેની મને ખાત્રી છે, અને છુટયા પછી જોઇ લેજો મારો હાથ." સુરસંગે મૂછ પર હાથ નાંખ્યો ને જયંતસિંહ રોષથી પગ પછાડતો ચાલ્યો ગયો.

× × × ×

ચાચીંગ મંત્રીને અણહીલવાડ પરગણાના એક બે આગેવાન ભીલ ઠાકોર મળ્યા ને સુરસંગને છોડાવવામાં તેની સહાય માગી. ચાચીંગે પ્રથમ તો આનાકાની કરી, પણ ભીલ ઠાકોરોએ મંત્રીને ભેટસોગાદો તથા કાકલુદીઓથી છેવટે જીતી લીધો. ચાચીંગે માત્ર કેદી હાથ લાગે તેટલી માહિતી આપવાનું જ માથે લીધું. બીજી બધી જવાબદારી ઠાકોરોએ પોતે ઉપાડી લીધી.

સુરસંગના ભોંયરાને એક જાળી હતી, તે એક હવડ કુવામાં પડતી હતી. સુરસંગ પણ તે જાળી વિષે લાંબા વખતથી વિચાર ચલાવી રહ્યો હતો. મોડી વહેલી તે જાળી જ પોતાના છુટકારાનો માર્ગ બતાવશે,

એમ તે ભીલ સરદારને આછું આછું સમજાયું હતું. પણ તેની પાસે કાંઇ પણ સાધન ન હતાં એટલે તે તકની રાહ જોઇ બેઠો હતો.

એક રાત્રે જાળીવાળા કુવામાં પ્રકાશ પડયો ને સુરસંગ ચમકયો. થોડી જ વારમાં તેણે પોતાના એક સાથીનો પરિચિત હાથ જાળી આગળ જોયો. સાંકેતિક ભાષામાં વાતચીત થઇ. રસ્તો કેમ કરવો તે નક્કી થયું ને થોડી જ વારમાં જાળી તૂટી ને કુવામાં લટકતા દોરડેથી પોતાના સાથીઓ સાથે સુરસંગ બહાર આવ્યો.

સુરસંગ અને તેની સાથેના ત્રણ માણસો બહાર નીકળી થોડેક છેટે ગયા ને સંકેત કરી ત્રણે છુટા પડયા. છુટા પડી સો એક દંડ નહિ ગયા હોય તેટલામાં તો ત્રણ ત્રણ ચકોર રખેવાળોએ દરેકને જુદે જુદે સ્થળે ઘેરી લઇ, પકડી લીધા. એક માણુસ સામટા ત્રણ માણસોને છેતરી નાસી શકે તેમ પણ ન હતું. એટલે લાચાર સ્થિતિમાં ત્રણે પકડાયેલાઓ પકડનારની ઇચ્છાને માન આપી બંધનયુકત બની જુદી જુદી દિશામાં ચાલવા લાગ્યા.

સવારમાં જયંતસિંહને કેદી નાઠાના સમાચાર મળતાં જ તે ગભરાયો. તેણે દક્ષિણસીમા મજબૂત કરવા માટે દૂતો શ્વભ્રમતી તરફ દોડાવ્યા ને પોતે રાણા લૂણસાપાની સહાય લેવા દોડયો.

બધી વાત સાંભળી રાણાએ જયંતસિંહને હસીને પૂછયું: "તમારા કામઠીઓવાળાને સજ્જ કરી પાછળ દોડાવો ને."

"અરે કામઠીવાળા જ હવે તો દુશ્મન થયા માનોને. હવે શ્વભ્રમતીકાંઠો સળગી ઉઠશે."

"શ્વભ્રમતીમાં પાણી પુરતું છે." રાજચિંતાકારી હસ્યા.

"મંડળેશ્વરજી, આપ હસો છો પણ મામલો વિપરીત છે. મને સૈન્યની મદદ આપો અગર કંઇક રસ્તો બતાવો." નમ્રતાસૂચક સ્વરે જયંતસિંહ બોલ્યો.

"કંઇ હરકત નથી, તમે નિશ્ચિંત રહો. આજ સાંજ સુધીમાં હું બધું બરોબર કરી દઇશ." લૂણસાપાએ શાંતિથી કહ્યું.

"પણ તે શી રીતે? વખત જશે તેમ........"

"મારામાં તમને વિશ્વાસ નથી? ન હોય તો પણ આજે મારા-પર વિશ્વાસ મૂકી જુઓ." લૂણસાપાના વૃદ્ધ મુખપર સ્મિત ફરક્યું.

"વારૂ, તો હું હવે અણહીલવાડ છોડી ત્યાં જાઉં કે કેમ?"

"હાલ નહિ. જરૂર પડશે તો હું કહીશ." લૂણસાપાએ વિદાય થતા જયંતસિંહને મીઠાશથી કહ્યું.

સુરસંગને છોડાવવા આવનારાઓમાં એક તેનો સાથી હતો અને બીજા બે અણહીલપુર પરગણાના પ્રતિષ્ઠિત ભીલ ઠાકોરો હતા. તે ત્રણે સુરસંગને છોડાવીને નાસતાં જ પકડાયા હતા. તેમને આ રીતે પકડ-નાર લૂણસાપાના માણસો જ હતા. લૂણસાપાના જાણવામાં અગાઉથી નાસી છૂટવાની વાત આવી હતી, એટલે તેમણે પોતાના માણસોને યોગ્ય સ્થળે ગોઠવી બંદોબસ્ત કરી રાખ્યો હતો. પરિણામે મૂળ કેદી નાસતાં બચ્યો ને બીજા બે નવા કેદ પકડાયા, જેમનો સારામાં સારો ઉપયોગ થઈ શકે તેમ હતું.

કેદ પકડાયેલા બંને ઠાકોરોને જ્યારે સવારે લૂણસાપા સમક્ષ લાવવામાં આવ્યા ત્યારે તેઓ શરમથી મરવા જેવા થઈ ગયા. તેઓએ રાણા લૂણસાપાને નમીનમીને પોતાને છોડી મૂકવા આગ્રહ કર્યો.

"અમારા રાજકેદીને છોડાવી જવાનો ગુન્હો તમારે શિર છે." લૂણસાપાએ કડકાઈથી કહ્યું.

"મહારાજ, બાપુ! અમે ભૂલ્યા. મહારાજાને પગે હાથ મૂકી ફરી તેવું ન કરવા પ્રતિજ્ઞા લઈએ છીએ." ઠાકોર કરગર્યા. પોતાની ફજે-તીની તેમને બહુ બીક હતી.

"એ ન ચાલે, તમારી જાગીર જપ્ત કરી તમને બેડીઓ પહેરાવવી પડશે." સત્તાસૂચક સ્વરે રાણાએ કહ્યું.

"બાપુ! લેવો હોય તે દંડ લઈને પણ અમને મુક્ત કરો. અમે તો મહારાજાનાં ચરણની રજ છીએ." રજપૂતોના તથા રાજદરબારી-

એના સતત સંસર્ગથી, કંઇક સંસ્કારી થયેલા ઠાકોરો નાનમ અનુભવતાં બોલ્યા.

"તો એક વાત કબૂલ કરો. સુરસંગના તમે જામીન થાઓ કે એ લૂંટફાટ કે તોફાન નહિ કરે, તો દંડ લઇને તેને તથા તમને બધાને છોડીએ."

ઠાકોર ન છુટકે કબુલ થયા. જે રાજગઢમાં તે સામંતો જેવા બની આવતા ત્યાં કેદી બની ઉભા રહેતાં તેઓને મહા નાનમ લાગી. તેમણે મહાપ્રયાસે સુરસંગને સમજાવ્યો ને સુરસંગના જામીન પોતે થયા.

દંડ રાજકોષમાં જમા કરાવી, બધાને માફી આપી. સુરસંગને જયંતસિંહના જ મંડળમાં સુભટની પદવી આપી, જયંતસિંહને લુણસાપાએ ચિંતામુકત કર્યો.

આ બનાવ પછી અક્કડ જણાતો જયંતસિંહ પણ રાણા લુણસાપાને માન તથા પ્રેમથી જોતો હતો. અન્તે એ બંને એક બીજાના મિત્ર જેવા બની વર્તતા હતા.

---

## પ્રકરણ ૭ મું

### સૂમલદેવીની ખટપટ

**આનંદવિજયસૂરી** નામના જૈન સાધુ પર પટરાણી સૂમલ-
:ેવીને સારી આસ્થા હતી. સૂરીની અણુહીલવાડમાં ખ્યાતિ પણ સારી
હતી અને ઘણા રાજપુરૂષો પણ તેમને સારૂં માન આપતા હતા. રાણી
લીલાદેવી શૈવ ધર્મમાં આસ્થાવાળી હતી. માંડલના મૂલેશ્વરદેવના પૂજારી
સ્થાનપતિ શ્રી વેદગર્ભરાશિની તે શિષ્યા હતી. પટરાણીનાં મંતરજંતરથી
બચવા તે આ મઠના સાધકોનો જ આશ્રય શોધી પોતાની સલામતી
અનુભવતી હતી.

વેદગર્ભરાશિજીના એક પટ્ટશિષ્ય સાથે મહારાણી લીલાદેવીને સારો
પરિચય હતો. મહારાણી તેને વખતોવખત પોતાની મુસ્કેલીઓ જણાવી
સહાય માગતી. ઘણીવાર તો વેદગર્ભરાશિજીને પણ તેની જ દ્વારા મહારા-
ણીની વિનતિ પહોંચાડવામાં આવતી. આ શિષ્યનું નામ યોગરાશિ હતું.

"રાશિજી, મારી આકાંક્ષા પાર પાડવા ગુરૂજીને આપે વિનતિ
। કરી કે?" રાણી લીલાદેવીએ નમ્રતાથી યોગરાશિને પૂછ્યું.

"માતાજી, ગુરૂજી આપના પર પ્રસન્ન જ છે. તેમણે આપને
શુભાશિષ્ આપી છે, ને ચાંદ્રાયણ વ્રત કરવા આદેશ કર્યો છે. બે
દિવસ બાદ હું રાજગઢમાં ફરી આવી એ વ્રતની વિધિ આપને સમ-
જાવી પ્રારંભ કરાવીશ." રાશિજીએ રાણીને આશ્વાસન આપ્યું. રાણા
લુણસાપા શૈવમતના હતા ને સ્થાનપતિ વેદગર્ભરાશિજી પ્રત્યે આસ્થા-
વાન હતા, એટલે શૈવધર્મી મહારાણી પાસે મઠાધિપતિના શિષ્યોને
જવાની છૂટ રાખેલી હતી. ઉત્તરાવસ્થામાં મહારાજા ભીમદેવે પોતાના
યુવાસનો નાજુકમાં નાજુક ગણાતો ભાર પણ લુણસાપાને શિર સોંપ્યો
તો અને લુણસાપા તે ભાર વહેવા યોગ્ય પણ લેખાયા હતા.

લીલાદેવી ચાંદ્રાયણ વ્રત કરી પુત્રની કામના કરી રહી છે, એ
વાત દાસીઓએ સૂમલદેવીને જણાવી. સૂમલદેવી હસીને બોલ્યાં: "ચાંદ્રા-
યણ કરે કે સૂર્યાયણ કરે, એને ફરજંદ થવાનું જ નથી."

"બા, પણ વેદગર્ભરાશિ તેમને પ્રસન્ન થયેલા છે." એક દાસીએ ટકોર કરી.

"પ્રસન્ન થયા છે એટલે વેદ–ગર્ભ મટીને રાણીનો ગર્ભ થશે એમ?" પટરાણી વ્યંગથી હસ્યાં. ને ફરી બોલ્યાં: "વેદગર્ભરાશિ તો શું પણ સાક્ષાત્ ઈશ્વર પણ એને સંતાન આપી શકશે નહિ. એને સંતાન થાય તો મારી છાતીને ઠેકાણે ડામ દઉં." છાતીએ હાથ મૂકી વૃદ્ધ થવા આવેલાં મહારાણીએ અભિનય કરી બતાવ્યો.

"કેમ બા, એમ શા પરથી માનો છો?" દાસીએ આવીને પૂછયું.

"છોકરી, તું નાદાન છે. સૂરીજીને મેં ક્યારનું એ પૂછેલું કે, એને સંતાન થશે કે નહિ. સૂરીજી જ્યોતિષમાં પારંગત છે. તેમણે મને ગણિતથી ખાત્રી કરી કહ્યું છે કે, લીલાદેવી વંધ્યાજ રહેશે. બોલો, હવે તો ખાત્રી થઈને?"

"સૂરીજી કહે તો તો બા પરમેશ્વરનું વચન." દાસીએ સૂરીની ખુશામત દ્વારા રાણીની ખુશામત કરી. મનગમતી વાતમાં ટાપસી પૂરીને ખુશામત કરવી એ પણ એક ચતુરાઈ છે.

"સૂરીજી તો સિદ્ધ પુરૂષ છે. ત્હને તે દિવસે તારીજ હથેળીમાં જગદંબાનું દર્શન કરાવેલું તે યાદ છે ને?" રાણીને સૂરીજીની વાતમાં બહુ રસ પડતો.

"હા, બા! જબરો ચમત્કાર એ તો. હું તો દંગ થઈ ગઈ." દાસી હસી.

"મને પણ એવી જ દંગ કરી નાખી એક દિવસ." પટરાણીએ વાત આગળ ચલાવી.

"શી રીતે બા?" દાસીએ ઉત્સુકતા દર્શાવી.

"તું કહે જો મહારાજાની પાછળ અણહીલવાડની ગાદીએ કોણ બેસશે?" રાણીએ પ્રશ્ન કર્યો.

"બા, હું તો ધારૂં છું કે, રાણા લૂણસાપાના કુંવર ગાદીએ આવશે."

"ના, તેમ નહિ જ બને." મક્કમતાથી પટરાણી બોલ્યાં.

"બા, બે પગે ચાલે છે તે સૌ, મેં કહ્યું તેમ જ માને છે." દાસીએ રાણીનો મનોભાવ જાણવા ખાતર કહ્યું.

"મારો ત્રિભુવન જ ગાદીએ આવવાનો છે. મેં સૂરીજીને એક દહાડો કહ્યું કે મને ગુજરાતનો ભાવિ રાજા કોણ થશે તે કહો. ત્યારે સૂરીજી હસ્યા ને કહ્યું: 'રાણીમાતા, તમારા હાથમાં જ જુઓ.' એમ કહી તેમણે મારા હાથની અંજલિ બનાવી, તેમાં જોવા સૂચવ્યું. ચૌલા, મેં શું જોયું તે કહું? મારો ત્રિભુવનપાળ મહારાજાધિરાજનું છત્ર ધરી મારી હથેળીમાં બેઠેલો મેં જોયો."

"શું કહો છો બા? સાચે સાચી વાત કહો છો?" દાસીએ આશ્ચર્ય બતાવ્યું.

"હા ચૌલા! સાચે સાચી વાત કહું છું, પણ કોઇને કહેતી નહિ. નહિ તો વખતે મહારાજા કુમારપાળના જેવી મારા ત્રિભુવનની પજવણી થાય." રાણી સગર્વ બોલી.

"તો તો બા, તમારા વેરીઓ આંધળા જ છે એમ સમજો." ચૌલા બોલી.

પટરાણીના મહેલની આવી વાતોનો સાર લીલાદેવીને પણ પહોંચતો અને બંને મનમાં એક બીજા પર ચડભડેલી રહેતી. છતાં મહારાજાની સમક્ષ જ્યારે બંનેને ન છુટકે એકઠાં થવું પડતું, ત્યારે ઉપર ઉપરથી બે સગી બહેનોની જેમ મીઠાશથી વાતચીત કરતી. ઘણીકવાર આવી મીઠાશ જ અંતરની કડવાશનું ખાતર બને છે.

"ચૌલા, મંડળેશ્વર જયંતસિંહ દેવને તું આજે મળી આવ ને તેમની સાથે મારી મુલાકાત તાકીદે ગોઠવ." પટરાણીએ પોતાની માનીતી દાસી ચૌલાને કહ્યું. ચૌલા આખા રણવાસમાં સૌથી સુંદર યુવતી હતી. મહારાજા ભીમદેવ પોતે યુવાન હોત તો પટરાણી પોતે જ આ દાસીને રૂખસદ આપી દેત. પણ હાલના સંજોગોમાં તો ચૌલાનું સૌંદર્ય પટરાણીને આશીર્વાદ સમાન થઇ પડયું હતું. ચૌલાની ચતુરાઇ અને યૌવનમંડિત અમોઘ સૌંદર્ય રાણીના ખટપટાઓનું કામ આબાદ રીતે કરતું. રાણી જ્યાં પ્રેરતી ત્યાંથી ચૌલા વિજયવંત થઇને જ પાછી ફરતી.

જયંતસિંહદેવ અણહીલવાડનો એક પ્રબળ મંડળેશ્વર હતો. તે જો પટરાણીના પક્ષમાં બેસે તો લૂણસાપાની ધારણા અફળ જાય તેમ હતું. તેના સિવાય લૂણસાપાની સામે માથું ઉંચકે તેવો બીજો કોઇ સરદાર સામંત તે વખતે અણહીલવાડમાં ન હતો. જયંતસિંહ શૈવ મતના હતા અને ચૌલા સાથે તેમને એક બે વાર મુલાકાત થઇ હતી. તે વખતે તેમણે જણાવેલું કે "પટરાણીના જિન ધર્મ પ્રત્યેની વધુ પડતી ઝોક મને નથી ગમતી. તેમણે તો બધા ધર્મ સરખા ગણવા જોઇએ."

આ કથન સૂમલદેવીને વિચારણીય થઇ પડયું હતું. જયંતસિંહ કાશ્મીરી અપ્સરા ચૌલા પર મુગ્ધ બન્યો હતો તે પણ પટરાણી જાણી ચૂક્યાં હતાં. તો પણ તેટલા જ પરથી જયંતસિંહ વશ થાય તેમ લાગતું ન હતું. આથી પોતાનું ધાર્મિક વલણ દેખીતી રીતે બદલી, એકાદ વખત મંડળેશ્વરની મુલાકાત લેઇ તેને પોતાના પક્ષમાં લેવા પટરાણી સૂમલદેવી વિચારી રહ્યાં હતાં. મુખ્ય પ્રશ્ન જયંતસિંહદેવને રૂબરૂ ક્યાં ને કેવી રીતે મળવું તે બદલનો હતો. રણવાસમાં જયંતસિંહદેવને જાહેર રીતે બોલાવાય તેમ ન હતું, ને તે રીતે મુલાકાતનું રહસ્ય પણ જળવાય તેમ ન હતું. બહાર પણ લૂણસાપાના ચકોર દૂતો રાતાં રાતાં નેત્ર ધારણ કરી ઘૂમતા હતા.

ચૌલાને જયંતસિંહ પાસે જવાનું બહુ ગમતું. ખાસ કરીને એ મંડળેશ્વર મહારાજ એના પ્રતિ જે સુંવાળપ બતાવતા તે ખાતર–છતાં એ પટરાણીની માનીતી દાસી તરીકેની પોતાની મહત્તા ઝટ ભૂલી શકતી નહિ અને તેથી મંડળેશ્વરને વધુ અસ્પર્શ્ય જેવી લાગી, મહા-મોહાસ્ત્ર બની રહેતી.

"હું મંડળેશ્વરને આજે સાંજે જ મળીશ. પણ બા, કુમારપાળેશ્વરના ભોંયરા સિવાય બીજે મુલાકાત શક્ય નથી. ત્યાં પણ લૂણસાપાની નજરનો તો ભય છે જ. પરંતુ એ સ્થાનનો પૂજારી મંડળેશ્વરનો માણસ હોવાથી બહુ ચિંતા જેવું નથી."

"એ ભોંયરૂં તેં જોયું છે ?" રાણીએ સહસા પૂછ્યું.

ચૌલા જરા ખમચાણી. "હા, ના" તે ગૂંચવાતી બોલી: "પણ મંડળેશ્વર મહારાજે મને તે વિષે વાત કરી છે. વિશેષ હકીકત હું સાંજે તેમને મળ્યા પછી નક્કી કરીને જણાવીશ." ચૌલા એ ભોંયરામાં જ બે વાર મંડળેશ્વરને મળી હતી અને ત્યાં જ મંડળેશ્વર પર તેણે મોહાસ્ત્રનો ઘા કર્યો હતો. પટરાણીને તે વાત જણાવતાં તે ડરતી હતી, પણ ચતુર પટરાણી થોડુંઘણું તો સમજતી જ હતી. તેને પોતાના કાર્યની સિદ્ધિ સાથે નિસ્બત હતી. ચૌલા તે શી રીતે સાધતી હતી તેની જરા પણ પરવા ન હતી.

તે સાંજે ચૌલા રાજગઢમાંથી પટરાણીની રજા લઇ લપાતીછુપાતી બહાર નીકળી. રાજગઢથી થોડે છેટે એક જુના વખતનો કુંડ હતો અને તેને કાંઠે એક તેના જેવું જ જીર્ણ શિવાલય હતું. તે શિવાલયમાં ચૌલા દાખલ થઇ અને શિવલિંગની નજીક જઇ આમ તેમ જોઇ થોડીવારમાં ક્યાંક ગૂમ થઇ ગઇ. ત્યાં કોઇ પણ માણસ હાજર ન હતું. જો હોત તો તેણે ગણપતિની મૂર્તિવાળા ગોખમાં પાછળ ચૌલાને સમાઇ જતી જોઇને આશ્ચર્યથી ચીસ પાડી હોત.

એ શિવાલયમાંના ગુપ્ત દ્વારને રસ્તે સહેલાઇથી કુમારપાળેશ્વરના વિસ્તૃત ભોંયરામાં જવાતું હતું. મંડળેશ્વર જયંતસિંહદેવ જ્યારે પાટણમાં હાજર હોય ત્યારે રોજ સાંજે કુમારપાળેશ્વરમાં દર્શન માટે પધારતા, અને દર્શન કરીને ફુરસદ હોય તો ઘણીક વખત સ્થાનપતિની સાથે કિંવા પોતે એકલા શિવાલયની પાછળના બગીચામાં ફરતા કિંવા પાછળના ભાગની સમાધિઓની ડેરીઓમાં ફરી સંતપુરૂષોનાં પાદ-ચિન્હોને નમન કરતા અને ઘણીકવાર ત્યાં બેસતા પણ ખરા.

મોડી રાતે ચૌલા પાછી ફરી. તેના મુખ પર આનંદની મધુર રેષાઓ તરવરી રહી હતી. મંડળેશ્વર આજ તેના પર બહુ જ પ્રસન્ન થઇ ગયા હતા, અને પટરાણીની મુલાકાતની પણ વળતે દિવસે યોજના નક્કી થઇ ગઇ હતી. આધેડ થવા આવેલા જયંતસિંહદેવને ચૌલા

જેવું રમકડું બહુ જ ગમી ગયું. ઘણીક વાર વિચાર કરતાં તેમને પોતાની એ રીતભાત અયોગ્ય લાગતી. પોતાના જેવો મહામંડળેશ્વર એક દાસી જેવી નાચીજ સ્ત્રીનો નચાવ્યો નાચે ને તેની પાછળ ફરવામાં આનંદ માને એ બેહુંદુ લાગતું. પણ આ વિચારોને ફુટડી ચૌલાના દેહલાલિત્યના મસ્ત તરંગો પ્રાથમિક દશામાં જ છુંદી નાંખતા ને પોતાની સત્તા સ્થાપતા. મંડળેશ્વર મહારાજનું મસ્તીભરેલું મન બોલતું કે, દાસીઓ ને રાણીઓ તો ઘણીએ જોઇ પણ ચૌલા તે ચૌલા જ છે.

"ચૌલા, તું તો મારી સાથે જ રહીશને ?" પટરાણીએ ચૌલાએ કરેલી ગોઠવણની હકીકત સાંભળ્યા પછી પૂછ્યું.

"હા, બા તે વગર તો તમે શું કરો ? મહાદેવનાં દર્શન કરનારાઓ અંદરના સમાધિસ્થાનમાં કે બાગમાં દાખલ ન થાય તે માટે વિશ્વાસપાત્ર પહેરેગીરને કુમારપાળેશ્વરના અંદરના દરવાજે રાખી આપણે અંદર જઇશું. પછી શું કરવું તે હું બતાવીશ."

"ચૌલા, મંડળેશ્વર મહારાજ આટલા જલદી કેમ પીગળ્યા ?"

"તમે કુમારપાળેશ્વરનાં દર્શનને બહાને એમને મળવાનાં છો એ વાત જ એમને બહુ ગમે છે. તમે શૈવ મતને પણ માન આપો તો એ બહુ રાજી થાય." લૂચ્ચી ચૌલાએ મંડળેશ્વરની સંમતિનું કારણ આપ્યું. ખરી રીતે તો મંડળેશ્વરને એ જ નચાવી રહી હતી.

"પણ બા, લૂણસાપાનો કોઇ માણસ આ ભેદ પામી ન જાય તે ખાસ જોવાનું છે." થોડીવારે ચૌલાએ ચેતવણી આપી.

"એની જ મોટી બીક છે ને ! પણ મને એ પહોંચે તેમ નથી. કારણ તારા જેવી ચતુર સેવિકા મને મળી છે. પછી શો વાંધો છે ?" રાણીએ ચતુર દાસીની થોડી ખુશામત કરી લીધી. મોટાને નાનાની ખુશામત કરવાના પણ પ્રસંગો આવે છે. માત્ર ખુશામતની રીત જરા જુદી હોય છે.

"કાંઇ વાંધો નથી બા. આ તો ચેત્યાં હોઇએ તો સારૂં." ગર્વથી ફુલાતી ચૌલા બોલી.

બીજે દિવસે સવારથી જ પટરાણી સૂમલદેવીએ કુમારપાળેશ્વરનાં દર્શને જવાની તૈયારી કરવા માંડી. દાસીમાં માત્ર ચૌલાને જ સાથે આવવા આજ્ઞા હતી. બે પહેરેગીરો ને પાલખી ઉપાડનારા ભોઇ એટલા જ રસાલાને લેઇ જવા પટરાણીએ નક્કી કર્યું હતું. શિવપૂજન માટેની વિવિધ સામગ્રી અને દક્ષિણા માટે પણ ગોઠવણ કરવામાં આવી. રણવાસમાં સૂમલદેવી શિવદર્શને જાય છે એ વાતથી સૌને નવાઇ લાગી ને જાતજાતની વાતો થવા લાગી. લૂણસાપાને પણ આ વાતની જાણ થતાં નવાઇ લાગી, અને તેણે પોતાના દક્ષ ચારોને ચેતાવી દીધા.

દિવસ આથમતા પહેલાં રાજમહેલમાંથી પટરાણીની પાલખી ઉપડી. કુમારપાળેશ્વરમાં જઇ દર્શન કરી વિધિપૂર્વક પૂજન કર્યું અને પછી મહારાણી શિવાલયના પાછળના કોટના બગીચામાં ફરવા લાગ્યાં.

"બા, પેલી સમાધિઓ જોવા જેવી છે." ચૌલાએ પટરાણીને દિશા બતાવીને દ્વારપરના પહેરેગીરને સાવધાનીથી દ્વાર સાચવવા સૂચના કરી.

"બહુ ચીબાવલી, શું કરૂં ? વાત વાતમાં હાથતાળી આપી જાય છે !" રાણીનો વિશ્વાસુ સેવક રાણી સાથે જતી ચૌલા તરફ જોઇ બબડયો. થોડી વારમાં તો તે તથા રાણી સમાધિઓને ઓથે દેખાતાં બંધ થઇ ગયાં.

લગભગ અર્ધા કલાક પછી પટરાણી અને ચૌલા પાછાં ફર્યાં. બંનેનાં મુખ પ્રફુલ્લ હતાં.

"ચૌલા, સ્થાન તો રમણીય છે હો !" પાલખીમાં બેસતાં પટરાણી બોલ્યાં.

"હું નહોતી કહેતી બા ?" ચૌલાએ સ્મિતપૂર્વક ડોક હલાવી.

---

## પ્રકરણ ૮ મું

## રાજચિંતાકારીની ચિંતા

**પટરાણી સૂમલદેવી** એની ચાલાક દાસી ચૌલાના પ્રતાપે જયંતસિંહને કુમારપાળેશ્વરના ગુપ્ત ભોંયરામાં મળી શકી. રાણીએ લૂણુસાપાની એકહથ્થુ સત્તાને વખોડીને જયંતસિંહને રાજકાજમાં આગળ પડતો ભાગ લેવા સૂચના કરી. તે વાતનો જયંતસિંહે સ્વીકાર કર્યો. બાદ રાણીએ પોતાની બેનનો કુંવર ત્રિભુવનપાળ જે સોલંકી રાજકુલનો નિકટનો અંકુર હતો તેની રાજગાદીના દાવાની વાત છેડી.

"એમાં હું શું કરી શકું, રાણીમાતા?" વિવેકથી જયંતસિંહે કહ્યું.

"તમે ઘણું કરી શકો તેમ છો. સરદાર, તમે શ્વભ્રમતી પ્રદેશના રાજવી ધારો તે કરી શકો. લૂણસાપાને આટલા બધા સત્તાધારી થઇ બેસતા તમે કેમ જોયા કરો છો તે જ મને નથી સમજાતું."

"મને એમાં બહુ રસ નથી. છતાં આપની આજ્ઞા થશે તો ત્રિભુવનપાળને હું ઓથ આપીશ." જયંતસિંહે રાણીની ઇચ્છા પરખી લઇ ટુંકમાં પતાવ્યું.

"તેમ નહિ, ત્રિભુવનપાળને આપ પોતાના જ ગણી લ્યો. હું ને મહારાજા તમારી સાથે છીએ" દક્ષ રાણીએ મહારાજાનું સ્મરણ કરાવી પોતાની સૂચનાને બળપ્રદ બનાવી.

"મહારાજાનો કે આપનો હુકમ હું માનીશ પણ ત્રિભુવનપાળ જૈન મત તરફ ઢળે છે, તે મને પસંદ નથી."

"એ તો ઠેકાણે આવશે. જુઓને હું જ આજે કુમારપાળેશ્વરનાં દર્શને નથી આવી?" રાણી હસી, પાસે ઉભેલી ચૌલા પણ હસી.

"ઠીક, સૌ સારાં વાનાં થશે. આપ હવે પધારો. કામકાજ ચૌલા દ્વારા કહેવડાવજો." મીઠાશથી ચૌલા તરફ જોતાં મંડળેશ્વર બોલ્યા.

ચૌલા એક મોહક કટાક્ષ નાંખી પટરાણી જોડે ચાલી નીકળી. સૂના ભોંયરામાં ઉભેલો જયંતસિંહ ઊંડા વિચારમાં ડૂબી ગયો.

× × × ×

તે રાત્રે રાણા લૂણસાપા પોતાના મહેલમાં પોતાના વડા ચાર કિશોરસિંહ સાથે મંત્રણા કરી રહ્યા હતા. તેમની ચકોર આંખ સૂમલદેવીની પાછળ ફરતી જ હતી.

"કિશોર, બારણું બંધ કરી અહીં બેસ." લૂણસાપાએ એક જૂનો ભોજપત્રનો થોકડો વાંચીને બાજુએ મૂકતાં કહ્યું.

દ્વાર બંધ કરી અદબથી કિશોર રાજચિંતાકારીજી સામે આવીને બેઠો એટલે તે ધીમેથી બોલ્યા: "આ, સંસ્કૃતમાં રચાયેલું એક જૂનું કાવ્ય છે. એમાં કુમારપાલેશ્વરની ઉત્પત્તિની કથા અને શિવાલયના બાંધકામનું વર્ણન છે. હવે તારી હકીકત જણાવ."

"આપની સૂચના પ્રમાણે ગોઠવણ થઇ ગઇ હતી." કિશોરે શરૂઆત કરી. "સમાધિસ્થાનમાં ઝાડીવાળા સ્થળે એક વડના ઝાડ પર હું જ સંતાઇને બેઠો હતો. મુખ્ય દ્વાર પર કેસરસિંહને મૂક્યો હતો. રાણી એક ફુટડી છોકરી સાથે અંદર આવી સમાધિઓમાં ફરવા લાગી. પેલી છોકરી હસીહસીને વાતો કરતાં રાણીનો હાથ પકડી ચાલતી હતી."

"તું એનું નામ નથી જાણતો? એ જ ચૌલા. એના પર નજર રાખતો રહેજે." લૂણસાપાએ વચ્ચે જ સૂચના આપી દીધી.

"મેં એને ઓળખી જ હતી. પછી તેઓ એક ઘણી જ જૂની દેરી એક ખૂણામાં હતી ત્યાં ગયાં. ચૌલાએ ચારે તરફ જોયું ને બંને નીચાં નમી ડેરીમાં પેઠાં. થોડી વારે મેં ઝાડપરથી ઉતરી જોયું તો તે દેરીમાં ન હતાં, ક્યાંક ગેબ થઇ ગયાં હોય તેવું લાગ્યું. બરાબર ખાત્રી કરી હું ફરી સંતાઇ ગયો. અર્ધા કલાક પછી તે બંને સ્ત્રીઓ એ જ દેરીમાંથી બહાર આવી અને નિશ્ચિંત મને કોટ બહાર નીકળી."

"જયંતસિંહ આજે કુમારપાલેશ્વરમાં આવ્યા હતા?"

"ના, કેસરીસિંહે તેનો તપાસ રાખ્યો હતો, પણ તે આજે દેખાયા ન હતા." કિશોરે જવાબ આપ્યો.

"આજે એ અણહીલપુરમાં તો હશે જ ને?"

"હા, હતા જ પણ દેવદર્શને આવ્યા ન હતા."

"બરાબર છે. એ ન જ આવે. એ ચોલાને પણ હવે સંભાળજે." લૂણસાપાએ કહ્યું.

"મહારાજ! આજથી એકાદ માસ પર એને મેં જયંતસિંહદેવને મહેલે જતાં જોઇ હતી. તે આપને કહેલું તે તો યાદ જ હશે."

"હા, યાદ છે. તેનું શું છે અત્યારે?"

"પણ હવે તે ત્યાં જતી નથી દેખાતી, પણ ઘણીકવાર શિવકુંડ તરફ જાય છે."

"કાલે એનો પીછો પકડી તપાસ કરજે. હવે તું જા. પાસેના ખંડમાંથી કારભારીને મોકલ." લૂણસાપાએ આજ્ઞા આપી. રાજચિંતાકારીના ખાનગી કારભારીને પણ રાજચિંતામાં ભાગ પડાવવા રાતદિવસ સરખાં ગણવાં પડતાં હતાં.

કારભારી સાથે થોડી વાર મસલત કર્યા પછી લૂણસાપા ભોજન માટે ઉઠયા. ચંદ્રશાળામાંથી જમીને બહાર આવતાં જ રાજશિલ્પકારને બેઠેલા જોતાં તે બોલી ઉઠયાઃ "સોમસિંહ! તમે આવી પહોંચ્યા?"

સોમસિંહે ઉભા થઇ અદબથી નમન કરતાં કહ્યુંઃ "હા, મહારાજ! હમણાં જ મને આપની વરદી મળી."

આસને બેઠા પછી લૂણસાપા બોલ્યાઃ "તમારા દફતરમાં કુમારપાલેશ્વર મહાદેવનો બાંધકામ વખતનો જે જૂનો નકશો અને બીજા દાખલા હોય તે તાકીદે રજુ કરો."

"સવારે જોઇએ કે હમણાં જ શોધાવી રાખું?" સોમસિંહે પૂછ્યું.

"હમણાં જ જોઇએ છે. કારભારીને તમારી સાથે જ મોકલું છું." એમ કહી લૂણસાપાએ કારભારીને બોલાવીને સોમસિંહની સાથે જવા હુકમ કર્યો.

તે પછી બહાર રાહ જોઇને બેઠેલા રણવાસના મુખ્ય કામદારને બોલાવી તેને કેટલાક ઉલટસુલટ પ્રશ્નો પૂછી લઇ વિદાય કર્યો. પછી પેલું ભોજપત્ર લઇ વાંચવા માંડયું. તેમાં કુમારપાલેશ્વરના સ્થાનનું

રેખાંકન એક સ્થળે કરેલું હતું. પણ હાલની સ્થિતિ સાથે તે બરાબર મળતું ન હતું. એ રેખાંકન નીચે ઝાંખા અક્ષરો લખેલા હતા: "भावरेण कृतमिदं रेखांकनम् मया..." પછીનો ભાગ તૂટી ગયો હતો. લૂણસાપા વિચારમાં પડયા. વખતે ભાવ બૃહસ્પતિએ દોરી આપેલા નકશામાં પાછળથી શિલ્પીઓએ થોડો ફેરફાર કર્યો હશે, એમ તેમને લાગ્યું. એ રેખાંકનમાં શિવસ્થાનની નીચે ભૂગર્ભગૃહ શબ્દ લખેલો હતો, તે લૂણસાપાનું ધ્યાન ખેંચી રહ્યો. તે ભૂગર્ભગૃહ શબ્દ જલાધારીનું પાણી ભૂમિમાં ઉતારવાના કૂપ માટે હશે કે ભોંયરાને માટે એ શબ્દ વપરાયો હશે, તેના વિચારમાં લૂણસાપા પડયા. વિચાર કરતાં કરતાં ભોંયરાની કલ્પના તેમને વધુ બંધબેસતી લાગવા માંડી.

અર્ધ રાત્રે કારભારી મંગાવેલા કાગળો સાથે આવી પહોંચ્યા. તે કાગળો જોઇ, મોડી રાત સુધી ગુપ્ત વાટાઘાટ કર્યા પછી, સવાર માટેના જરૂરી હુકમો કારભારીને આપી રાણા લૂણસાપા શયન કરવા ચાલ્યા ગયા. જતાં જતાં કિશોરસિંહ આવે તો પોતાને જાગૃત કરી ખબર આપવાની પરવાનગી મુખ્ય પહેરેગીરને આપતા ગયા.

બીજે દિવસે સવારે નિત્યકર્મથી પરવાર્યા બાદ રાણા લૂણસાપાએ સોમસિંહ, વયજલદેવ, કિશોરસિંહ તથા પોતાના કારભારીને બોલાવ્યા અને બધા સાથે મળી કુમારપાલેશ્વરનાં દર્શન અને નિરીક્ષણ માટે કુમારપાલેશ્વર તરફ જવા નીકળ્યા.

દર્શનાદિક પતાવ્યા પછી રાજચિંતાકારીની મંડળી બાગ તથા સમાધિસ્થાન જોવા માટે અંદરના કોટમાં દાખલ થઇ. સાથે સ્થાનના પૂજારી રવિશર્મા પણ ચાલતા હતા અને રાજચિંતાકારીના પ્રશ્નોના જવાબ આપતા હતા.

"શર્માજી ! આ કોટનો ભાગ ખેરવાઇ ગયો છે, ને આ ચોતરો સાવ તૂટી ગયો છે." રાજચિંતાકારી બોલ્યા.

"હા, મહારાજ ! હું આપને તેજ બતાવવા વિચાર કરતો હતો. રાજ્ય તરફથી દુરસ્તી માટે બંદોબસ્ત કરવા હું આપને વિનતિ કરું છું." શર્મા ધીમેથી બોલ્યા. ગમે તેમ હોય, પણ શર્માજી અંતરમાં લૂણસાપાની આ ઓચિંતી મુલાકાતથી નારાજ થયેલા જણાતા હતા.

સમાધિસ્થાનમાં ફરતાં ફરતાં ચિંતાકારી મહારાજ બોલ્યાઃ "સોમસિંહ ! આ સમાધિસ્થાનમાં દુરસ્તી કરાવવા જેવી હોય તે તપાસ કરી કરાવવા મહારાજાધિરાજ ભીમદેવે આજ્ઞા કરી છે." લૂણસાપા પોતે જ ભીમદેવના નામના હુકમો ફરમાવતા છતાં તેમની વફાદારીભરી ને મુત્સદ્દીભરી વાણી દરેક હુકમ સાથે મહારાજા ભીમદેવનું નામ જોડી દેતી.

"પણ મહારાજ ! આ દુરસ્તી કરતાં પહેલાં આ સમાધિવાળા મહાપુરુષોના શિષ્યોની સંમતિ લેવાવી જોઇએ. કેટલાકો આ સમાધિઓની બાંધણીમાં ફેરફાર કરાવવા નારાજ પણ હશે. કારણ આ જૂના......"

"એમાં નારાજી શાની ? મહારાજનો હુકમ અમલમાં મૂકાવો જ જોઇએ. સોમસિંહ ! અંદાજપત્ર તૈયાર કરી કાલે જ કામ શરૂ કરાવો." સત્તાદર્શક સ્વરે લૂણસાપા બોલ્યા ને સ્થાનપતિ ચૂપ રહ્યો.

"અને આ દેરી તો જુઓ, કેટલી જીર્ણ થઇ ગઇ છે ?" કિશોરસિંહે એકાએક લૂણસાપાનું ધ્યાન ખેંચ્યું. લૂણસાપાએ તેના તરફ એક નજર નાંખી દેરીનું અવલોકન કરવા માંડયું. આજ દેરીમાં કાલે સાંજે કિશોરસિંહે પટરાણી તથા ચૌલાને ગેબ થતાં જોયાં હતાં.

નાની દેરીની અંદર ફરી બરોબર જોઇ, બહાર નીકળી, ઉપરની જીર્ણ તકતી વાંચતાં લૂણસાપા બોલ્યાઃ "સોમસિંહ ! આ તથા આવા પ્રકારની બીજી તમામ દેરીઓ જ્યાં જ્યાં જીર્ણ હોય તેની તુરત જ દુરસ્તી કરાવવા માંડો."

આ પ્રમાણે લૂણસાપાએ રાણી તથા જયંતસિંહના મળવાનો ગુપ્ત માર્ગ સોમસિંહદ્વારા પોતાને કબજે લીધો અને રવિશર્માને સુવર્ણમહોરોની દક્ષિણાથી સંતોષી પોતાની મંડળી સાથે તેઓ પાછા ફર્યાં.

---

# પ્રકરણ ૯ મું

## કૈલાસકુમારી

**ગ્રીષ્મઋતુની** એક સાંજે સૂર્યાસ્તસમયે બે સુંદર યુવતીઓ અણહીલવાડ નગરની બહાર નદીકિનારે ફરી રહી હતી. એ જ્યાં ફરતી હતી ત્યાંથી નગર દૂર હતું અને નદીકાંઠો ઘીચ ઝાડીથી ઢંકાયેલો હતો.

ગ્રીષ્મઋતુના તાપથી ક્ષીણ થયેલા સરસ્વતીના પ્રવાહ તરફ જોઇ એક યુવતી બોલી: "કૈલાસી! જોને આ આથમતા સૂર્યનાં કિરણોનો આછો પ્રકાશ કુમારી સરસ્વતીને કેવી મોહક બનાવી રહ્યો છે?"

"પુરૂં ન બોલી તું. 'મુગ્ધ કુમારીને કોઇ પ્રણયી યુવાનનાં નેત્ર-કિરણો મોહક બનાવે છે તેમ' એટલું કેમ છોડી દીધું?" કૈલાસી આછું હસી. હસતાં એના મધુર મોં પર જાણે મોહક વીજળી પથરાઇ ગઇ.

આ જોઇ કૈલાસીની સખી બોલી; "એ તો મને ન આવડયું. પણ એક કલ્પના હવે મને સાંપડી. 'આ કુમારી સરસ્વતીને સૂર્ય-પ્રકાશે મોહક રીતે તરંગિત થતી જોતાં જ મને કૈલાસીનું હાસ્યભર્યું મોહક વદન યાદ આવે છે."

કૈલાસી રમૂજથી ઉભી રહીને સખીના સુકોમળ ગાલે લાડથી ચીમટો ભરી બોલી: "તું તે મારો આશક બની ગઇ છે કે શું?"

"તો નહિ? બીજા કોઇનો વિચાર કરતી હોય તો હવે છોડી દેજે." સખી હસી.

એક જગાએ પથ્થરની મોટી શિલા પડેલી હતી તેના પર બંને સખીઓ બેસી ગઇ અને વાર્તાવિનોદ કરવા લાગી. પીઠ પાછળની ઝાડીમાંથી આછો પવન વૃક્ષડાળીઓને હલાવતો આવી રહ્યો હતો. કૈલાસની સખી બોલી: "બ્હેન! આ શાંતિ ખરેખર આનંદપ્રદ નથી? સરસ્વતીકિનારેથી સ્વર્ગને એક હાથનું જ છેટું છે, એમ કહેવાય છે તે ખોટું નથી હો!"

"તું આ લોકના સ્વર્ગની વાત કરે છે કે પરલોકના ?" કૈલાસે પૂછ્યું.

"સ્વર્ગ જ્યાં હોય ત્યાં સ્વર્ગજ છે. એમાં આલોકપરલોકનો પ્રશ્ન કેવો ? મહારાજા યુધિષ્ઠિર સ્વદેહેજ સ્વર્ગમાં નહોતા ગયા ?"

"હા, તેવું સદેહેજ સ્વર્ગ મળતું હોય તો તો મને ગમે. પછી હિમાલય ઓળંગવો પડે તો પણ વાંધો નહિ." કૈલાસી હસી.

"તમે તો શું બોલો છો તે સમજાતું જ નથી. તમે સંસ્કૃત કાવ્યોને હવે છોડી દો. ઘેલાં થઇ જશો ઘેલાં."

"તું ક્યાં ડાહી છે તે મને શીખ આપે છે ? ડાહી હો તો મારી આશક થવા તું કેમ તૈયાર થઇ જાત ? ડાહી સાસરે ન જાય ને ગાંડીને શિખામણ દે એવી વાત તું કરે છે."

કૈલાસી અણહીલવાડ પટ્ટણના વિદ્વાન્ વિપ્ર શિવદત્તની એકની એક કન્યા હતી. કૈલાસીની મા તેને બચપણમાં જ નાની મૂકીને મૃત્યુ પામી હતી. આથી શિવદત્તને પુત્રી પર અધિક પ્રેમ હતો. તે કૈલાસીને પુત્રથી પણ અધિક રીતે રાખતો હતો. કૈલાસીને સંસ્કૃત તથા પ્રાકૃતનું સામાન્ય જ્ઞાન પોતે જ આપ્યું હતું અને તે પછી એક વયોવૃદ્ધ અને વિદ્વાન્ શાસ્ત્રી પાસે કાવ્ય, સાહિત્ય અને નીતિનો અભ્યાસ કરાવ્યો હતો. શિવદત્તની પડોશની જ એક બ્રાહ્મણ કન્યા ઉમા કરીને હતી તે કૈલાસીની સખી બની ગઇ હતી. શિવદત્ત શ્રીમંત હતા. રાજમાંથી તેમને વંશપરંપરાની મોટી નિમણૂક મળતી અને નાનકડી જાગીર પણ હતી. ઉમાના બાપ સામાન્ય સ્થિતિના હોવાથી તેમનું કુટુંબ શિવદત્ત પ્રત્યે માન અને પ્રીતિ રાખતું.

કૈલાસીની સાથે સાથે ઉમાએ પણ પેલા વિદ્વાન્ શાસ્ત્રીજી પાસેથી અભ્યાસ કર્યો હતો અને કૈલાસીની સમવયસ્કા અને સમવ્યસની સખી તરીકે તે શિવદત્તને પણ પ્રિય થઇ પડી હતી. કૈલાસી સોળ વર્ષની થઇ ત્યાં સુધી તેને પુરુષત્વનો જ શોખ હતો. પોતે કન્યા છે એ વાતનું તેને બહુ ભાન ન હતું. તેણે છોકરાઓની પેઠે પટ્ટાબાજી,

નિશાનબાજી ને બીજી રમતો શીખવા જીદ પકડી અને તે જીદ શિવદત્તને સંતોષવી પડી. પરિણામે કૈલાસ હથિયાર વાપરતાં પણ શીખી ગઇ હતી.

કૈલાસીનું માનસ તે જમાનામાં સ્વતંત્ર લેખાય તેવું હતું. શિવદત્તની બહેન તો તેને બહેકી ગયેલી જ ગણતાં. પણ શિવદત્તનો પુત્રી પરનો પ્રેમ પુત્રીની દરેક ઇચ્છાને માન આપવાની ફરજ પાડતો હતો. હાલ કૈલાસી અઢારેક વર્ષની થઇ હતી, પણ તે અપરિણીત હતી. છેલ્લા એકાદ વર્ષથી તેનામાં સ્ત્રીત્વનું ભાન જાગ્યું હતું અને તે સંસ્કૃત નાટક કે કાવ્યોની નાયિકા સાથે પોતાની સ્થિતિની તુલના કરી, અજાણ અને જીવનમાં પ્રથમ દર્શને અપૂર્વ લાગતા પ્રણયના તરંગોમાં તરબોળ બની રહી હતી.

ઉમા કૈલાસીથી બેએક વર્ષ નાની હતી, છતાં તેનાં લગ્નની તૈયારી તેનાં માબાપ કરી રહ્યાં હતાં. પણ કૈલાસીનાં લગ્નની વાત કૈલાસીના પિતાએ હજી ઉપાડી ન હતી. પુત્રીઘેલા પિતાને કૈલાસી હજી પણ બાળા જ જણાતી હતી. એક બે વાર કૈલાસીની ફોઇના ઠપકાને વશ થઇ શિવદત્તે તે બાબત પ્રયાસ કરવા માંડયો હતો, પણ પોતાની વિદુષી અને સ્વતંત્ર માનસની પુત્રીને યોગ્ય બ્રાહ્મણ યુવાન તેની નજરમાં કોઇ આવ્યો ન હતો, એટલે તે ચિંતિત મને શોધ કરી રહ્યો હતો.

કૈલાસીની વિદ્વત્તા તથા અપૂર્વ સૌંદર્યથી અનેક બ્રાહ્મણ યુવાનો તેના હાથ માટે આતુર થઇ રહ્યા હતા, પણ શિવદત્તના મનમાં તેઓ પૂરતી લાયકાતવાળા જણાતા ન હતા. અને ખરેખર, કૈલાસી કોઇ સામાન્ય વિદ્વાન્ બ્રાહ્મણની ગૃહિણી થવાને યોગ્ય તો ન હોતી જ એમ કહેવું પડશે.

ત્રિભુવનપાળ સોલંકી જે પટરાણી સૂમલદેવીની બહેનનો કુમાર હતો, તે પણ સરસ્વતીકિનારે ઘણીકવાર સૂર્યાસ્ત સમયે ફરવા નીકળતો. આજે ફરતાં ફરતાં તેણે બે મનોહર સુંદરીઓને નિર્ભયપણે નદી

કિનારે બેઠેલી જોઇ અને તે વિસ્મય પામ્યો. સંધ્યા વખતે સરસ્વતીને નિર્જન કાંઠે શૂરવીરને માટે પણ નિઃશસ્ત્રપણે ફરવું એ સાહસ લેખાતું હતું. કારણ રાની પશુઓનો નદીકાંઠે નીકળી આવવાનો એ સમય હતો. છતાં આ સુકોમળ યુવતીઓ નિર્ભયપણે જંગલના ભાગ તરફ પીઠ ફેરવી બેઠેલી હતી, તે જોઇ ત્રિભુવનપાળને આશ્ચર્ય થયું. તેણે ચારે બાજુ જોયું તો તેમના રક્ષક તરીકે દૂર દૂર સુધી બીજો કોઇ પણ માણસ ત્યાં જણાતો ન હતો.

ત્રિભુવનપાળ વિસ્મયથી નિર્ભયપણે બેઠેલી યુવતીઓને તાકી રહ્યો હતો. સૂર્યાસ્ત થઇ ગયો હતો અને સંધ્યાની આછી અંધારસેરો ફૂટી હતી. ત્રિભુવને તે યુવતીઓ તરફ જવા ડગ માંડયું, તેજ પળે તેણે પાસેના ઝાડને ઓથે કંઇક ચળકાટ જોયો અને તે સ્થિર થઇ ઉભો રહ્યો. એ ચળકાટ વાઘની આંખનો હતો.

વાઘ નિર્ભયતાથી નદીના પ્રવાહ તરફ મલકાતી ચાલે ચાલતો જવા લાગ્યો. યુવતીઓનું લક્ષ્ય તે તરફ ન હતું. વાઘે પેલી યુવતીઓ તરફ જોયું ને તે જરા થોભ્યો. પણ તેજ પળે સૂસવાટા કરતું એક તીર આવ્યું ને વાઘ ઘૂરકાટ કરતો ઉછળ્યો. બંને યુવતીઓ આ અવાજથી ચોંકી ઉભી થઇ ગઇ. ઉમા જરા ભયથી ચીસ પાડી ઉઠી. કૈલાસીએ પોતાની પાસે છુપાવી રાખેલી કટારી ખેંચી કાઢી. પણ વાઘ તેમના તરફ કુદવાને બદલે મુખ ફેરવી ઝાડી તરફ તરાપ મારવા તત્પર બન્યો હતો. તે ઉછળ્યો, પણ ઉછળ્યો તેવો જ હેઠો પડયો. ત્રિભુવનનું બીજું તીર તેને લાગ્યું ને વાઘ મરણતોલ થઇ ચીસ પાડતો ભોંય ભેગો થયો.

કૈલાસી તથા ઉમા ભય, ઉદ્વેગ અને આશ્ચર્યથી વાઘ પર નિશાન તાકનારને શોધી રહ્યાં હતાં. તેજ વખતે ગૌરવભર્યું મંદ હાસ્ય કરતો ત્રિભુવન તેમના તરફ આવતો જણાયો.

"આ વાઘને તમેજ વીંધી નાંખ્યો ખરું?" ખંજરવાળા હાથને કેડે ટેકવી કૈલાસી પૂછવા લાગી.

"હા, તમે કોણ વનદેવી છો? મારો ગુન્હો થયો હોય તો માફ કરજો." તરફડીને શાંત થઇ જતા વાઘના દેહ તરફ નજર નાંખતો યુવક હસ્યો. એ હાસ્યમાં કૈલાસીને અપૂર્વ આકર્ષણ જણાયું.

"ગુન્હો તો તમે આ પ્રકૃતિમાતાનો કર્યો છે, તેની માફી માગો."

"પ્રકૃતિના નિર્દોષ આનંદસ્રોતમાં આ ઘાતકી પશુ..."

"તમારી ભૂલ થાય છે, ધનુર્ધર!" હાથમાં ધનુષ લઇ ઉભેલા ત્રિભુવનપાળને વચ્ચે જ અટકાવી કૈલાસી બોલી: "એ આનંદસ્રોતને આપના આ નિર્દય પ્રાણી પરના શરસંધાને જ દૂષિત કર્યો છે."

"બાળા! તમે પણ જબરાં છો. એ વાઘે, જો મેં વખતસર શરસંધાન ન કર્યું હોત તો તમને જ સપડાવ્યાં હોત." ત્રિભુવનને આ યુવતી સાથે વાતચીત કરવામાં આનંદ આવવા લાગ્યો.

"મારા હાથમાં આ ખંજર છે તે મારા બચાવ માટે પુરતું છે. આપ શિકાર શોધતા હશો ને તે મળી આવ્યો છે, તેમાં બીજાઓ પર ઉપકાર કર્યાનો ભાવ દાખવવો એ વીરોચિત કાર્ય તો નથી જ." સ્વતંત્ર મીજાજની કૈલાસીએ પરખાવી દીધું. છતાં આ કડકાઇ ત્રિભુવનપાળને આકર્ષક લાગી.

"તમારી નિર્ભયતા અને ઘાતકી પશુ પ્રત્યે પણ આટલી બધી સમતા જોઇ, મેં તમને વનદેવી ધારેલાં, તે ધારણા છેક ખોટી તો નથી." ત્રિભુવને પ્રસંગોચિત ખુશામત આદરી.

"હું વનદેવી તો નથી, પણ આ વનમાં નિર્ભય મને વખતો વખત વિચરું છું. આપનો પરિચય હજી થઇ શક્યો નથી."

"હું? ત્રિભુવનપાળ સોલંકી મારું નામ. મહારાજા ભીમદેવ મારા દાદા થાય."

"ઓળખ્યા આપને. મહારાજ સારંગદેવના આપ પૌત્ર. આપનો આભાર માનું છું." કૈલાસીએ ગંભીર બની કહ્યું.

"ઉમા! અંધારું થવા આવ્યું છે. આપણે હવે નગર તરફ પાછા વળીએ. મહારાજ! આપને તકલીફ આપી." છેલ્લું વાક્ય કૈલાસીએ તીરછી નજર ત્રિભુવન પર નાંખી ઉચ્ચાર્યું.

"પણ આપનો પરિચય આપ્યા વગર જ ચાલ્યાં જશો?"

"હું, પંડિત શિવદત્તની પુત્રી કૈલાસ અને આ મારી સખી ઉમા છે."

"મહારાજ શિવદત્તના પિતા અને મારા પિતામહ સારંગદેવને ગાઢ મૈત્રી હતી. આપના દાદાના હાથે થયેલી મારા પિતામહની જન્મ-કુંડલી આજેય મારી પાસે છે."

"ત્યારે તો આપણો પરિચય હતો જ, માત્ર તેનો સ્ફોટ ઉભયને થયો ન હતો." કૈલાસી હસી.

"તેવું જ થયું." ત્રિભુવને ટુંકામાં જવાબ આપ્યો.

"આપ આજે આ તરફ ક્યાંથી?" કૈલાસીએ પૂછ્યું.

"રોજ સાંજના મને આ તરફ ફરવાની ટેવ છે. હવે અહીં જ બેસીશ ને મારા માણસો નિર્ણીત સમયે આવી પહોંચશે એટલે નગરમાં જઇશ. રોજ એવી જ ટેવ પડી ગઇ છે."

"ત્યારે તો શિકારી જ છો ને!" કૈલાસી હસી. "મને પણ આ તરફ ફરવા આવવાની ટેવ છે." તે ફરી બોલી.

"આપના જેવી નિર્ભય અને ચતુર કુમારીઓ અણહીલપટ્ટણના ગૌરવરૂપ છે." ત્રિભુવને તારીફ કરી.

"પટ્ટણની કીર્તિ કુમારીઓ કરતાં આપના જેવા વીરકુમારોએ જ વધુ ઉજ્જ્વળી છે." કૈલાસી મીઠું હસી.

"પણ અત્યારે તો હું હાર્યો છું." ત્રિભુવન હસ્યો.

"તેનો નિર્ણય કાલે કરીશું." જતાં જતાં અર્થપૂર્ણ દૃષ્ટિ ત્રિભુવન તરફ નાંખી કૈલાસી બોલી. એ દૃષ્ટિમાં આવતી કાલના મિલનનું સ્પષ્ટ સૂચન હતું. ત્રિભુવન આછા અંધારામાં અદૃશ્ય થતી બંને યુવતીઓને જોઇ જ રહ્યો.

---

## પ્રકરણ ૧૦ મું

## ત્રિભુવનનું સાહસ

ત્રિભુવન સરસ્વતીતીરે નિર્જીવ ઠુંઠા જેવો ઉભો હતો. તેનો આત્મા—હૃદય જાણે કૈલાસ હરી લઇ ચાલી ગઇ હતી. તેનો શિકારનો ઉત્સાહ ઓસરી ગયો હતો. તે વિચારવિવશ દશામાં જ પેલા પથ્થર પર બેસી ગયો. "કેવી નિર્ભય સુંદરી!" તેનું મન ગૂંજી રહ્યું હતું.

કૈલાસીની હાથમાં ખંજર પકડી ઉભેલી વીરમુદ્રા અને એના સુકુમાર શરીરનો સપ્રમાણ બાંધો તથા મોહક વાક્છટા ત્રિભુવનને તેના તરફ ખેંચી રહ્યાં હતાં. મોડી રાત્રે ઘેર ગયા પછી ત્રિભુવન શય્યામાં પડી કૈલાસીના જ વિચારો કરવા લાગ્યો. આખા અણહીલપુર પટ્ટણમાં એવી સુંદર અને નીડર નારી ન હતી, એની એને ખાત્રી હતી. શૂરવીરો પણ ચેતીને ચાલે એવા ગાઢ જંગલમાં એ નિર્ભયપણે વનદેવીની જેમ વિહરતી હતી અને પોતાના જેવાના ઉપકારને પણ સ્વીકારવા તૈયાર ન હતી; એ ખ્યાલથી કૈલાસી માટે ત્રિભુવનને માન પ્રગટયું, જો કે એ માનનો મુખ્ય પ્રેરક હતો કૈલાસી પ્રત્યેનો ત્રિભુવનનો મોહ. પણ માણસ હરપળે કાર્યકારણનો વિચાર કરવા નથી બેસતો.

કયારે બીજા દિવસની સાંજ પડે ને કૈલાસીને નદીતીરે પુનઃ મળવાનો મોકો મળે, તેની અધિરાઇભરી રાહ જોતા ત્રિભુવનપાળને મોડી રાત સુધી નિદ્રા આવી નહીં. બીજે દિવસે ત્રિભુવનપાળ નિયત સમય કરતાંયે વહેલો સરસ્વતીતીરે ફરવા નીકળી ગયો. આજે એની શિકાર શોધવામાં ચપળ આંખ રસવિહીન બની હતી. એનો સઘળો રસ આજે કૈલાસમાં જ કેન્દ્રિત બની રહ્યો હતો.

કૈલાસકુમારી હંમેશના સમયે નદીતીરે મંદ ગતિએ ટહેલતી ચાલતી હતી. તેની સખી ઉમા સાથે તે વાર્તાવિનોદ કરી રહી હતી.

"પેલા ધનુર્ધર જો કાલવાળા પથ્થર પર જ બેસીને આપણી રાહ જોતા લાગે છે." દૂરથી ત્રિભુવનને જોતાં જ કૈલાસી બોલી ઉઠી.

"એમ જ લાગે છે. કાલનો અધુરો રહેલો નિર્ણય કરવાની ઉત્સુકતાથી જ બેઠા હશે." ગઇ કાલના કૈલાસીના છેલ્લા વાકયની માર્મિક રીતે યાદ આપતી ઉમા હસી.

"ચાલ, આપણે પાછાં જ ફરી બીજી તરફ વળીએ." અંતરમાં તેવી ઇચ્છા ન હોવા છતાં ઉમાનો વિચાર જાણવા ખાતર કૈલાસી બોલી.

"શા માટે ? એ ધનુર્ધરની બીક તો નથી લાગતી ?" ઉમા હસી.

"તો ચાલ. એને પણ આપણે માપીએ તો ખરાં. એ પણ જાણશે કે આ છોકરીઓ પણ એના માથાની છે." કંઇક પોતાની જાતને અને કંઇક ઉમાને છેતરતી કૈલાસ બોલી. અંતરમાં તો તે ત્રિભુવનને મળવા ઇચ્છતી જ હતી.

"કાલે તો એની પાસે હાર કબૂલ કરાવી છે. આજે વળી નવું શું ધાર્યું છે ?"

"આજે એને જરા નચાવી જોઇએ, મદારી માંકડાને નચાવે છે તેમ" કૈલાસી હસી. આ વાત દરમ્યાન તેઓ ત્રિભુવનપાળની છેક નજીક આવી પહોંચ્યાં હતાં.

"પધારો કૈલાસકુમારી ! પધારો ઉમાબહેન !" ઉભો થતાં ત્રિભુવન બોલ્યો: "મને થયું કે આજ કેમ કંઇ દેખાયાં નહિ ?"

"વખતસરજ આવ્યાં છીએ. કેમ ઉમા નહિ ?" કૈલાસી અધીરા ત્રિભુવનને બનાવવા બોલી.

"હા, આપણે તો વખતસરજ છીએ." ઉમા બોલી.

"ત્રિભુવનકુમાર ! તમે ઘટગ્રહમાં* નિપુણ છો એમ સાંભળ્યું છે,

---

* ઘટગ્રહ એટલે ધનુર્વિદ્યા માટે એક એક લાકડાનું કામઠા જેવું આકર્ષ બનાવતા ને તેને દોરી બાંધી એક ભરેલા ઘડાને તે વળગાડતા, પછી પેલા આકર્ષને એવી રીતે તાણતા કે પેલો, ઘડો વામ હસ્ત આગળ આવે તેને ઘટગ્રહ કહેતા. ધનુર્વિદ્યા શીખનારાઓ આ ઘટગ્રહની ચાતુરી પ્રાચીન સમયમાં શીખતા હતા.

તે વાત સાચી જ હશે!" કૈલાસીએ અટકળથી વાર્તાલાપ ચલાવવા ખાતર પૂછયું.

"તમે કયાંથી જાણ્યું એ?" પુલકિત વદને ત્રિભુવને પૂછયું.

"અમે કેમ ન જાણીએ?" પોતાની સખી તરફ આંખનો ઇશારો કરતી કૈલાસ સ્મિત કરી રહી.

"ઘટગ્રહ અને મેં સિદ્ધ હસ્ત કરેલા પૂર્ણાકર્ષની ખૂબી તમને એક વાર બતાવીશ." ખડ્ગધારિણી કૈલાસ શસ્ત્રવિદ્યાની વાતમાં રસ લઇ પોતાનામાં પણ રસ લઇ રહી હતી, એમ સમજી આનંદિત થતો ત્રિભુવન બોલ્યો.

"તમારૂં નિશાન પણ અચૂક છે હો! કાલે જ તે તો જોયું." કૈલાસીએ સામેના પથ્થર પર બેસતાં કહ્યું.

"કાલે મેં શર છોડયું ત્યારે તમારી મારા તરફ પીઠ હતી. આજે કહો તો તે ફરી બતાવું?" ત્રિભુવને બાળકની જેમ બોલવા માંડયું. તે કૈલાસની પ્રફુલ્લ મુખાકૃતિનાં મોહમય દર્શનને લીધે અસ્થિર બનેલો હતો.

"જોઇશું વળી કોઇ વખતે." કૈલાસ ઠંડાપણે બોલી.

"ભલે, નહિ તો હું તૈયાર છું;" કંઇક નિરાશ મને ત્રિભુવન બોલ્યો.

"તો પછી આજે જ જોઇએ, કૈલાસબહેન!" કૈલાસની પાસે જ બેઠેલી સ્મિતવતી ઉમા બોલી.

"ભલે, કુમાર! શું બતાવવા ધારો છો બોલો?" કૈલાસે પૂછયું.

"તમે કહો તે. અંધારૂં થાય ત્યારે શબ્દવેધી પ્રયોગ બતાવી શકીશ. હાલ કહો તો જળની માછલી વિંધું, બતાવો તે ઝાડનું પાન વિંધું, ડાળી વિંધું, ઉડતું પક્ષી વિંધું, દોડતું હરણ, સિંહ, વાઘ જે કહો તે." શિકારનો શોખીન ત્રિભુવન નિશામાં બોલતો માણસ બોલે તેમ બોલતો ગયો. સુંદરીનાં નયનની મદિરા કાંઇ ઓછી માદક તો નથી જ.

ઉમા આડુંઅવળું જોઇ મનનું હસવું ખાળવા મથી રહી હતી. કૈલાસ નયન નચવતી ઉમા તરફ વારંવાર જોતી, વાર્તાલાપ ચલાવી રહી હતી.

“શબ્દવેધી પ્રયોગ અત્યારે આંખે પાટા બાંધી ન કરી શકો?” કૈલાસ જરા મજાકથી બોલી, પણ તે મજાક ત્રિભુવનને સમજાઇ નહિ.

“કરી શકાય, કરી શકાય.” ત્રિભુવન બોલ્યો. પોતે અણુહીલવાડનો તાજ વગરનો યુવરાજ હતો તે વાત ત્રિભુવન ભૂલી ગયો હતો. અત્યારે કૈલાસીના શિરે જગતસામ્રાજ્યનો મોહક મહામુગટ તે જોઈ રહ્યો હતો અને તેની આજ્ઞા ઉઠાવવામાં આનંદ અનુભવી રહ્યો હતો.

મહારાજા ભીમદેવના ગાદીવારસને આંખે પાટા બાંધી મૂર્ખ બનાવવાની ગમ્મત કરવા કૈલાસને મન તો થયું, પણ પ્રથમ જ પરિચયમાં આટલીબધી હિંમત કરવી તેને ઠીક ન લાગી. થોડીવારે તે બોલી: “કુમાર! તમારી નિપુણતા આખું પટ્ટણ જાણે છે. હાલ તકલીફ લેવાની જરૂર નથી. ચાલો આપણે નદીકિનારે ફરતાં જરા આગળ જઇએ.”

આ પ્રસંગ પછી કુમાર અને કૈલાસી રોજરોજ નદીતીરે એકઠાં મળતાં અને આનંદવિનોદ કરી છુટાં પડતાં. એમ મહિનાઓ વીતી ગયા. ત્રિભુવનપાળ એમ સમજતો થયો હતો કે, કૈલાસ તેના તરફ આકર્ષાઇ હતી. કૈલાસને ત્રિભુવનની મૈત્રી ગમી ગઇ હતી, પરંતુ તે ત્રિભુવનને પોતાનો પ્રેમ અર્પવાની વિચારણા સુધી પહોંચી ન હતી; તો પણ પ્રેમની અપ્રગટ ફલ્ગુ તેના અંતરતમ મનમાં વહી રહી હતી. એ ફલ્ગુના પ્રવાહ પર પડેલા વાળુકાના આવરણે તે પ્રવાહને ગુપ્ત રાખ્યો હતો. પણ ગુપ્ત જળપ્રવાહ ઉપરની રેતીને ભીની તો કરે છેજ. કૈલાસનું અંતર પણ તેવી રીતે મૃદુ લાગણીઓથી ભીનું તો થયુંજ હતુ.

કૈલાસનો પિતા શિવદત્ત વેદગર્ભરાશિનો જમણો હાથ જેવો હતો. પટ્ટણના શૈવમતના ધુરંધરોમાંનો તે એક હતો. જૈનધર્મના પ્રબળ આક્રમણના વખતે તેણે તથા તેના વડવાઓએ શૈવમતને ઘણી

સહાય કરી હતી. કૈલાસમાં પણ બચપણથી શૈવમત પ્રત્યે માન પ્રગટેલું હતું. તેને જિનમત તરફ સ્વાભાવિક અણગમો હતો.

ત્રિભુવનપાળ દિવસે દિવસે કૈલાસ સાથે છુટથી મળતો અને હવે તેને કૈલાસની સાથે આવતી ઉમાની હાજરી સાલવા લાગી. તે કૈલાસ સાથે મન ખોલી વાત કરવા માગતો, પણ ઉમાની હાજરીમાં તેને સંકોચ થતો હતો. કયી રીતે ઉમાથી કૈલાસને છુટી પાડવી તેનો ત્રિભુવનપાળ વિચાર કરી રહ્યો હતો; તેવામાં જ એક દિવસ તેને મોકો મળી ગયો. તે દિવસે ઉમા આવી ન શકવાથી કૈલાસ એકલી જ ફરવા નીકળી હતી. ત્રિભુવને તે તકનો લાભ લેવા નિશ્ચય કર્યો, પણ દૃઢ મનોબળ અને સ્વતંત્ર મિજાજની કૈલાસથી તે ડરવા લાગ્યો. "વખતે અપમાન કરશે તો!" તેના મનમાં પ્રશ્ન ઉઠયો. પણ કૈલાસીના આજ સુધીના પ્રેમભર્યા વર્તાવનો વિચાર કરતાં એ પ્રશ્નનું બળ ઘટયું ને ત્રિભુવને સાહસ કરવા નિશ્ચય કર્યો.

"કૈલાસકુમારી! તમને એક વાત ઘણા દિવસથી કહેવા ઇચ્છું છું. તમે તે સ્વીકારશો?" ત્રિભુવને શરૂઆત કરી.

"તમે કહો તો ખરા. શું વાત છે તે જાણ્યા પછી કહેવાય."

"ના, પણ તમે મને નિરાશ કરશો તે નહિ ચાલે."

"મારે શું નિરાશ કરવાનું છે? મારી પાસે ઓછું તમને આપવાનું રાજ છે કે નિરાશ કરું?" કૈલાસ હસી, પણ મનમાં તે પણ હવે સહેજ ચમકી ઉઠી.

"તમારા જવાબ ઉપર મારા જીવનમરણનો પ્રશ્ન છે."

"સાચા રજપૂતો એવું નથી બોલતા. જીવનમરણના પ્રશ્નો એમને સહજ હોય છે, કુમાર!" કૈલાસીએ ટાણો માર્યો.

"શું હું સાચો રાજપૂત નથી? તમને એની ખાત્રી છે?" જરા સખ્ત બની ત્રિભુવન બોલ્યો. એનું માન ઘવાતું હતું.

"તમે અત્યારે તો રાજપૂત મટી પ્રણયી બન્યા લાગો છો." રાજપૂતને વધારે ઉગ્ર ન બનાવવા ખાતર જરા કોમળતાથી કૈલાસી-

બોલી. પણ બોલ્યા પછી તે પસ્તાઈ. રજપૂતની મૂંઝવણને તેણે સ્વહસ્તે પોતાના કથનથી દૂર કરી દીધી એ ભૂલ તેને સમજાઈ.

"તમારા જેવી પ્રેમિકાની હાજરીમાં કોણ પ્રણયી ન બને? કૈલાસ! તું સમજે છે છતાં શા માટે મને છેટો રાખે છે?" ત્રિભુવનની કૈલાસ પ્રત્યેની ઉક્તિમાં પ્રથમ જ ત્વંકાર દાખલ થયો.

"કુમાર! ઘેલાં ન કાઢો, કોઈ સાંભળશે. જાળાંજાંખરાંને પણ કાન હોય છે. તમે કોણ અને..."

કૈલાસને વચ્ચે જ બોલતી અટકાવી ત્રિભુવન બોલ્યો: "મને કોઈની ભીતિ નથી. કૈલાસના પ્રેમને ખાતર હું સર્વસ્વ હોમવા તૈયાર છું."

"કુમાર! હવે એવી વાત કરશો તો ફરી તમને મળીશ જ નહિ. હું શૈવ બ્રાહ્મણ, તમે રાજપૂત અને જિનધર્મી. આ શી વાત કરો છો?"

"કૈલાસ, વિદૂષી કૈલાસ! તું ભૂલે છે. પ્રેમમાં જાતિ કે ધર્મ હોય જ નહિ."

"પ્રેમીઓને પણ આ વિશ્વમાં જ જીવવાનું છે, એ વાત ન ભૂલતા." સમાધાનીના સ્વરે કૈલાસ બોલતી હતી. તેના સ્વરમાં અનુકંપા ભરેલી હતી.

"કૈલાસ! તું કેટલી નિષ્ઠુર છે? કેટકેટલા દિવસોથી હું તને જંખું છું. કેટકેટલી રાતો તારા વિચારોમાં ઉંઘ્યો નથી, એ તું જાણે છે? તું વિશ્વનાં બાહ્ય બંધનોને વચમાં ન લાવ." દ્રવિત કંઠે ત્રિભુવન બોલ્યો.

"બસ કરો, હું કાંઈ સાંભળવા માગતી નથી." કૈલાસ ધ્રૂસકી.

"પણ હું સંભળાવ્યા સિવાય અટકવાનો નથી. કૈલાસ! તને મારે માટે જરાયે લાગણી નથી? તું મારા પર જે સ્નેહની ને અમીની નજર નાંખતી તે બધી ઠગવિદ્યા જ હતી? હું તેમ નથી માની શકતો."

કૈલાસ મૂગી રહી. ત્રિભુવન બોલ્યો: "કૈલાસ! તારૂં મૌન મને જવાબ આપે છે ખરૂં?"

કૈલાસ ચમકી. પોતાના મૌનનો આ રજપૂત યુવાન ઉલટો અર્થ કરતો હતો, એથી એ સાવધ બની. કૈલાસને સ્થાને બીજી બાળા હોત તો ક્યારની ત્યાંથી ભાગી નીકળી હોત. પણ કૈલાસ નીડર હતી. જરૂર પડયે ત્રિભુવનને યોગ્ય શિક્ષા કરવા પોતે શક્તિમાન હતી તેનું એને ભાન હતું, તેથી તથા તેની સાથેના લાંબા પરિચયથી અંતરતમ મનમાં તેના માટે પ્રગટેલા અસ્પષ્ટ પ્રેમના જોરથી કૈલાસીને ત્યાંથી એકદમ ચાલ્યા જવાનું ઠીક લાગ્યું નહિ; એક વાર તો ત્રિભુવનને લમણે તમાચો લગાવી દેવાનું તેને મન થયું; પણ "બિચારો છોને બકે" એમ લાગણી અંતરના ઊંડાણુમાંથી જ પ્રગટી નીકળતાં તે શાંત રહી.

"હું જાઉં છું ત્રિભુવનકુમાર!" મૌનનો અવળો અર્થ થતો જાણી કૈલાસી બોલી: "મને બ્રાહ્મણકન્યાને અપમાનિત કરતાં તમે ક્ષત્રિય થઈને જરા પણ ડરતા નથી એ નવાઈ છે."

"કૈલાસ! તું બ્રાહ્મણ ને હું ક્ષત્રિય એ વાત મિથ્યા છે. તું પ્રેમિકા અને હું તારો પ્રણયી એ મહાસત્ય છે."

"મારે જિન નથી બનવું. તમને આવા ન્હોતા ધાર્યા આજ-સુધી." કૈલાસી રોષથી બોલી ને ચાલવા લાગી.

"ઉભી રહે કૈલાસ! ઉભી રહે, જતી ના. મને જીવનભરજ શું સાદ પાડતો રાખીશ?" ત્રિભુવન પોકારી ઉઠયો. કૈલાસ તેની સામે જોયા સિવાય પીઠ ફેરવી, જાણે હૃદય અને આત્માને મહાપરાણે હાથમાં લઈ દોડતી હોય તેમ ત્વરાથી ચાલી ગઈ.

"કૈલાસ, કૈલાસ!" પાછળ ત્રિભુવનની બૂમો સંભળાતી હતી.

---

## પ્રકરણ ૧૧ મું

## નિર્જન શિવાલયમાં

**કૈલાસ** ત્રિભુવનને છોડીને ત્વરાથી નગર ભણી ચાલી નીકળી પણ તેના પગ બરાબર ઉપડતા ન હતા. જાણે તે હૈયાસૂની બની ગઇ હોય તેમ તેને લાગવા માંડયું. જાણે ત્રિભુવન પાસેથી કંઇક લેવા જેવું રહી ગયું હોય ને તે જાણ્યા છતાં પોતે દોડી જતી હોય એવો દ્વિધાભાવ તે અનુભવી રહી. "કૈલાસ ! કૈલાસ !" નિર્જન જંગલમાં ત્રિભુવનપાળનો અવાજ પડઘો પાડી રહ્યો હતો. કૈલાસના મનમાં પણ તેનો અબોલ પડઘો પડી રહ્યો હતો.

એ રાત્રે ઉંઘમાં પણ કૈલાસને ત્રિભુવનપાળનો સાદ સંભળાતો હતો, ને તે ઝબકીને જાગી ઉઠતી હતી. સવારે પથારીમાંથી કૈલાસ બેઠી થઇ તે વખતે તે બ્હાવરા જેવી બની ગઇ હતી. ચાપ ચઢાવેલું ધનુષ ચાપની ગુણા (દોરી) ઉતરતાં ઢીલું પડી જાય તેમ કૈલાસીનું મન નિર્બળ બની ગયું હતું. ગઇ કાલનો તેનો નિશ્ચય ઓગળી ગયો હતો. શા માટે ત્રિભુવનથી ડરીને નાસી આવી તેજ ન સમજાયું. એની વિચારસરણી વારંવાર અરસપરસ વિરૂદ્ધ દિશામાં દોડવા લાગી.

ત્રિભુવન જાણે નદીકિનારે તેના તેજ સ્થળે તેની રાહ જોતો ને બૂમ પાડતો ઉભો છે, એવું કલ્પનાચિત્ર કૈલાસની નજર સમક્ષ તરવરી રહ્યું. "કૈલાસ ! કૈલાસ ! હું અહીંથી નથી ખસવાનો. કારણ તું મારા હૃદયમાંથી નથી ખસવાની માટે." આર્દ્ર સ્વરે ત્રિભુવન બોલતો હતો.

"તેમાં મારે શું ? હું બ્રાહ્મણ, તમે ક્ષત્રિય, હું શૈવ, તમે જૈન.' જાણે કૈલાસી બોલતી હતી.

"કૈલાસ ! હું અને તું જુદાં નથી. તારા અંતરમાં જો. હૃદયના ઊંડાણમાં જો. આપણે બંને એક છીએ." ત્રિભુવને કહ્યું. કૈલાસ અંતર્મુખ બની ગઇ. જાણે એના અંતરના ઊંડાણમાં ત્રિભુવન સ્થાપિત થઇ ગયેલો જણાયો. કૈલાસી જરા કંપી પણ એને એ કંપ મીઠો

લાગ્યો. જાણે પોતાનું બ્રહ્મત્વ, શૈવત્વ ઓગળી જતું હોય! જાણે પોતે ત્રિભુવનમય બની જતી હોય, એમ તે અનુભવી રહી.

"બ્હેન! દાદા બોલાવે છે તમને." એકાએક એક પરિચારિકાએ આવી કૈલાસીના દિવાસ્વપ્નમાં ભંગ પાડ્યો.

"જા, થોડી વારે કપડાં બદલી આવું છું." જરા રોષથી કૈલાસી બોલી. તેને આ સ્વપ્નભંગનું નિમિત્ત બનેલી પરિચારિકા પર ખીજ ચઢી. તે કપડાં બદલવાને બદલે ઉભી થઇ આમતેમ જરા ફરી પુનઃ સામેની હિંડોળાખાટમાં લાંબી થઇ પડી.

એ ત્રણ દિવસ ઉમાનો આગ્રહ છતાં કૈલાસી ફરવા માટે ન ગઈ. પણ તેમ કરવાથી ઉલટું તેનું મન ત્રિભુવન પ્રત્યે વધુ વેગથી દોડવા લાગ્યું. બહારથી ત્રિભુવન સાથેનો પોતાનો પ્રેમયોગ અશક્ય માની, તે યોગને આગળ વધતો અટકાવવા તે મથી રહી હતી; પણ અંતરમાં તેનો જબ્બર પ્રત્યાઘાત થઇ રહ્યો હતો. અંતરનું અને બહારનું તુમુલ તોફાન જ માનવીને નબળો બનાવી દે છે. એ તોફાનો બહાર નથી દેખાતાં પણ मन एव मनुष्याणां कारणं बंधमोक्षयो: એ ન્યાયે મનનાં સૂક્ષ્મ તોફાનો બાહ્ય જગતના મહાપ્રલયથી વધુ ક્રાન્તિકર નીવડે છે. કૈલાસમાં પણ આ તોફાનોએ ત્રણ ચાર દિવસમાં જ મહા ક્રાન્તિ ઘટાવી દીધી. તેનું આંતર મન ત્રિભુવનના પ્રેમ માટે તલસાટ અનુભવી રહ્યું; પણ હજી તેનો બહારના જગતમાં સ્પષ્ટ આવિષ્કાર થઇ શક્યો ન હતો.

ઉમાને આ વાત જણાવતાં કૈલાસને શરમ આવવા લાગી, છતાં ઉમા કૈલાસની સ્થિતિ પરથી તેના મનમાં કંઇક ગંભીર માનસિક મંથન થઇ રહ્યાનું તો કલ્પી શકી હતી. આથી તેણે એક વાર કૈલાસને પૂછ્યું; "કૈલાસ બ્હેન! તમને કંઇક થાય છે નહિ? તમોને હું હરઘડીએ મૂંઝાતાં દેખું છું."

"એવું કંઇ નથી. જરા બે દિવસથી બેચેન રહું છું. એ તો અમસ્તું જ." ગૂંચવાતી કૈલાસ બોલી.

"અમસ્તું તો નજ હોય. મને ન કહેવું હોય તો કંઇ નહિ, પણ મનની વેદના મનમાંજ રાખવાથી તે વધારે દારુણ બને છે."

"તારૂં કથન સાચું છે." કૈલાસની આંખમાંથી અશ્રુનું ટીપું પડયું. ઉમા દૃઢ મનની કૈલાસને આમ પીગળતી જોઇ નવાઇ પામી. તેણે મનમાં કંઇ કંઇ કલ્પનાઓ કરવા માંડી.

"બહેન! તમને શું પરિતાપ છે? જણાવો તો ખરાં, નાહક શા માટે દિલ બાળો છો?"

"ઉમા! બહેન! તને નહિ કહું તો કોને કહીશ?" ડૂસકાં ખાતી કૈલાસ ઉમાને વળગી પડી. ઉમા તેને મૃદુતાથી પંપાળી રહી.

ઉમાએ કૈલાસની પરવશતા જાણી લીધી. તેને જરા વિસ્મય થયું, પણ તે વિસ્મય કરતાંયે રજુ થયેલા કોયડાની જટિલતા તેને વધુ વિચારણીય થઇ પડી. ગુજરાતનો ભાવિ મહારાજા ત્રિભુવન કૈલાસીને ગમી જાય તેવો હતો, પણ તત્કાલીન સમાજની દૃષ્ટિએ એ બનવું અશક્ય હતું. કૈલાસના મનોરથની સિદ્ધિ થવી ઉમાને અશક્ય લાગી. એ સિદ્ધિના માર્ગમાં મૃત્યુનું મુખ તેને જણાવા લાગ્યું. છતાં પોતાની પ્રિય સખીને યોગ્ય સાંત્વન આપવાનો ધર્મ તેણે બજાવ્યો.

ત્રિભુવનપાળ રોષભરેલે દિલે ચાલી જતી કૈલાસીને જોઇ રહ્યો. તે ધારત તો તેનો પીછો પકડી તેનું અપમાન કરી શકત, પણ કૈલાસ પ્રત્યેના તેના અંતરમાંનાં માન અને પ્રેમે તેના મોહને તેમ કરતાં રોકયો. તેમ કરવાથી કૈલાસી ફરી કદી પણ મુખ ન બતાવે એ ભીતિ પણ હતીજ. કૈલાસી એકાદ વાર જરૂર ફરી તે સ્થળે આવશે, એવી આશાથી ત્રિભુવનપાળ રોજ તે સ્થળે આવી બેસતો. પણ, કેટલાક દિવસો સુધી તેની તે આશા ફળીભૂત ન થઇ, છતાં તે એ આશાનો ત્યાગ ન કરી શકયો.

"ઉમા! બહેન! હું ઘેલી થઇ જઇશ. મારી મતિ અસ્થિર બની ગઇ છે. તુંજ મને કહે કે મારે શું કરવું?" કૈલાસ વિગલિત સ્વરે પૂછી રહી.

"બહેન ! પ્રશ્ન ખરેખરો વિકટ છે. પ્રાચીનકાળમાં તો બ્રાહ્મણ–ક્ષત્રિય લગ્નની સમાજમાં છુટ હતી, પણ આજે એ બનવું અશક્ય છે." ઉમા બોલી.

"ઉમા ! અશક્યને શક્ય કરવાની તાકાત શું કોઇનામાં ન જ હોય ?" દાંત પીસતી કૈલાસ બોલી. તેની આંખમાં વિચિત્ર તેજ જળહળી રહ્યું હતું.

"રૂઢીને રાજામહારાજાઓ પણ માન આપે છે. બહેન ! જગતના વ્યવહારને પુરૂષોત્તમના પૂર્ણાવતારોય માન આપે છે, તે તું ક્યાં નથી જાણતી ?"

"મને આજે એ બધા આદર્શ જૂઠા લાગે છે. મારો આદર્શ હું જાતે જ રચીશ."

કૈલાસના તેજસ્વી સ્વભાવથી પરિચિત ઉમા જરા કંપી. તે ચૂપ રહી. સામાન્ય માણસથી રૂઢીના ચીલાને પડતો જ શી રીતે મૂકાય, એ તેને સમજાતું ન હતું. ઉચ્ચતમ ગિરિશિખરે વસનારી નદીઓ પણ સદાસર્વદા રૂઢીરૂપ કિનારાને જ વશ વર્તે છે. પ્રતાપી સૂર્ય ને ચંદ્ર પણ ઉદય–અસ્તનાં રૂઢ બંધનો છોડી શકતા નથી. તો બિચારી કૈલાસ શું કરશે ? ઉમા મનમાં જ વિચારી રહી. કૈલાસનું તેજ, ચાતુર્ય, વિદ્વત્તા બધુંય જાણે રૂઢીરૂપી મહાદુર્ગની દિવાલો સાથે પછડાઇને નામશેષ થઇ જશે એમ તેને લાગ્યું.

છેવટે ઉમાએ કૈલાસી પ્રત્યેના સ્નેહથી કૈલાસીની ઇચ્છા પ્રમાણે ત્રિભુવનને મળવાની જવાબદારી માથે લીધી. કૈલાસે કહ્યું કે જરૂર ત્રિભુવન હજી પણ સરસ્વતીતીરે ફરવા આવતો હશે ને ત્યાં જ તેની મુલાકાત થશે. આ મુલાકાત દ્વારા ત્રિભુવનની વલણ જાણી લઇ તે કૈલાસી માટે કેટલે દરજ્જે સહન કરવા તૈયાર હતો તેની ખાત્રી કરી લેવાની હતી.

કૈલાસે કહેલું તે પ્રમાણે સરસ્વતીતીરેજ ત્રિભુવન ઉમાની નજરે પડ્યો. તે રોજ પેલા પથ્થરપર આવી બેસતો ને કૈલાસીના આવવાની વૃથા રાહ જોઇ નિરાશ થઇ ચાલ્યો જતો. એક દિવસ કૈલાસીને

બદલે તેની સખી ઉમા તેને મળી, ને તેના હૃદયમાં આશાનો સંચાર થયો. "ઉમાબહેન! કૈલાસને આટલો બધો રોષ ધરવો વ્યાજબી છે!' નિઃશ્વસિત સ્વરે ત્રિભુવન બોલ્યો.

ઉમાએ તેને શાંત કરી મુદ્દાના પ્રશ્નોની ચર્ચા કરી લીધી. કૈલાસ ધારે તો પણ એ બંનેનો સ્નેહ સંસારની નજરે લગ્નની છાપવડે પ્રમાણિત થવો કેટલો અશક્ય હતો તે તેણે વિસ્તારથી ત્રિભુવનને જણાવ્યું. તેના જવાબમાં વખતોવખત પુનરૂક્તિ કરીને ત્રિભુવને ઉમાને જે કહ્યું તે પરથી ઉમાને જોઇતો પ્રત્યુત્તર મળી રહ્યો.

"કૈલાસને ખાતર હું અણહીલવાડનું રાજપાટ પણ ત્યજીશ. અને તે નહિ જ મળે તો પ્રાણ ત્યજીશ, એ પણ નક્કી જાણજો." આ જવાબ દ્વારા ત્રિભુવને પોતાનો નિશ્ચય જણાવ્યો.

આ મુલાકાત પછી બીજે જ દિવસે સાંજે ત્રિભુવન પટ્ટણથી જરા દૂર આવેલા નદીકિનારેના એક નિર્જન શિવાલય આગળ કૈલાસની ઉત્કંઠાપૂર્વક રાહ જોતો ઉભો હતો. શિવાલય જીર્ણ હતું. તેમાં શિવલિંગનું પણ નામ ન હતું. ઘણાં વર્ષોથી તે ઉપેક્ષિત બન્યું હોય તેવું જણાતું હતું. ભમરાઓના ડરથી લોકો તેમાં પેસતાં જ નહિ. ને જનમાર્ગથી તે દૂર હોવાથી કોઇની દૃષ્ટિ ત્યાં ભાગ્યે જ આકર્ષાતી.

"આવી તો ખરી. તેજ, વિદ્વત્તા અને સ્વમાનથી ભરેલા તસતસતા ચાપ જેવી હોવા છતાંય કેટલી સ્નેહસરલા?" ત્રિભુવન પુલકિત મને બબડયો.

"પધારો કૈલાસકુમારી! છેવટે મારાં અભાગી નેત્રોની તપશ્ચર્યા ફળી તો ખરી." ત્રિભુવન કૈલાસી પાસે આવતાં બોલ્યો.

કૈલાસી ચૂપ જ હતી. તેના વદનમાં ગંભીરતા પ્રસરી ગઇ હતી. કોણ જાણે કેમ એકાએક તેના મનમાં છુપો વિશાદ જાગી રહ્યો હતો. કંઇક ન કરવાનું જાણે તે ભાન વગર કરી રહી હતી. તેથી તેનું તેજ, તેની વિદ્વત્તા અને બ્રાહ્મણત્વ જાણે અકળાઇને "મા મા" શબ્દ કરતું નિષેધાત્મક ભાવ હૃદયમાં વહાવી રહ્યું હતું. આ સ્થિતિમાં કૈલાસી ચૂપજ રહે એ સ્વાભવિક હતું.

"તપશ્ચર્યા ફળી છતાં ય નેત્ર અભાગી જ રહ્યાં!" આ સાંભળી ઉમા હસી.

"પૂર્વે તપ ન કરી મૂક્યું હોય તે બધાં અભાગી જ તો." ત્રિભુવન હસ્યો.

"આ શિવાલય તો મહારાજ વનરાજના વખત જેટલું જૂનું હોય તેમ લાગે છે." મહાપરાણે કૈલાસ બોલી શકી.

"હા. ચાલો અંદર જઇ જોઇએ. અંદરની કોતરણી (કોતરકામ) જોવા જેવી છે." ત્રિભુવને અગ્રસર થતાં કહ્યું.

"અમે પણ પહેલાં આ તરફ ઘણી વાર ફરવા આવતાં, પણ શિવાલયને દૂરથી જ જોઇ સંતોષ માનેલો. ચાલો આજે તો તે જોઇએ." ઉમા બોલી.

જીર્ણ દ્વારમાં પેઠા પછી ઉમા એકાએક યાદ આવ્યું હોય તેમ બોલી: "રહો, રહો હું ઘણાં બધાં બીલીપત્ર ને ધંતૂરાનાં ફુલ બહારથી લાવું કે, તેનાથી આજે આપણે આ અપૂજ દેવને પૂજીએ, કૈલાસબહેન!" આમ કહી ઉમા બહાર ચાલી ગઇ.

ત્રિભુવન તથા કૈલાસ, ઉમાનો હેતુ સમજ્યાં, છતાં ત્રિભુવન બોલ્યો: "પણ અંદર દેવ છે જ નહિ ને કોને ફુલપત્ર ધરાવશો?" પણ સખીને અનુકૂળ એકાંત રચી આપવા ઉત્સુક ઉમા તે સાંભળ્યા વગર જ ચાલી જ ગઇ.

"કૈલાસ! કેમ બોલતી નથી તું?" અધીરા ત્રિભુવને શરૂઆત કરી. કૈલાસ ચૂપ જ રહી. તે શિવાલયના ઘૂમટમાં ઉંચે જોઇ રહી હતી.

"ત્યાં શું છે કૈલાસ? તારી ઉન્નત દૃષ્ટિને જરા આ નીચા માનવી પર કૃપા કરી પડવા દે." ત્રિભુવન ફરી બોલ્યો.

કૈલાસનું હૃદયયંત્ર જોરથી ધડકી રહ્યું હતું. સકંપ તે બોલી. બોલતાં તેની જીભ ભારે થઇ ગયેલી જણાઇ. મહાપરાણે તે અવાજ કાઢતી હોય તેમ અનુભવી રહી. "કુમાર! તમારી કારકિર્દી શું કામ બગાડો છો? શા માટે અણહીલવાડનો રાજમુગટ ફગાવી દો છો?"

"મને માત્ર આ જગતમાં કૈલાસની જ કિંમત છે. પટ્ટણનો રાજમુગટ તેના વગર નકામો છે. હું રાજા થઇશ તો કૈલાસ મારી રાણી થશે. કૈલાસ વગર મારૂં અસ્તિત્વ આ સંસારમાં અશક્ય છે." ત્રિભુવન કંપતા સ્વરે બોલ્યો. મદનના મહાચાપ જેવું, ઉગ્ર સૌંદર્યરૂપી ગુણાથી કસોકસ બનેલું કૈલાસનું નવયૌવન, દૃષ્ટિરૂપ શરવડે કુમારને વીંધી રહ્યું હતું.

"ઘેલા છો કુમાર તમે." હૃદયને મહાપરાણે હાથમાં રાખવા મથતી કૈલાસ બોલી.

"તમે જ મને ઘેલો કર્યો છે, મારી હૃદયરાણી!" કહેતો ત્રિભુવન ખભે નાંખેલું ધનુષ્ય સંભાળતો જરા આગળ વધ્યો.

"ત્રિભુવનકુમાર! હજી થોડા દિવસ વિચાર કરી જુઓ." મૂંઝાતી કૈલાસ જરા પાછી પડી. એની એ મૂંઝવણ એના મુખે મહાસોહાગ પાથરી રહી.

"મારી કૈલાસ! હજીયે વિચાર?" કહેતો ત્રિભુવન આગળ ધસ્યો. તેણે કૈલાસના પુષ્પસુકોમળ દેહને બાથમાં ભીડી, તેના પાંદડી જેવા હોઠપર પ્રેમની ઉગ્ર હુંફભર્યું ચુંબન ચોડી દીધું. કૈલાસથી એક ઝીણી ચીસ પડાઇ ગઇ.

"આવી કૈલાસબહેન!" બહારથી જરાવારે અવાજ આવ્યો ને ઉમા થોડાં બીલીપત્ર સાથે દોડી આવી.

"રોષ, ગભરાટ, અને મૂંઝવણથી કૈલાસ બેભાન જેમ ત્રિભુવનના બાહુપાશમાંથી છુટી પડી. દોડી આવતી ઉમાએ પલકમાં જ તેને પોતાની બાથમાં સંભાળી લીધી.

"કેવા અબુધ છો તમેય!" ઉમાએ ઠપકાભરી આંખે ત્રિભુવન તરફ જોયું. તે ગુન્હેગારની જેમ ઉભો હતો.

પોતાના સ્થાનમાં આવી બેમર્યાદા આચરનારાઓને ત્રીજા નેત્રથી શંકર પોતે જોઇ રહ્યા હોય તેમ, એક બાંકામાંથી કોઇની આંખ અલક્ષ્ય રીતે આ દૃશ્ય જોઇ રહી હતી.

---

# પ્રકરણ ૧૨ મું

## ક્રુદ્ધ શિવદત્ત

રાજચિંતાકારી મહારાજને આંખ તો બેજ હતી, પણ ગુપ્તચર રૂપી આંખોવડે તે સહસ્રચક્ષુવાળા ગણાતા હતા. એમની એ અનંત આંખડી, દેશપરદેશ બધે ચકોર રીતે ફર્યા કરતી. એ અદૃશ્ય આંખ એમના દુશ્મનોને ખબર પણ ન પડે તેવી રીતે તેમના પર ચોકીપહેરો રાખતી. કિશોરસિંહ તેમના સર્વ ચરોનો નાયક હતો. તેની વફાદારી પરજ રાણા લૂણુસાપાની પટ્ટણુની સત્તાનો આધાર હતો.

"કિશોર! પેલાં હવે નદીકિનારે દેખાય છે ખરાં કે?" લૂણુસાપાએ એકવાર કિશોરને પૂછ્યું.

"ના, મહારાજ! પેલી યુવતીઓ હવે નથી દેખાતી. સોલંકી તો રોજ ત્યાં આવે છે જ." કિશોરે કહ્યું.

"જોજે ભૂલાવામાં પડતો. મળવાનું સ્થળ બદલી નાંખવાની બાજી ન રમતાં હોય, તે જોજે." લૂણુસાપાએ કહ્યું.

"તેની હરકત નથી. તેમની પાછળ ચાર ગોઠવી દીધા છે."

જે વખતે શિવાલયમાં ત્રિભુવનપાળ ને કૈલાસનું મિલન થયું તે વખતે જે છુપું નેત્ર શિવાલયની દીવાલના બાકોરામાંથી ચમચમી રહ્યું હતું તે નેત્ર કિશોરના ચારનું હતું. તે જ રાત્રે લૂણુસાપાને એ હકીકત નિવેદિત થઈ અને ચતુર લૂણુસાપાએ તેને બરોબર પચાવતાં બીજા જરૂરી પ્રશ્નો પણ પૂછી લીધા.

લૂણુસાપાને આ બાતમી બહુ જ મહત્ત્વની લાગી. કૈલાસી લૂણુસાપાને પોતાની ઇષ્ટસિદ્ધિના સાધન જેવી લાગી. ત્રિભુવનપાળને અણહિલપુર પટ્ટણુનો યુવરાજ ઠરાવવા સ્વમલદેવી મથી રહી હતી અને ત્રિભુવનનો વારસ તરીકેનો હક્ક કોઈક પળે ભીમદેવ પણ કબૂલ કરી દે તેની રાજચિંતાકારીને ખૂબ જ બીક હતી. લૂણુસાપાની ઇચ્છા ભીમદેવ પછી ગુજરાતની ગાદીએ પોતાના વંશજોને લાવવાની હતી,

પણ તેમાં ત્રિભુવન નડતરરૂપ હતો. આથી ત્રિભુવનને નાલાયક ઠેરવવાના કામમાં અને તેની વિરૂદ્ધ લોકમત કેળવવાના કાર્યમાં કૈલાસ સાધનભૂત બનશે, એમ લૂણસાપાને લાગ્યું.

વેદગર્ભરાશિને લૂણસાપા ગુરૂ તરીકે માનતા અને વખતોવખત તેમનાં દર્શનમાટે તેમના નિવાસસ્થાને લૂણસાપા જતા હતા. એક પ્રસંગે ધર્મની ચર્ચામાંથી ગુરૂશિષ્ય ધર્મના વ્યાહવારિક સ્વરૂપપર વાતો કરવા લાગ્યા. આ પ્રસંગે લૂણસાપાએ કહ્યું: "દેવ! ધર્મની બાબતમાં પણ માનવીઓ લડવાનું તો ભાગ્યેજ વિસરે છે. આજે પણ એ લડત તો ચાલુ જ છે." રાજચિંતાકારી ગુરૂદેવને દેવ કહી સંબોધતા હતા.

"એ તો લડનારાઓને ધર્મ પણ બહાનારૂપ થાય છે. પોતાની બીજા મુદ્દાઓપરની લડાઇને લોકો ધર્મનું સ્વરૂપ આપી, બીજા અજ્ઞ જનોને ફોસલાવે છે. પણ આજે કુમારપાળ કે અજયપાળદેવના વખત જેવી સ્થિતિ તો હવે નથી રહી." ગુરૂએ ધીમેથી કહ્યું.

"એનું એક મોટું કારણ ગણો તો તે આપના આ નમ્ર સેવકની રાજકર્મચારીઓપર ફરતી ધાકભરી આંખ છે. પણ તે છતાંય જિનમતના હિમાયતીઓ શૈવધર્મપર છુપો હલ્લો કરવાની તક તો સાધે જ છે."

"કાંઈ એવું બન્યું છે હમણાં ?" ગુરૂએ પૂછ્યું.

"હા, આપને કહેવા જેવી જ વાત છે." ચારે બાજુ જોઇ કોઇ અનુચર કે બીજો માણસ નથી તેની ખાત્રી કરી લઇ, લૂણસાપા ધીમેથી બોલ્યા: "ત્રિભુવન, સૂમલદેવી ને ચાચીંગ તો એક પક્ષમાં છે તે તમે જાણો છો. એ ત્રિભુવને હમણાં એક મહાન અઘટિત કૃત્ય કર્યું છે. દેવ! પગતળે બળતું આવ્યું છે હવે તો." એમ કહી રાજચિંતાકારીએ ગુરૂનાં આસન તરફ માનસહ નમી ગુપચુપ સ્વરે થોડી વાતચીત કરી લીધી.

"એ તો મહા અનાચાર લેખાય, રાણાજી ! એનો કાંઇક ઉપાય યોજવો ઘટે છે." ગુરૂદેવે ગંભીર વદને કહ્યું.

"ઉપાય તો કરવો જ ઘટે છે. પણ શિવદત્તને આ બદલ જાણ કર્યા સિવાય કંઇ ન બને. અને તે કાર્ય આપના સિવાય બીજું કોણ કરી શકે તેમ છે ? તપોધન શિવદત્તને આ વાત બહુ દુઃખદાયક લાગશે, પણ જણાવવી તો પડશે જ."

"પણ કૈલાસ જેવી છોકરી કેમ ઠગી તે નથી સમજાતું. એણે જિન થવાનું કબૂલ્યું હશે ?" વેદગર્ભરાશિએ પૂછ્યું.

"એ તો મોહઘેલાં બાળકો શું ન કરે ?" લૂણસાપા મંદપણે હસ્યા.

"હર ! હર ! મહાકલિનું કેવું પ્રાબલ્ય ! બિચારો શિવદત્ત શૈવ મતનો મહાધુરંધર; તેના પર જ આ આફત !" ગુરૂદેવ ચિંતિત બન્યા.

"એ ત્રિભુવન ને પટરાણી સૂમલદેવી જ શૈવોનાં મહાદ્વેષી છે, દેવ !"

"ભગવાન્ પિનાકી સૌ સારાં વાનાં કરશે. માણસે તેવા દ્વેષમાં પડવાની જરૂર નથી." પોતાને ઘટતા સાત્વિક ભાવે ગુરૂદેવ બોલ્યા.

"ગમે તેમ પણ દેવ ! જો એ ત્રિભુવન સોલંકીને ફજેત કરવામાં નહિ આવે, તો તે આવાં કૃત્યનો ત્યાગ નહિ કરે. રાજની રીતે તો હું કશુંયે નહિ કરૂં. કરવું ઇષ્ટ પણ નથી. પણ એના આ અનાચારને શિવદત્તે, આપે અને બીજાઓએ નિભાવી લેવા જેવો નથી." ત્રિભુવન વિરૂદ્ધ શૈવધર્મીઓ અને બીજા રાજપુરૂષો ઉશ્કેરાય ને તેને પ્રજાજનો ધિક્કારે એવું વાતાવરણ પેદા કરાવવા લૂણસાપા ઉત્સુક હતા.

"શિવ, શિવ !" શ્વેત દાઢી પસરાવતા ગુરૂદેવ બોલ્યા. ધાર્મિક અનાચાર તેમને સાલતો હતો. છતાં માનવીઓ તેને માટે લડે, એ તેમના સાત્વિક આત્માને પસંદ ન હતું. છતાં શિવદત્તને હવે બધી વાત પહોંચશે એટલે એ ઉગ્ર પુરૂષ બધી વાત જીરવી શકશે નહિ, એની લૂણસાપાને ખાત્રી હતી. વળી ઘરડા લૂણસાપા એમ પણ સમજતા હતા કે, ત્રિભુવન કે કૈલાસના પ્રેમપ્રકરણનું હજી તો પ્રભાત જ હતું. એ પ્રેમપ્રકરણ તેની પરાકાષ્ઠાએ પહોંચે ત્યારે જ ત્રિભુવન

પાયમાલ થાય તેમ હતું. એટલે હાલ જરૂર પૂરતી ચિનગારી મૂકી તે શાંત રહ્યા.

શિવદત્તને આ બનાવની જાણ થતાંજ તે સળગી ઉઠયો. પળવાર તો તે આ ઘટના માની પણ શક્યો નહિ. પરંતુ ગુરૂદેવ કહે તે ખોટું તો હોયજ નહિ, એ તે બરાબર જાણતો હતો.

"ગુરૂદેવ! હેમાચાર્ય અને શંકરસ્વામી દેવબોધાચાર્યની યુદ્ધકથા જેવો પ્રસંગ પાછો ઉપસ્થિત થયો છે. હું જિન ધર્મને દફનાવી દઈશ. મારી પ્રાણથી પ્યારી પુત્રીને ફસાવનાર સોલંકી બચ્ચાને યાદ પોકારાવીશ. આજથી હું પરશુરામ બનું છું." ઉગ્રતાભર્યો શિવદત્ત વેદગર્ભરાશિ સમક્ષ રોષ ઠાલવવા લાગ્યો.

"ભાઈ! વિદ્વાન્ થઈને ક્રોધરૂપી ચાંડાળને વશ ન થા." ગુરૂ બોલ્યા.

"હવે ચાંડાળો ને ચાડીયા, ભૂત ને પિશાચ, દાવપેચ ને કૌટિલ્યનીતિ એજ મારાં સાથી હો." બ્રાહ્મણ વધુ દઢપણે બોલ્યો.

"વત્સ! શાંત થા. ભગવાન્ પશુપતિને શરણે જા. તે તને શાંતિ આપશે."

"હવે મને શાંતિ ન જોઈએ. મારે વૈર સિવાય બીજું નથી જોઈતું. ભગવાન્ રૂદ્રના કંઠના હળાહળ જેવું વૈર મારા હૃદયમાં વાસ કરો."

વૈરથી ઉગ્ર બની ગયેલા વિપ્રને વેદગર્ભરાશિએ મહાપરાણે શાંત પાડી, તેને શું કરવું ઉચિત હતું, તે સમજાવ્યું. કૈલાસીને સમજાવી. કબજે રાખવા અને ફરી અનાચારીઓના પ્રપંચમાં ન ફસાય તેવો ઉપદેશ દેવા સલાહ આપી. ગુરૂનાં સ્નિગ્ધ વચનોથી ગલિત મોહવાળો થઈ શિવદત્ત, રોષને જરા દબાવી પોતાનું વર્તમાન કર્તવ્ય વિચારી રહ્યો.

રોષાકુળ શિવદત્તે પુત્રીને અતિશય કડવા શબ્દોથી ઠપકો આપ્યો. જવાબમાં પોતાનાં કમળ જેવાં નેત્રોમાંથી કૈલાસ મોતી જેવાં જળબિંદુ વરસાવી રહી. પણ એ કમળની કે મોતીની જરાય પરવા શિવદત્તે કરી નહિ.

"ખબરદાર, હવે ઘરબહાર પગ મૂકયો છે તો. न स्त्री स्वातंत्र्यमर्हति એ મનુવાકય હું ભૂલ્યો, તેનું જ આ પરિણામ. નાદાન છોકરી! મારા કુળ અને ધર્મના શીલ અને ગૌરવને ખાતર હું તને હણતાં પણ પાછું વાળી જોવાનો નથી, એ યાદ રાખજે."

કૈલાસ માત્ર રૂદન જ કરી રહી હતી. પિતાએ તેને કંઈક કંઈક કટુ વચનો અને કટાક્ષવચનો સંભળાવ્યાં, પણ તેનો કાંઈપણ જવાબ તેણે આપ્યો નહિ. પિતાની વ્યથા કંઈક અંશે તે સમજતી હતી, છતાં પોતે જે માર્ગ લઈ ચૂકી હતી તે તજી દેવો તેને જરા પણ સારો લાગ્યો નહિ. "જીવવું તો ત્રિભુવનની સાથે જ, નહિ તો મૃત્યુ ભલે આવે." તેનું હૃદય બોલી રહ્યું હતું. પિતાને સંતોષવા ખાતર પણ તે આત્મઘાત સિવાય બીજું કાંઈ કરી શકે તેમ ન હતું. આવેશવશ તેણે એક બે વાર તે વિચારને પણ મનમાં સ્થાન આપ્યું, પણ તે બહુ કાળ ટકયો નહિ. કામદેવ જેવો ત્રિભુવન તેની સમક્ષ ખડો થઈ આત્મઘાતનો માર્ગ રોકી જાણે ઉભો રહેવા લાગ્યો.

શિવદત્તે કૈલાસના અવરજવરપર અંકુશ મૂકી દીધો. ઉમાનું તેની પાસે આવવાનું લગભગ બંધ થઈ ગયું. ફરવા જવાનું, દર્શને જવાનું, કે સ્નાન માટે નદીતીરે જવાનું પણ બંધ થયું. ઘરની દીવાલો વચ્ચે પૂરાયેલી કૈલાસ મુંઝવણ અનુભવી રહી. ક્રુદ્ધ થયેલા શિવદત્તે સંસ્કૃત કાવ્યો, નાટકનાં પુસ્તકો કૈલાસી વાંચતી હતી તે બાળી નાંખી, કૈલાસની આસાનકેદ કપરી બનાવી દીધી હતી.

આમ છતાં પ્રણયીઓની કલ્પના અને પ્રાણવિનિમયની અદૃશ્ય રીત પર કોઈથી અંકુશ મૂકી શકાતો નથી. તે ન્યાયે કૈલાસને પણ એટલી નિરંકુશતા તો હતી જ. તે દ્વારા તેના પ્રાણમાં જળતી પ્રણયની જ્યોત તો તે ઝળહળતી રાખી રહી હતી.

---

## પ્રકરણ ૧૩ મું

## ભીમદેવનું સ્વપ્ન

વૃદ્ધ ભોળા ભીમને સંતાન ન હતું, એટલે રાજ્યનો વારસ ઠરાવવા તે મન સાથે વિચાર કરી રહ્યો હતો. પણ તે કામ તેને મહા વિકટ લાગતું હતું. કારણ રાજ્યનો કાબુ લૂણસાપાના હાથમાં હતો. લૂણસાપાની મદદ વગર ભોળા ભીમને જરા પણ નીભે તેમ ન હતું. લૂણસાપાની લાંબી શ્રમભરી રાજસેવા અને ધોળકામાં તેમના વારસોની જામતી જતી સત્તા તરફ નજર ફેરવતાં ભીમદેવને લાગતું કે, રાજ્યના યુવરાજપદે લૂણસાપાના સંતાનને જ લેવો ઉચિત હતો. પણ શૈવધર્મી લૂણસાપાની વિરૂદ્ધ પટરાણી સૂમલદેવી અને જિન મંત્રીશ્વર ચાચીંગ તથા બીજા જૈન રાજપુરૂષો હતા. તે બધા ભીમદેવના નજીકના પિતરાઇ કાકાના કુમાર ત્રિભુવન સોલંકીને વારસ ગણી તેનો યુવરાજપદે અભિષેક થાય એમ ઇચ્છતા હતા. ભીમદેવની નિકટમાં નિકટનો વારસ ત્રિભુવન હતો, તેથી તથા તે જિનમતને માનતો હોવાથી તેને ટેકો આપનાર મંડળ નાનું ન હતું.

આ રીતે બેઉ તરફ ભીમદેવને દુઃખ હતું. તેમાં સૌથી મોટી ભીતિ એક તરફ માનીતી સૂમલદેવીની અને બીજી તરફ લૂણસાપાની હતી. આ સ્થિતિમાં ભીમદેવની "સૂડી વચ્ચેની સોપારી" જેવી દશા હતી. ત્રિભુવન જૈનમતમાં શ્રદ્ધાવાળો હતો અને ભોળો ભીમ પણ યુવાન વયે તે ધર્મમાં સારી શ્રદ્ધા ધરાવતો હતો. ત્રિભુવન યુવરાજપદે આવવા બધી રીતે યોગ્ય હતો. પણ તે વાત લૂણસાપાને ગમતી ન હતી, અને લૂણસાપાને ન ગમે તેનો અમલ કરવો મહારાજા ભીમદેવ માટે અશકય હતો. વીરમ કે વીસળ પણ સોલંકી ભાયાતો હોઈ તેમાંનો ગમે તે એક યુવરાજ બને એવી લૂણસાપાની ઇચ્છા હતી, પણ જૈનમંડળ તથા સૂમલદેવી તેની વિરૂદ્ધ પડ્યાં. પોતાની ઉત્તરાવસ્થામાં અશાંતિ ફેલાવી પોતાને હેરાન કરે એ ભીમને પસંદ નહતું. આથી ભીમ યુવરાજ નિયુક્ત કરવાની વાત મનમાં જ રાખી રહ્યો હતો.

એક વખતે મઠાધિપતિ વેદગર્ભરાશિ મહારાજ પટ્ટણ પધાર્યા હતા. તે વખતે ભીમદેવ મહારાજાએ યુવરાજ કોને નીમવો તે બાબત તેમની સલાહ પૂછી. ભીમદેવને આ સાત્વિક વિપ્રમાં સારી શ્રદ્ધા હતી.

"મહારાજા! એ વિષયમાં આપ અને આપના મંત્રીઓ શ્રેષ્ઠ નિર્ણય કરી શકો તેમ છો." વેદગર્ભરાશિએ એ બાબતમાં ઉદાસીનતા દર્શાવી.

"પણ દેવ! મહારાજાધિરાજને આ બાબત આપ શું ઇષ્ટ લેખો છો, તે જણાવો તો માર્ગસૂચન થાય. આપ રાજનીતિના જ્ઞાતા ક્યાં નથી કે આમ ઉદાસીનતા દાખવો છો?" તે વખતે હાજર રહેલા લૂણસાપાએ વેદગર્ભરાશિને સ્પષ્ટ બોલવાની ફરજ પાડી.

વેદગર્ભરાશિ લૂણસાપાની ઇચ્છાથી તદ્દન અજ્ઞાત નહતા, અને અંતરમાં વીરમ જેવો શૈવધર્માવલંબી ને પરાક્રમી પુરૂષ ભીમની પછી ગાદીએ આવે તે તેમને પણ ગમતું હતું. છતાં તે પોતે આવી બાબતોમાં સક્રિય રસ ભાગ્યે જ લેતા હતા. તેથી તે સ્મિત કરી બોલ્યા: "અમારૂં પોપટિયું જ્ઞાન તમારા સરાણે ચઢી ચૂકેલા રાજનીતિના જ્ઞાન આગળ નકામું છે. છતાં મહારાજા પૂછશે તેનો સ્વમતિ પ્રમાણે પ્રત્યુત્તર આપીશ."

"દેવ! અણહીલપુર પટ્ટણના પાટે મારી પછી બેસનારા બે લાયક પુરૂષો મને જણાય છે: એક ત્રિભુવન સોલંકી અને બીજો વીરમદેવ. પણ આ બંનેમાંથી એકની પસંદગી કરતાં સામો પક્ષ નારાજ થાય છે. આ સ્થિતિમાં મારી મુંઝવણ બહુ ભારે છે. આપ કંઇ માર્ગ દર્શાવશો?"

"શિવોહમ્, શિવોહમ્" બોલી પળવાર મઠાધિપતિ ચૂપ રહ્યા પછી થોડીવારે તે બોલ્યા: "મહારાજાનો આત્મા જેને પસંદ કરે તેને યુવરાજ નીમવો એ જ ઇષ્ટ છે. તેમ થયા પછી સામા પક્ષને બળથી દાબી દેવાનું તો રાજનીતિનું સ્પષ્ટ વિધાન છે. રાજગાદીનું તેજ તો સચવાવું જોઇએ."

"આપે તો ગોળ ગોળ જવાબ આપ્યો." લૂણસાપા વેદગર્ભરાશિ તરફ જોઇ રહ્યા. તેમની ઇચ્છા, પોતાને લાભ થાય તેવી સલાહ મઠાધિપતિના મુખેથી કઢાવવાની હતી. આ વાત મઠાધિપતિ પણ સમજતા હતા. લૂણસાપાને નાખુશ કરવાની તેમની ઇચ્છા નહતી; છતાં રાજકાજમાં માથું મારી હોળીનું નારિયેળ ન બનવાની પણ તે સાધુપુરૂષ કાળજી રાખતા હતા. આથી તે લૂણસાપાની સામે જોઇ મંદ સ્મિત કરી, શ્વેત દાઢી પર હાથ ફેરવી ચુપ જ રહ્યા.

"દેવ! આપ કોને વધુ લાયક ગણો છો તે તો કૃપા કરી જણાવો." ભીમદેવે પૂછ્યું.

"હું ?" લાંબી દાઢી છાતીએ અડે તેમ હલાવી વેદગર્ભરાશિજી જરા હસ્યા. પછી લૂણસાપા સામે જોઇ રાજાને સંબોધી ધીમેથી બોલ્યા: "મહારાજાધિરાજ! આ બદલ એક જૂની કથા હું આપને સંભળાવું છું. તે કથા આપની મુંઝવણનો ઉકેલ કદાચ આપશે." ચતુર ધર્માધિકારીએ વિચિત્ર માર્ગ અખત્યાર કર્યો.

"રાજેન્દ્ર! આ લૂણસાપા રાણાના પિતા આનાક સોલંકી પટ્ટણમાં જ મહારાજા કુમારપાળના દરબારમાં તેમની સેવા માટે રહેતા હતા તે તો આપ જાણતા જ હશો. એ આનાક અથવા અર્ણોરાજ સોલંકી એક રાત્રે મહારાજાધિરાજ કુમારપાળની ચોકી માટે તેમના ધવલગૃહમાં સૂતા હતા. તે વખતે મધરાતે એકાએક કોઇ માણુસ ધવલગૃહમાં દાખલ થયો. અર્ણોરાજે તેને અટકાવી પૂછ્યું:'તું કોણ છે ને મુખ્ય દ્વારપાળોની બહારની ચોકી વટાવી અંદર શી રીતે આવ્યો ?' આવનારે કહ્યું: 'હું આપનો દાસ ધોળકાથી આવું છું.' આ સાંભળી ઘરના સમાચાર પૂછવા અર્ણોરાજ તેને બાજુએ લઇ ગયા. આવનાર દાસે કુંવર અવતર્યાના સમાચાર આપી વધામણી માગી. અર્ણોરાજે આનંદપૂર્વક તેને પોતાના કંઠમનો મોતીનો હાર આપી વિદાય કર્યો. આ વખતે અંદરના ભાગમાં શય્યાધીન થયેલા મહારાજા કુમારપાળ જાગતા હતા. તેમણે અર્ણોરાજને અંદર બોલાવી શી હકીકત હતી તે પૂછ્યું. જવાબમાં મહારાજા કુમારપાળને અર્ણોરાજે બધી હકીકત જણાવી. આ સાંભળી મહારાજા

કુમારપાળે ભવિષ્ય ભાંખ્યું કે, "એના જન્મની વધાઈ ખાવાને ચાકર આવ્યો, તેને દ્વારપાળે અટકાવ્યો નહિ, તેથી હું રાજી થાઉં છું. કેમકે તે પુત્ર ગુજરાતનો રાજા થશે. પણ કુંવર જન્મ્યાની વધામણી માત્ર તમને જ આપી બહારથી જ તે ચાલ્યો ગયો તેથી આ ધવળગૃહમાં કે આ નગરમાં નહિ, પણ બીજાં કોઈ નગરમાં તેની રાજધાની થશે." મહારાજા કુમારપાળ શુકન વિદ્યામાં પારંગત હતા તે તો આપ જાણતા જ હશો. મહારાજ, એ કુમાર તે જ આ આપની સામે બેઠેલા લાવણ્યપ્રસાદ કિંવા રાણા લૂણસાપા છે. આજે ગુજરાતનો રાજભાર આપે તેમને શિર નાંખ્યો છે તે મહારાજા કુમારપાળદેવનું ભવિષ્યકથન સાચું પડયું છે. હવે આપને ઠીક લાગે તેને વિચારપૂર્વક યુવરાજપદે નીમો." મઠાધિપતિ વાત પૂરી કરી ચૂપ થયા અને પછી આશીર્વાદ આપી ચાલ્યા ગયા.

વેદગર્ભરાશિના ગયા પછી તેમણે કહેલી વાત પર ભીમદેવ વિચાર કરવા લાગ્યો. લૂણસાપા ખરેખર રાજા જેવી સત્તા ભોગવતા હતા અને તેમની રાજધાની ધોળકામાં હતી, તે જોતાં કુમારપાળદેવનું કથન સાચું પડયું હતું. હવે લૂણસાપાની વિરૂદ્ધ થઈને ત્રિભુવનને યુવરાજ ઠરાવવો સહેલો ન હતો, એમ પણ ભીમદેવને લાગ્યું. લૂણસાપાના પરાક્રમી પુત્ર અને તેના દક્ષ મંત્રીઓ વસ્તુપાળ તેજપાળ, પટ્ટણનો ડંકો દિગંતમાં બજાવી ચૂકયા હતા. પટ્ટણના યુવરાજપદનો વાસ્તવિક અધિકાર એ રીતે તેમણે પ્રાપ્ત કરી લીધો હતો ને તે અધિકારથી તેમને ચ્યૂત કરવાનું સામર્થ્ય પોતાનામાં કે બીજા કોઈનામાં તે સમયે ન હતું, તે વાત પણ ભીમદેવને દીવા જેવી સ્પષ્ટ થઈ હતી.

વૃદ્ધત્વથી નિર્બળ બનેલા રાજાએ આખો દિવસ તે જ બાબતનો વિચાર કર્યા કીધો. રાત્રે સ્વપ્નમાં પણ તે જ વિચારો તેના માનસમાં રમી રહ્યા હતા. પરોઢમાં મહારાજા ભીમદેવને એક અદ્ભુત સ્વપ્ન આવ્યું. એ સ્વપ્નને રાજા સ્વપ્ન નહિ, કિંતુ પ્રત્યક્ષ જાગૃત અનુભવ જેમ ગણવા લાગ્યો.

સ્વપ્નમાં ભીમદેવે એક શ્વેતવસ્ત્ર ધારણ કરેલી અને શ્વેતચંદનથી વિલેપિત બનેલી દેવીને જોઇ. તેના હાથમાં એક શ્વેત પુષ્પની માળા હતી. મ્લાન મુખે તે ભીમદેવ સામે જોઇ બોલી: "મને ઓળખી ?"

"ના, ઓળખ નથી પડતી." સ્વપ્નમાં જાણે ભીમદેવ બોલ્યો.

"હું ગુર્જર રાજલક્ષ્મી પોતે છું. આજે મારૂં દેવદુર્લભ પટ્ટણ નિર્બળ અને મ્લાન બન્યું છે. તેથી દૂભાતી હું આ મારી પુષ્પમાળા કોને પહેરાવું તો ગુર્જરરાષ્ટ્રનું તેજ પુનઃ પ્રગટે તેનો વિચાર કરતી ફરી રહી છું. પણ છેવટે મારી નજરે એક પુરૂષવર પડયો છે જેને કંઠે હું આ શ્વેતમાળા આરોપી ગુર્જરધરાને મહિમાવતી કરીશ. રાજન્, તે પુરૂષ કોણ તે તું જાણે છે ?" દેવીએ પૂછયું.

"ના, તે કોણ છે ?" રાજાએ પૂછયું.

"તે ધોળકાના રાણાપદે બિરાજે છે, ને તેને જ તારો યુવરાજ નીમવા હું તને અનુરોધ કરૂં છું. એથી વિરૂદ્ધ તું વર્તીશ તો દુઃખ પામીશ." એમ કહેતી દેવી પળવારમાં અદ્રશ્ય થઈ ગઈ.

રાજા તુરત જ જાગૃત થઈ ગયો. તેણે સ્વપ્નની ઘટનાનો વારંવાર વિચાર કરી જોયો. જાણે એ દેવી તેને હજીયે સામે ઉભી રહી સ્વપ્નમાં કરેલી આજ્ઞાનો અમલ કરવા સૂચવી રહી હોય, તેવું કલ્પનાચિત્ર તે જોઇ રહ્યો.

પ્રાતઃકાળે મંત્રીઓ સમક્ષ પોતાના સ્વપ્નની હકીકત રાજાએ રજૂ કરી અને સાથે સાથે ગુર્જર રાજલક્ષ્મીના અનુરોધ પ્રમાણે યુવરાજ નીમવાની પોતાની ઇચ્છા પણ તેણે પ્રગટ કરી. ભોળો ભીમ ખરેખર ભોળો હતો. તેના સરળ સ્વભાવને લીધે તે ભાગ્યે જ કાંઈ વાત ગુપ્ત રાખી શકતો.

રાજાએ આ પ્રમાણે નિર્ણય કર્યાની વાત જાણી પટરાણી સૂમલદેવી ચમકી ઉઠયાં. તેમણે ચાચીંગ, આનંદસૂરી વગેરેને મળી શું તજવીજ કરવી તેનો વિચાર કરવા માંડયો. રાજચિંતાકારી કંઈ પણ પગલાં લઈ શકે તે પહેલાં જ ચતુર સૂમલદેવીએ પોતાની પટરાણી તરીકેની સત્તા વાપરી, રાજાને પોતાના હાથમાં લેવાની તરકીબ ગોઠવી દીધી.

## પ્રકરણ ૧૪ મું

## ભીમદેવનો પ્રવાસ

**સૂમલદેવી** જાણુતી હતી કે, રાજચિંતાકારી પહેલી જ તકે ભીમદેવના નિર્ણય મુજબ પોતાના પૌત્રને યુવરાજપદે અભિષિક્ત કરાવી દેશે. આથી મહારાજા ભીમદેવને તાકીદે પટ્ટણ નગરમાંથી બહાર પ્રવાસમાં લઇ જવાનો નિર્ણય પટરાણીએ કર્યો. પણ રાજચિંતાકારી એ વાત જાણે તો રાજાનો પ્રવાસનો કાર્યક્રમ સહજે રદ કરાવી શકે તેટલી સત્તા ધરાવતો હતો. આથી એક જ રાતમાં રાજચિંતાકારીને હાથતાળી આપી ભીમદેવને લેઇ પ્રવાસમાં નીકળી જવાની ગોઠવણ ગુપ્ત રીતે સૂમલદેવીએ કરવા માંડી.

મહારાજાને પ્રવાસમાં લઇ જવાથી યુવરાજપદે કોઇને પણ અભિષિક્ત કરવાનું હાલ તુરત માટે મુલતવી રહે એ દેખીતું હતું ને પ્રવાસમાં પોતાની સાથે રાખી રાજાના વિચારોમાં પરિવર્તન કરાવવાની પણ તક મળે તેમ હતી. પટરાણીને આ યુક્તિ ચાર્વીગે દર્શાવી હતી. વળી પોતે પણ તેમના પ્રસ્થાન પછી એકાદ બે દિવસે પ્રવાસમાં અર્ધે રસ્તેથી જ સાથે જોડાઇ જશે, એમ પણ તેણે જણાવ્યું. હાલ તુરત પટરાણી તથા આનંદવિજયસૂરીએ મહારાજાની સાથે નીકળવાનું નક્કી થયું, અને મહારાજાના સંરક્ષણ માટે તથા સગવડ સાચવવા જયંતસિંહને સાથે લેવા મહારાજા પાસે જ આજ્ઞા કરાવવામાં આવી. ભીમદેવ સામાન્ય બાબતોમાં સૂમલદેવીની ઇચ્છાને માન ન આપે, એવું ભાગ્યે જ બનતું.

"તમે અમારી સાથે જ ચાલો ને જયંતસિંહ પાછળ રહે તો શી હરકત છે?" પટરાણીએ ચાર્વીગને કહ્યું. ચાર્વીગની હુંફ વગર એકલા જવું તેને બીનસલામત લાગતું હતું.

"તેમ ન બને. જયંતસિંહને તો મહારાજા કરતાંય વધુ જાપ્તાથી રાખવા પડશે, એ અહીં રહે તો લવણપ્રસાદ તુરત જ એને હાથ કરી લે ને પછી શું બને તે ખબર છે?" ચાચીંગે પૂછ્યું.

"શું બને વારુ?" રાણીએ હસીને પૂછ્યું.

"એવું બને કે આપણે બધાં ફરી પટ્ટણમાં પાછાં જ ન પેસી શકીએ." ચાચીંગ હસ્યો.

"તમને લૂણસાપા રોકશે તો?" રાણીએ શંકા કરી.

"તેમ થવા જ નહિ દઉં." હું તમને અધરસ્તે મળી ગયા પછી જ આ વાત લૂણસાપા જાણશે.

જયંતસિંહ લૂણસાપાને મળી જાય તો પછી વશ થયેલો ભીમદેવ પણ નકામો હતો એ ચાચીંગ જાણતો હતો. વળી લૂણસાપાની ધાકથી ચાચીંગ આ ગોઠવણમાં અગ્રભાગે પડવા માગતો નહતો. તેથી પોતે પાછળ રહેવાનું પસંદ કરતો હતો.

ચૌલાની પાછળ રાજચિંતાકારીના ગુપ્તચર ફરતા હોવાથી ચાચીંગે જ જયંતસિંહની મુલાકાત લઇ પટરાણીનો સંદેશો તેને જણાવ્યો. પ્રવાસમાં ચૌલા સાથે રહેવાનું મળશે એ બીના જ જયંતસિંહને મહત્ત્વની લાગી. જયંતસિંહની સંમતિ મળ્યા પછી જ તેને પ્રવાસમાં આવવાનો મહારાજાનો ગુપ્ત હુકમ પહોંચાડવામાં આવ્યો. આ બધી ગોઠવણ ચાચીંગે એટલી બધી કુનેહપૂર્વક કરી કે, લૂણસાપાના કુશળ ગુપ્તચરોને પણ કોઇ વાતની ખબર પડી નહિ.

પ્રવાસે કયી તરફ જવું તે નક્કી કરવામાં પણ ચાચીંગે મહાચતુરાઇ વાપરી હતી. જયંતસિંહ જેવા અણહીલપુરના સત્તાના સ્થંભને સાથે લેવો અને તેના જ મંડળ તરફ જવું તે વધુ બંધબેસતું અને સલામત હતું. પણ શ્વભ્રમતી પ્રદેશ તરફ જવા માટે કયા સ્થળનો નિર્દેશ કરવો તે ગૂંચવણભર્યું જણાવા લાગ્યું.

"આનંદસૂરીને સાથે લેવાના છે એટલે ધર્મલાભનો ઉદ્દેશ તો સચવાવો જ જોઇએ." પટરાણીએ ચાચીંગને કહ્યું.

"પણ એ તરફ એવું એકે પ્રસિદ્ધ જૈન ધામ નથી. તેની મને મૂંઝવણ થાય છે." ચાચીંગે કહ્યું.

"શ્વભ્રમતીમંડળની બહાર નજીકમાં પણ કોઇ એવી જગો હોય તો હરકત નહિ."

"તેવું સ્થળ તો શ્વભ્રમતી પાર લાટમાં છે." ચાચીંગે જરાવાર વિચાર કરી કહ્યું.

"બરોબર, શુકવિહારની યાત્રા કરવાની મારી પણ ઇચ્છા છે. ત્યાં જવાની જ યોજના ઘડી, જાહેર થવા દો." પટરાણીએ કહ્યું.

"પણ લાટમંડળમાં અત્યારે અતંત્રતા પ્રવર્તે છે. મહારાજાને હાલ રાજધાનીથી એટલે દૂર ભૃગુકચ્છ સુધી લઇ જવા સલામત નથી. લાંબા પ્રવાસનો શ્રમ પણ તેઓ આ વયે વેઠી શકે નહિ." ચાચીંગે હરકત દર્શાવી.

"તેનો વાંધો નહિ. મહારાજાને શ્વભ્રમતીમંડળમાં વિશ્રાંતિ લેવા થોડો વખત રાખી હું ને સૂરીજી શકુન્તવિહારનાં દર્શન માટે ભૃગુકચ્છ જઇ આવીશું. અગર મહારાજાની તબિયતના કારણે ત્યાંથી આગળનો પ્રવાસક્રમ રદ પણ કરી શકીશું. એ તો જેવો વખત."

"ત્રિભુવનપાળને તૈયાર થવા ખબર આપી છે ને ?"

"એ તો બધી ગોઠવણ થઇ ચૂકી છે, મહારાજાને પણ રાતોરાત હું તૈયાર કરી દઇશ. એવા તૈયાર કરી દઇશ કે, પ્રાતઃકાળે છોભો પડેલો રાજચિંતાકારી પોંચા કરડશે પોંચા." વૃદ્ધ થવા આવેલાં પટરાણીનું શિથિલ મસ્તક ગર્વથી ઉંચું થયું.

બીજે દિવસે વહેલી સવારે રાજચિંતાકારી ચિંતાતુર જણાતા હતા. ગઇ કાલે પાછલે પ્રહરે ચાચીંગનું પટરાણીને મળવા આવવાનું કારણ તે શોધી રહ્યા હતા, પણ તેમને કંઇ બીજી બાતમી મળી ન હોવાથી તે ચોક્કસ રીતે કાંઇ અનુમાન કરી શકયા નહિ. કિશોરને તેમણે રાત્રે ફરી ફરી બે વાર બોલાવ્યો હતો, પણ કાંઇ તત્ત્વ હાથ લાગ્યું ન હતું. ચિંતાતુર બનેલા લૂણસાપા તકીયે અઢેલીને ગાદી પર

આડા થયા હતા, ત્યાં એક રાજભૃત્યે આવી તેમને 'મહારાજા તાકીદે બોલાવે છે' એવા સમાચાર આપ્યા.

"મહારાજા હાલ ક્યાં બિરાજ્યા છે?" લૂણુસાપાએ ભૃત્યને પૂછ્યું.

"પટરાણી માતાના અવાસમાં" ભૃત્યે ટૂંકો ઉત્તર આપ્યો.

"ત્યાં બીજું કોઇ છે?"

"મને ખબર નથી. હું બહારથી જ આજ્ઞા મળતાં આ તરફ આવ્યો છું."

ભૃત્યને વિદાય કરી લૂણુસાપા ઉતાવળે પોષાક પહેરવા લાગ્યા. તેમના મનમાં કંઇ કંઇ વિચારો આવી ચાલ્યા ગયા.

રાજગઢમાં પેસતાં જ લૂણુસાપાની આંખો ચમકી. પટરાણીના અવાસવાળા ભાગ તરફ માણસોની દોડધામ, તથા વાહનોની અને સ્વારોની ભીડ થઇ રહી હતી. અંદર જતાં જ લૂણુસાપાએ મહારાજા ભીમદેવને એક આસન પર પ્રવાસને ઉચિત પોષાક પહેરી બેઠેલા જોયા.

"લૂણુપ્રસાદ, હું લાટમંડળ તરફ આજે જાઉં છું. ત્યાંના શુક-વિહારની યાત્રા કરી થોડા દિવસમાં પાછો આવીશ. રાજભાર માટે તમે છો એટલે મને ચિંતા નથી." મહારાજાએ લૂણુસાપાને જોઇ તુરત જ સૂમલદેવીએ પઢાવેલા પાઠ ઉચ્ચારવા માંડયા.

લૂણુસાપા ચૂપ જ રહ્યો. તેનું માથું રોશ, અને પરાજયથી ધમધમી રહ્યું હતું, પણ તે ચતુર પુરૂષ મનોભાવ દાબી સ્થિર ઉભો રહ્યો.

"અને કહેવાનું ભૂલી ગયો. જયંતસિંહને મેં મારી સાથે જ લીધા છે."

"મહારાજ, જયંતસિંહને એક મહત્ત્વની કામગીરી સોંપવાની છે. તેમને લઇ જશો તો ભારે રાજકીય આપત્તિ આવી પડશે. તેમને પોતાની ટુકડી સાથે..."

લૂણુસાપાને બોલતા અટકાવી વચ્ચે જ મહારાજા બોલ્યા:

"ગમે તે કામ હોય. જયંતસિંહને તો મેં આગળ રવાના પણ કરી દીધા છે, તેમની કામગીરી બીજા ગમે તેને સોંપજો." આ

સાંભળી લવણપ્રસાદ સમજ્યો કે, રાજાને આ બધો પાઠ પઢાવનાર આ વખતે કોઇ અજબ ગુરૂ મળ્યો છે.

જયંતસિંહના જવાથી લૂણસાપા એકલા કાંઇ સાહસ કરી શકે તેમ ન હતા. તે પટ્ટણની પોતાની લાંબી કારકીર્દીમાં આજે પહેલી જ વાર સુમલદેવીથી પરાજિત થયા. "જયંતસિંહ પણ હાથથી ગયો." તે મનમાં વિચારી રહ્યા અને હવે રાજા સાથે વાદ કરવો નિષ્ફળ છે, એમ સમજી બોલ્યાઃ "જેવી મહારાજાની આજ્ઞા. પધારો. કાંઇ તૈયારી કરવાની હોય તો આજ્ઞા કરો."

"બધી તૈયારી કરી દીધી છે. મહત્વના સમાચાર મને પ્રવાસ દરમ્યાન મોકલતા રહેજો." એમ બોલી મહારાજા આસનપરથી ઉભા થયા ને અંદરના ખંડમાં ચાલ્યા ગયા.

મહારાજાના પ્રસ્થાન પછી ચાચીંગનો તપાસ કરાવતાં લૂણસાપાને માલમ પડયું કે, તે સોરઠ તરફ તેને પ્રથમ સોંપેલી કામગીરી માટે નીકળી ચૂકયો હતો. ત્યાંથી તે રાજાની સાથે જોડાઇ જશે, એવી શંકા લૂણસાપાને આવી. આથી તેમણે એક સવાર સાથે તેને તાબડતોબ પટ્ટણ પાછા ફરવાનું ફરમાન મોકલાવ્યું. પણ તેનો અમલ થતા પહેલાં તો ચતુર ચાચીંગ મહારાજાની આજ્ઞાથી મહારાજા ભીમદેવની મંડળી સાથે પ્રવાસમાં જોડાઇ ચૂકયો હતો. તે વાતની ખબર મહારાજા ભીમદેવ તરફથી જ રાજચિંતાકારીને ત્રણ ચાર દિવસમાં મળી ગઇ. રાજચિંતાકારીએ રોષ અને નિરાશાથી હાથ ધસ્યા. વિજયથી ટેવાઇ ગયેલા માણસને નાનો પરાજય પણ વસમો લાગે છે.

આ પ્રવાસમાં મહારાજાની સુખ સગવડ સાચવવાનો ભાર ત્રિભુવન સોલંકીને સોંપાયો હતો. તે ખડે પગે તૈયાર રહી મહારાજાની સેવા કરવા લાગ્યો. પટરાણી સૂમલદેવી તેના પર મહારાજાની સ્નેહ દષ્ટિ ઢળે તે માટે સતત મથી રહી હતી. ચૌલામાં મુગ્ધ બનેલા જયંતસિંહને તો આ બાબતની જરાય પરવા ન હતી. એટલે ચાચીંગ,

આનંદસૂરી તથા સૂમલદેવીની ત્રિપુટીએ નિર્બળ ભીમદેવને વશ કરી લઇ ત્રિભુવન માટે તેના મનમાં સારી લાગણી પ્રગટાવી.

પરિણામે ત્રિભુવનને રાજકાજની માહિતી લેવાની લિખિત આજ્ઞા મહારાજા ભીમદેવે આ પ્રવાસમાં જ કરી. આ આજ્ઞાની પાછળ ત્રિભુવનને યુવરાજ નીમવાની વણલખી આજ્ઞા આપોઆપ પ્રગટ થતી હતી.

ચાચીંગ અને આનંદસૂરી ભૃગુકચ્છ જઇ આવ્યા. અને ભીમદેવ તથા પટરાણી મહારાજાની તબિયત સ્વસ્થ ન હોવાથી શ્વભ્રમતી મંડળમાં જ થોડો વખત રહી પુનઃ પાટણ પધાર્યાં. સ્વાર્થની સિદ્ધિ થતાં પટરાણીને શકુન્તવિહાર સુધી જવાની જરૂર જ ક્યાં હતી?

---

## પ્રકરણ ૧૫ મું

## રાજચિંતાકારી પટ્ટણ છોડે છે

ત્રિભુવનપાળને રાજકાજની માહિતી લેવા બદલ મહારાજા ભીમસિંહે પ્રવાસ દરમ્યાન હુકમ કર્યો, તેના સમાચાર લુણસાપાને મહારાજા પટ્ટણ પાછા ફર્યા તે આગમચ મળી ચૂકયા હતા. આ સમાચાર જાણી રાણા લૂણસાપા મન સાથે બહુ ક્રુદ્ધ થયા. લુણસાપાની પટ્ટણમાં કેટલી અનિવાર્ય ઉપયોગિતા હતી, તેનું ભીમદેવને ભાન કરાવવા તેમણે મનમાંજ નિશ્ચય કરી લીધો. પોતાની ગેરહાજરીમાં સૂમલદેવી અને ચાચીંગ મહારાજાને કયી સ્થિતિએ પહોંચાડે છે, તેનું પ્રત્યક્ષ ભાન મહારાજાને કરાવવા લુણસાપાએ મન સાથે નક્કી કર્યું; અને તે યોગ્ય તકની રાહ જોતા બેઠા.

ત્રિભુવન પ્રવાસમાંથી મહારાજા તથા પટરાણીની સાથે પટ્ટણ પાછો ફર્યો અને જુદા જુદા ખાતાંનું કામ જોવા લાગ્યો. ન્યાય, સૈન્યવિભાગ, શીલ્પ સ્થાપત્ય અને મહેસુલ ખાતાનું કામ જોયા પછી રાજકીય કામકાજ જે ખૂદ લૂણસાપાને હસ્તક હતું તેની માહિતી લેવાની શરૂઆત થઇ. બીજા ખાતાઓમાં ચાચીંગની આજ્ઞાથી કાંઇ મુશ્કેલી પડી નહિ. પણ રાણા લુણસાપા પાસેથી માહિતી લેવાનું એટલું સહેલું ન જણાયું.

"આ આજ્ઞાપત્રોનો સંગ્રહ વાંચી જાઓ એટલે તમને પદ્ધતની ખબર પડશે." પહેલે જ દિવસે લૂણસાપાએ નીરસતાથી ત્રિભુવનને એક બીનમહત્વનું રાજાજ્ઞાઓનું તમાલજૂથ આપી કહ્યું.

તે વંચાવ્યા પછી વળી લૂણસાપાએ પ્રશ્ન કર્યો: "રાજાજ્ઞાઓની ઢબ અને શબ્દરચના તો સમજાઇને?"

"હા, પણ મને પ્રત્યક્ષ કામની માહિતી જોઇએ છે." સૂમલદેવી તથા ચાચીંગનો પઢાવેલો ત્રિભુવનપાળ બોલ્યો.

"ઉતાવળે આંબા ન પાકે, કુમાર! ધીમે ધીમે બધું થશે."

બીજે દિવસે વળી ગંભીરતાપૂર્વક રાજચિંતાકારીએ કહ્યું: "લ્યો ત્રિભુવનકુમાર, આ તમને પ્રત્યક્ષ કામ કરવાની તક આપીએ છીએ. આ માંડલના સોમેશ્વર શર્માને ૨૦ સાંતીની ભૂમિનું બક્ષિસપત્ર કરવાનું મહારાજાનું ફરમાન છે. તે માટે રાજાજ્ઞા તૈયાર કરો કે મહારાજાની મહોર કરાવી શકાય."

વળી થોડી વારે ફરીને લુણસાપા બોલ્યા: "કેમ ફાવશે ને કુમાર?" ન ફાવે તો બીજાને સોંપું. આ તો પ્રત્યક્ષ માહિતી લેવાનું તમે જણાવો છો એટલે આ કામ બતાવું છું. ભાષાની રચનામાં જરૂર પડે તો એ સોમેશ્વર જ મદદ આપશે. "સામે ઉભેલા સોમેશ્વર શર્માનો લૂણસાપાએ નિર્દેશ કર્યો."

ત્રિભુવનને પોતાની સ્થિતિ અપમાનજનક લાગી. તેને પરરાજ્યો સાથેના સાંધિવિગ્રહનાં કામો તથા તે ખાતાના અધિકારીઓના કામની ગુપ્ત માહિતી મેળવવાની ઇચ્છા હતી. તેને બદલે દાનપત્ર જેવાં મામૂલી કામ તેને બતાવવામાં આવે અને તે પણ "ફાવશે કે નહિ?" એમ બનાવીને સોંપવામાં આવે તે વિષમ લાગ્યું. પણ લુણસાપાને સ્પષ્ટ રીતે પોતાનો રોષ જણાવવાનું તેનું ગજું ન હતું.

"મને ગુપ્ત રાજકીય પ્રકરણોની માહિતી ક્યારે આપશો, ચિંતાકારીજી?" એક દિવસે અકળાયેલા ત્રિભુવને પૂછ્યું.

"મને તેવો હુકમ થયો નથી, કુમાર ગુપ્ત પ્રકરણો અને રાજમંત્રો ષટ્કરણી* ન બનાવી શકાય, તેથી હું લાચાર છું." ઘણા દિવસ ત્રિભુવનને અકળાવી છેવટે લુણસાપાએ રોકડું પરખાવી દીધું.

ચાચીંગ તથા સ્રમલદેવી લુણસાપાની આ વલણથી મનમાં ખીજાતાં હતાં. પણ લુણસાપાને રોષ થાય એ સ્વાભાવિક હતું એમ પણ તે સમજતાં હતાં. વળી એ સત્તાશાળી મુત્સદ્દીને પ્રસન્ન રાખ્યા વગર, અને મનેકમને પણ તેની સંમતિ મેળવ્યા વગર ત્રિભુવનને

* છ કાને ન પુગાડી શકાય.

રાજપ્રાપ્તિ થવી અશક્ય હતી, એ વાત પણ તેઓ સમજતાં હતાં. આથી લૂણસાપા સાથે મીઠાશ રાખી તેને પ્રસન્ન રાખ્યા વગર છુટકો ન હતો.

લૂણસાપાને પ્રસન્ન રાખવા શૈવમત પ્રત્યે મમતા દાખવવી એવી નીતિ ચાચીંગે સૂચવી. જયંતસિંહને પણ એ નીતિ પટરાણી પ્રત્યે વધુ પ્રસન્ન રાખી શકે તેમ હતી. વેદગર્ભરાશિને પણ પ્રસન્ન રાખવાની જરૂર હતી. એ ધર્માચાર્ય રાજખટપટમાં બહુ પડતા નહિ. છતાં તેમની પ્રતિષ્ઠા પટ્ટણના દરબારમાં ભારે હતી. લૂણસાપા તો તેમની આજ્ઞા કદીએ ઉથાપતો નહિ. મહારાજા ભીમદેવને પણ તે પ્રસંગ આવતાં નિષેધ વાક્ય ફરમાવતા ને તે માન્ય પણ થતું. શૈવમતને માટે માન તથા લાગણી બતાવવાથી એ ધર્માચાર્યને પણ પ્રસન્ન રાખી શકાય તેમ હતું. વળી સૂમલદેવી પણ અણહીલપુરના અંતઃપુરમાં આવ્યા પછી જ જિનધર્મ પ્રત્યે વળ્યાં હતાં. એટલે શૈવમત પ્રત્યે મમતા દાખવવાનું કાર્ય તેમને માટે અસ્વાભાવિક લેખાય તેમ નહતું, અને ધર્મને પોતાના ઇષ્ટ હેતુની સિદ્ધિના સાધન તરીકે વાપરતો માણસ ભાગ્યે જ સિદ્ધાંતના બંધનને માને છે.

પટરાણી વખતો વખત રાણા લૂણસાપાની સલાહ નાની નાની બાબતોમાં પણ લેવા લાગ્યાં. તથા પોતાનાં અંગત કામકાજ પણ વારંવાર તેમને સોંપી તેમના તરફ પોતાને પૂરતું માન તથા વિશ્વાસ છે, એમ દર્શાવવા પ્રયાસ કરવા લાગ્યાં.

"રાણાજી, જિનધર્મને તો મેં બહુ સહાય આજ સુધી કરી છે. હવે આ ઉત્તર વયમાં મારા પિતૃકુળના મહાધર્મને પણ યોગ્ય સહાય કરવા મારી ઇચ્છા છે." રેશમી ચકને આડે બેસી પટરાણી બોલ્યાં.

લૂણસાપા મહારાણીઓ સાથે છેલ્લા દશ વર્ષથી છુટથી વાતચીત કરી શકતા. ઘણી બાબતોમાં તો રાણીઓના અંગત કારભારીઓને લૂણસાપાની મહેરબાની મેળવવા મથવું પડે એટલી સત્તા રણવાસમાં પણ લૂણસાપાની હતી. આમ છતાં પટરાણી મર્યાદાની ખાતર ચક આડો રાખી લૂણસાપા જોડે વાતચીત કરતાં.

પટરાણીને એકાએક શૈવમત પ્રત્યે કયા કારણે લાગણી થઇ આવી હતી તે લૂણસાપા મનમાં સમજતો હતો. છતાં એ તકનો લાભ લઇ શૈવમતને રાણી દ્વારા મળતું ઉત્તેજન ઝડપી લેવાની તેની ઇચ્છા હતી. આથી તે મીઠાશથી બોલ્યા; "રાણીમાતાની ઇચ્છા પ્રશંસાપાત્ર છે."

"તો મને સલાહ આપો કે, મારે શું કહેવું? હું સારા અને પાત્ર શૈવમતના આચાર્યને બે ત્રણ ગામ આપવા ઇચ્છું છું. એક બે શિવાલયો પણ બંધાવી, ગિરિજાપતિની કૃપા આ શેષવયમાં પ્રાપ્ત કરવા ઇચ્છું છું."

"આપનો વિચાર સ્તુત્ય છે, તે કાર્યમાં મારે શું કરવાનું છે તે આજ્ઞા કરો." લૂણસાપા બોલ્યા.

"કયાં ગામ આપવાં અને તે કોને તે મને સમજ પાડશો?"

"રાણીમાતા ક્યાં નથી જાણતાં? દાન પાત્રને જ આપવું જોઇએ. વળી તે દાન એવું હોવું જોઇએ કે, તે ગ્રહણ કરનારને સારામાં સારી રીતે ઉપયોગી થઇ શકે."

"વેદગર્ભરાશિને ગામો અર્પણ કરીએ તો કેમ?" લૂણસાપા પોતે થઇને જલદી વેદગર્ભરાશિનું નામ આગળ નહિ લાવે એમ જાણી રાણીએ પોતે જ સૂચના કરી.

"અત્યુત્તમ રાણીમાતા, એમના જેવા પાત્ર આચાર્ય અત્યારે તો બીજો કોઇ જાણ્યામાં નથી." લૂણસાપાએ કહ્યું.

પટરાણીએ આ કાર્યનો બધો ભાર લૂણસાપાને જ સોંપ્યો.

જયંતસિંહને પણ આ વાત જણાવી રાણીએ તેને પણ ખુશ કર્યો. "રાણીમાતા શૈવમતને અને જિનધર્મને સમાન ગણે એથી મને અતિ આનંદ થાય છે." જયંતસિંહે પોતાની પ્રસન્નતા દર્શાવી.

લૂણસાપાની કરેલી ગોઠવણ મુજબ મંડળના મૂળેશ્વર મહાદેવના સ્થાનપતિ વેદગર્ભરાશિને ભોજુયા તથા સલખણપુર ગામો બક્ષિસ થયાં તેનાં તામ્રપત્રોપર महाराज्ञी श्रीसूमलदेव्याः એમ પટરાણીની સહી કરાવવામાં આવી. તથા રાણીની ઇચ્છા મુજબ સૂમલેશ્વર મહાદેવની

સ્થાપના કરી તેના ખર્ચ માટે પણ રાજસિયાણી નામે વર્દ્ધિપથકમાં આવેલું ગામ બક્ષિસ કરવામાં આવ્યું.

આમ સ્રમલદેવીની ખુશામતને લીધે લૂણસાપા ત્રિભુવન પ્રત્યેનો રોષ મનમાં જ દબાવી બેઠા હતા. તેવામાં જ ત્રિભુવને લૂણસાપા સાથે ઝઘડો કર્યો.

"રાણાજી, હવે તો કૃપા કરી મને ગુપ્ત રાજપ્રકરણી કામોની માહિતી આપો તો ઠીક."

"મને તેવી આજ્ઞા થઇ નથી." લૂણસાપાએ ત્રિભુવનને દોરપૂર્વક જવાબ આપ્યો.

"તો જુઓ, આ મહારાજાની આજ્ઞા" કહી ત્રિભુવને તમાલપત્ર પર લખેલું એક આજ્ઞાપત્ર આગળ ધર્યું. એ વખતે રાજાજ્ઞાઓ તમાલપત્રો પર પ્રથમ લખવામાં આવતી અને તેની સનંદો તામ્રપત્રો કે બીજી કોઇ ધાતુ પર કોતરી તૈયાર કરવામાં આવતી.

ત્રિભુવન પાસે ખરેખરૂં ભીમદેવની સહીવાળું આજ્ઞાપત્ર જોઇ રાણો બળી ઉઠયો. 'ચાંચડને આંખો આવી' તે મનમાં બબડયો. પછી તેણે ત્રિભુવનને કહ્યું: "હું એ આજ્ઞા નથી માનતો અત્યારે. એનો અમલ થતા પહેલાં હું રાજચિંતાકારી મટી ગયો હોઇશ."

"પણ એનું કારણ શું?" ધીમા સ્વરે ત્રિભુવને પૂછ્યું.

"કારણ માગવાનો તમને હક્ક નથી, કુમાર તમે આજે પધારો. હું સાંજે મહારાજાને મળીશ તે પછી કાલે વાત." રોષ દાબી લૂણસાપાએ વિનયભર્યો જવાબ વાળ્યો.

એ સાંજે મહારાજાને લૂણસાપા વચ્ચે જરા ઘર્ષણ થયું. ઘર્ષણને અંતે નિર્બળમનના વૃદ્ધ રાજાએ લૂણસાપા સમક્ષ કબૂલ કર્યું કે, ત્રિભુવન માટે પોતે કરેલી આજ્ઞા એ એક ગંભીર ભૂલ હતી. તે જ વખતે તે આજ્ઞાનો અમલ ન કરવાનું ફરમાન તૈયાર થયું ને તેના પર ભીમદેવની મહોર થઇ. તેજ આજ્ઞાપત્રમાં 'ત્રિભુવને લૂણસાપાના

કોઈ પણ કાર્યમાં માથું મારી રાજચિંતાકારીના મહત્ત્વને હાનિ ન પહોચાડવી' એવી આજ્ઞા થઈ.

આ રીતે ત્રિભુવનને મ્હાત કરી લૂણસાપાએ મહારાજા ભીમદેવને પણ પોતાનું મહત્ત્વ પટ્ટણમાં કેવું હતું, તે પ્રત્યક્ષ દર્શાવવા વિચાર કર્યો. લૂણસાપાએ કિશોરસિંહને આખા પટ્ટણ પર આંખ રાખી પોતાને વખતસર સમાચાર પહોંચાડવા સમજ આપી. ખાનગી કારભારીને તથા પોતાના વિશ્વાસુ નાગર મદદનીશને પણ યોગ્ય સૂચનાઓ તેણે આપી દીધી. તે પછી પોતાની તબિયત સુધારવાના સબબથી ધોળકા જઈ આરામ લેવા રાજાચંતાકારીએ ભીમદેવને મળી છ માસની રજા લીધી. મહારાજાએ કચવાતે મને નાઇલાજે લૂણસાપાની માગણી સ્વીકારી.

"પહેલી તબિયત સુધરશે તો છ માસ પહેલાં આવી મારૂં પદ સંભાળી લઇશ." ધોળકા જવા નીકળતી વખતે લૂણસાપાએ મહારાજાને વિનયથી કહ્યું. તે વિદાય થયા.

---

## પ્રકરણ ૧૬ મું

### જયંતસિંહની જાળ

રાજચિંતાકારીએ પટ્ટણ છોડયું તે માત્ર દેખાવ પૂરતું જ હતું. તેની આંખ તો પટ્ટણ ઉપર જ હતી. વળી પોતાના હસ્તકનો કારભાર બીજાને હાથ ન પડે તેની પણ તેણે ચોક્કસ ગોઠવણ કરી હતી. પોતાના વિશ્વાસુ માણસોને તેણે જાગૃત કરી દીધા હતા. અને જરૂર પડયે પળના પણ વિલંબ વગર અણહીલપુર પહોંચી જવાની તેણે તૈયારી રાખી હતી. પટ્ટણમાં પોતે હાજર હોય ને કરી શકે, તે બધું જ પટ્ટણની બહારથી પણ પોતે કરી શકે તેવી ગોઠવણ કરી રાખી હતી.

સૂમલદેવી રાજચિંતાકારીના જવાથી ખુશ થયાં, પણ ચાચીંગ એટલો બધો ખુશ ન થયો. રાજચિંતાકારી કયે વખતે કેવો દાવ નાંખશે તેની કલ્પના કરવી અશકય હતી, એ ચાચીંગ જાણતો હતો. રાજચિંતાકારીના જવાથી ખુશ થયેલા ત્રિભુવને રાજચિંતાકારીના મદદનીશને પોતાને વશ કરવા પ્રયાસ કર્યો, પણ તેમાં તે નિષ્ફળ ગયો. આથી તે મંડળેશ્વર જયંતસિંહને મળી વારંવાર રાજચિંતાકારીની નિંદા કરવા લાગ્યો. જયંતસિંહ ઉપર ઉપરથી તેને ઉત્તેજન આપતો હતો, પણ તેના અંતરમાં જૂદો જ વિચાર હતો.

ધોળકા જતા પહેલાં લવણપ્રસાદે જયંતસિંહના કાનમાં ફૂંક મારી દીધી હતી. તેણે જયંતસિંહને કહેલું: "આ રાજાને સીધો કરવાનું હું ત્હને સોંપી જાઉં છું. તેને કેદ કરીને, કે બીજી ગમે તે રીતે સતાવીને સ્થાનચ્યૂત કરીશ, તો પણ હું વચ્ચે પડવાનો નથી. માત્ર એના શરીરની સલામતી ન જોખમાય તે જોઇને કામ કરજે."

જયંતસિંહ લવણપ્રસાદથી દબાતો હતો તે અગાઉ જણાવવામાં આવ્યું છે. એટલે જયંતસિંહે લવણપ્રસાદની વાત સ્વીકારી અને તેનો પ્રસંગ આવતાં પોતે અમલ કરશે, તેમ પણ જણાવ્યું હતું. આથી

જયંતસિંહ ત્રિભુવન તથા સૂમલદેવીની હકીકત સાંભળતો હતો, પણ લવણપ્રસાદની સૂચના તે વિસરી ગયો નહતો.

લવણપ્રસાદ વિહોણા પટ્ટણમાં સત્તા જમાવવી એ જયંતસિંહને રમત વાત જણાવા લાગી. તેની સામે તે વખતે માથું ઉચકનાર કોઇ ન હતું. ઉલટા ચાચીંગ ને સૂમલદેવી તો તેને સહાય કરે તેમ હતું, આવો વિચાર કરી રહેલા જયંતસિંહના અંતરમાં સત્તાનો મોહ જાગ્યો. અણહીલપુરના મહારાજાને આસને પોતે બેસી શકે તેમ હતું, એ પણ તેને ખ્યાલ આવ્યો. ત્રિભુવનને નામે સૂમલદેવી તથા ચાચીંગની મદદ મેળવી ભીમદેવને કેદ કરી પોતે મહારાજા બની પછી ત્રિભુવનને પણ તે ઠેકાણે કરી શકે તેમ હતું. આ ખ્યાલ જયંતસિંહના મનમાં પ્રવેશ કરી તેની રાજભક્તિને ડગાવી રહ્યો. રાજલક્ષ્મીની ત્રિભુવન મોહકરૂપ છટાથી યોગીઓ પણ ડગી જાય તો જયંતસિંહનું શું ગજું ? જેમ જેમ દિવસો ગયા તેમ તેમ જયંતસિંહનો નિશ્ચય મજબૂત બનતો ગયો. વળી પટરાણી તથા ત્રિભુવન તેની ખુશામત કરી રહ્યાં હતાં, એટલે પ્રારંભનું મહારાજાને કેદ કરવાનું કામ તેને અતિ સુગમ જણાવા લાગ્યું.

જયંતસિંહે ત્રિભુવનને સમજાવ્યું કે, મહારાજાને કેદ કરી આપણે તેમની સત્તા છીનવી લઇએ, તો તે નાઇલાજે તમને રાજ સોંપશે. અને આવી તક ફરી ફરી નહિ આવે. સરળ ત્રિભુવન આ યોજના જાણી ખુશ થયો. તેણે ચાચીંગ તથા સૂમલદેવીને પણ આ વાત જણાવી. ચાચીંગને આ યોજના ન ગમી. તો પણ જયંતસિંહના રાજલોભની ગંધ તેને આવી ન હતી.

"ત્રિભુવન, મહારાજ માટે આવો ખ્યાલ કરતાં તું શરમાતો નથી ?" સૂમલદેવીએ ત્રિભુવનને ધમકાવ્યો.

"પણ બા, તમે પૂરી વાત સમજ્યાં નથી." ત્રિભુવન પટરાણી તેની માસી થતાં હોઇ તેમને બા કહી સંબોધતો હતો.

"જા, જા બેવકૂફ. તું તો કાલ મને પણ કેદ કરવાની વાત કરીશ. મહારાજાને રીઝવીને જે કરવું હોય તે કરી લ્યે. આટલી ઉમ્મરે એમને દુઃખ દેવાની વાત કરતો નહિ."

"બા, મહારાજા હાલ પણ કેદ નથી? લૂણુસાપાની કેદને બદલે તે આપણી કેદમાં આવે તે શું ખોટું?" ત્રિભુવને લૂણુસાપાનું નામ વચ્ચે લાવી પટરાણી પર અજબ અસર કરી.

"લૂણુસાપાને મહારાજાના શરીરની સલામતી માટે કેટલી કાળજી છે તે તું જાણે છે?"

"તેથી વધારે આપણને છે. મહારાજા મારા પિતા છે, તેમને શું હું જ દૂભવીશ? મારામાં આટલો અવિશ્વાસ, બા?" ત્રિભુવન જરા નમ્ર બન્યો.

પટરાણી જરા વિચારમાં પડી. 'રાજાને સલામત રીતે નજરકેદ કરી પોતાનું ધાર્યું કરાવી લેવામાં શી હરકત હતી? આવો ઘાટ ફરી ક્યારે મળવાનો પણ હતો? અને પોતાની સંમતિ વગર જયંતસિંહ કે ત્રિભુવન કોઇયે શું કરવાના છે?' આમ વિચારતી રાણી ત્રિભુવન તથા જયંતસિંહના રાજલોભને જરા પણ મનમાં સ્થાન આપી શકી નહિ.

"ખોટું ન લગાડીશ, કુમાર, પણ મહારાજાને જરાયે દુઃખી કરવાનું મને ગમતું નથી." રાણીએ કહ્યું.

"મારા મનમાં પણ એ જ વાત છે. મહારાજાને બરોબર સાચવીને એમનું મન ફેરવી લેવાનું આપણે કામ છે. તે માટે ઉપરછલ્લું દબાણ તો લાવવું જ પડે. બાકી મહારાજાની ખાતર તો હું મારો પ્રાણ પાથરવા તૈયાર છું, બા."

"ઠીક, જયંતસિંહદેવને પણ આ વાત સમજાવવી જોઇશે."

"તે હું સમજાવીશ. આ વાતની લૂણુસાપાના માણસોને ખબર પડશે તો બધું વ્યર્થ જશે, માટે હકીકત બહુ ગુપ્ત રાખવાની છે." ત્રિભુવન સંતોષ પામી બોલ્યો.

ચાચીંગે આ બાબતમાં ઉદાસીનતા બતાવી, છતાં સ્રીમતથી દોરાતી સૂમલદેવીએ મહારાજાને થોડીવાર સ્થાનચ્યુત થવા દેવાનું કબૂલ્યું, ને નજરકેદ કર્યા કરવા તે પણ નક્કી થયું. સૂમલદેવી આટલી હદે જોખમ ખેડવા તૈયાર થઇ તેમાં તેનો ત્રિભુવન પ્રત્યેનો વાત્સલ્યભાવ જ કારણભૂત હતો.

લૂણસાપાના મદદનીશને કિશોરસિંહે આ ગુપ્ત સમાચાર જણાવ્યા ને તે ચમકી ઉઠયો. "ગમે તે રીતે મહારાજાની સલામતી સચવાય તે જોવાની રાણાજીની આજ્ઞા છે." તે બોલ્યો.

"તો આપણે તજવીજ કરી લઇએ. મહારાણી લીલાદેવીના અવાસમાંથી જ મહારાજાને રાતોરાત પકડી લેવાના છે ને લીલાદેવીને પણ સાથે પકડવાનાં છે." કિશોરે વધુ સ્પષ્ટ હકીકત જણાવી.

મદદનીશનો ભાઇ લીલાદેવીનો ખાનગી મંત્રી હતો. તેને આ બાબત ચેતવણી આપવામાં આવી. લીલાદેવીને આ બાતમી મળતાં તે ગભરાઇ ઉઠી. પોતાના કરતાં વધુ ચિંતા તેને મહારાજાની થવા લાગી.

"કારભારીજી, ગમે તેમ કરીને મહારાજાને બચાવો. અરેરે, અત્યારે લૂણસાપા રાણા હોત તો કેવું સારૂં!" લીલાદેવી કરૂણતાથી બોલી.

"તેઓ હોત તો આવો પ્રસંગ જ ન આવત. મેં સાંભળ્યું છે કે, તે મહારાજાથી નારાજ થવાને કારણે જ ધોળકા ચાલ્યા ગયા છે." કારભારીએ કહ્યું.

"ત્યારે હવે શું કરીશું? મહારાજાને લઇ ગુપ્ત રીતે મારે પિયર ચાલ્યાં જઇએ." પતિભક્ત લીલાદેવીએ પોતાને જણાતો એક માત્ર ઉપાય જણાવ્યો.

"તેમ બનવું મુશ્કેલ છે. તેવો પ્રયાસ કરશો તો મહારાજાને પકડવા જે સમય નક્કી થયો છે, તેની પહેલાં તેઓ પકડી લેશે."

"તો તમને શું કરવું ઠીક લાગે છે?"

"રાણા લૂણસાપા જ તમારી ચિંતા જતી વખતે મારા લઘુ બંધુને સોંપતા ગયા છે તે બધુંય ઠીક કરશે; તમને, કે મહારાજાને આંચ આવવા દેશે નહિ, પણ આ વાત કોઇને પણ કહેશો નહિ."

"લૂણુસાપા અમર રહે. કેવા રાજભક્ત મહાપુરૂષ છે!" રાણીની આંખમાં આંસુ આવ્યાં. લૂણુસાપાનો પ્રશંસક કારભારી ખુશ થયો.

"મહારાજાને ક્યાં એમની વફાદારીની કિંમત છે, રાણીઆ?" કારભારીએ ધીમેથી કહ્યું, અને પછી રાણીને આશ્વાસન આપી પોતે બધી ગોઠવણ કરી સાંજ પહેલાં આવી પહોંચશે, એમ કહી કારભારી ચાલ્યો ગયો. જતાં જતાં તેણે કિંમતી જરજવાહીર કોઈને વહેમ ન પડે તે રીતે એકઠું કરી લેવાની સૂચના રાણીને કરી દીધી.

લૂણુસાપાના મદદનીશે અસાધારણ ઝડપે પોતાનાં વિશ્વાસુ માણસોને કામે લગાડી દીધાં. સંજોગવશાત્ તે સમયે વેદગર્ભરાશિનો શિષ્ય યોગરાશિ પટ્ટણમાં હતો. તેને સમાચાર સાથે વેદગર્ભરાશિ તરફ તાબડતોબ રવાના કરવામાં આવ્યો. ગુપ્ત રીતે વાહનો, માણુસો તથા સંદેશાઓ પહોંચાડવાની ગોઠવણુ થઈ ગઈ. જયંતસિંહના પક્ષને જરા સરખી ગંધ ન આવે તેવી દક્ષતાથી આ કામ થઈ ગયું. ધોળકામાં લૂણસાપાને પણુ ત્વરિત વેગે સમાચાર મળી ગયા. તેમણે પણુ વિશેષ સૂચનાઓ ગુપ્ત દૂતો દ્વારા પટ્ટણુ પાઠવી દીધી.

મધરાતે મહારાજા ભીમદેવને પકડી અજાણ્યા સ્થળે લઈ જવાની યોજના જયંતસિંહે ઘડી હતી. સાંજના સમયથી જ બે માણુસો લીલાદેવીના અવાસનાં દ્વાર પર ગોઠવાઈ ગયા હતા. મહારાણી લીલાદેવીએ રાત્રે મહારાજાને ગુપ્ત રીતે બધી વાત કહી સચેત કરી દીધા. તે પહેલાં કારભારીએ રાણીને બધી વાત સમજાવી દીધી હતી.

ભોજન પછી તુરત જ મહારાજા, લીલારાણી અને એક વિશ્વાસુ દાસી ચંદ્રશાળાની પડખેના વિશાળ ઓરડામાં વાતચીત કરતાં બેઠાં હતાં. તે વખતે સામેની દીવાલમાં કંઈક અવાજ થયો. "સલામત, સલામત, સલામત!" એમ લીલાદેવીએ ઉભા થઈ ત્રણુ અવાજ કર્યા અને તેજ વખતે ભીંતમાંથી એક મોટો પથ્થર ખસેડી કોઈકનું માથું ડોકાયું. તે રાણીનો કારભારી પોતે હતો.

"ચાલો, વખત જાય છે." તેણે ધીમેથી કહ્યું.

પળનો પણ વિલંબ કર્યા સિવાય એ ભીંતમાંની સુરંગ દ્વારા રાજા, રાણી તથા દાસી ત્રણે અલોપ થઇ ગયાં. જતાં જતાં દાસીએ ઓરડાની સાંકળ અંદરથી બંધ કરી દીધી, અને એક નાની પોટકી લઇ તે રાણીની પાછળ સુરંગમાં ઉતરી. સુરંગમાં રહીને નીચેથી કારભારીની સૂચના મળ્યા મુજબ દાસીએ સુરંગનું મોં બંધ કરી દીધું, અને બુકાની બાંધી હાથમાં સળગતી મસાલ લઇ સૌની આગળ ચાલતા કિશોરસિંહની પાછળ બધાં સુરંગમાં માર્ગ કાપવા લાગ્યાં.

---

# પ્રકરણ ૧૭ મું

## ચૌલાને મળેલું વરદાન

**સુરંગનાં પગથીઆં** ઉતરી રહ્યા પછી, મસાલના પ્રકાશને આધારે રાજારાણીની મંડળી ભોંયરામાં જ આગળ વધવા લાગી. કયી દિશામાં જતાં હતાં તેનું ભાન રાજા, રાણી કે દાસીને ન હતું.

"મહારાજા, આપણે શહેર બહાર રત્નેશ્વરમાં આ સુરંગ દ્વારા નીકળીશું." કારભારીએ ધીમેથી કહ્યું.

"ત્યારે તો દરવાજો વટાવવાની ભાંજગડ નાહ પડે."

"ના, મહારાજ. દરવાજા લગભગ તો આપણે આવી ચૂકયાં છીએ." મસાલવાળો કિશોરસિંહ જે આ ગુપ્ત માર્ગનો ભોમિયો હતો તે બોલ્યો.

"ત્યાંથી કયી તરફ જવાનું નક્કી કર્યું છે?" વૃદ્ધ રાજાએ પૂછયું. તેને થાક લાગ્યો હતો. પણ તે વખતે ચાલ્યા સિવાય બીજો માર્ગ ન હતો.

"ત્યાં રાજચિંતાકારીજીના મદદનીશને મળ્યા પછી, આપની આજ્ઞા મુજબ ગોઠવણ થશે." લીલાદેવીના કારભારીએ કહ્યું. ને સૌ મૂંગાં મૂંગાં ચાલવા લાગ્યાં. રાણી ભય, ગભરાટ અને ભોંયરાની ગૂંગળામણથી લેવાઈ ગઇ હતી. તે પણ આજે જીવનમાં પહેલીજ વાર પગે ચાલી રહી હતી અને તે પણ આવા કપરા અંધારા સુરંગના માર્ગે.

આ સુરંગનાં બે દ્વાર રત્નેશ્વર મહાદેવમાં નીકળતાં હતાં. એક દ્વાર રત્નેશ્વરના શિવલિંગની સામેના ગોખલામાં કરામતથી ગોઠવેલો પત્થર ખસેડવાથી ઉઘડતું હતું, પણ તે દ્વાર બહુ સાંકડું હોવાથી રાજારાણીને બહાર નીકળતાં અડચણ પડે તેમ હતું. બીજું દ્વાર રત્નેશ્વરના પ્રખ્યાત ભોંયરામાં પડતું હતું. તે દ્વાર ખોલી ભોંયરામાં મહારાજા ભીમદેવની રાહ જોતો રાજચિંતાકારીનો મદદનીશ બેઠો હતો. રાજા તથા રાણી માટે વાહનો તથા રક્ષકો અગાઉથી તૈયાર રાખ્યાં હતાં. વેશપલટો કરવા માટે રાજા તથા રાણી માટે વૈશ્ય વર્ગના પોષાક

પણ હાજર રાખ્યા હતા. મહારાજા ભીમદેવે વેદગર્ભરાશિના આશ્રમમાં ગુપ્ત રીતે જઇ રહેવાનું કબૂલ કર્યું, અને ત્યાં તે માટે બધી ગોઠવણ કરવા અગાઉથી યોગરાશિને મોકલવામાં પણ આવ્યો હતો. બધી તૈયારી બાદ વૈશ્યવેશ ધારણ કરેલાં રાજારાણી અણહીલપુર પટ્ટણને ઉંઘતું મૂકી રવાના થયાં અને મધરાત સુધીમાં તો બહુ દૂર નીકળી ગયાં.

મહારાજા ભીમદેવ સલામત રીતે વેદગર્ભરાશિને આશ્રમે પહોંચી ગયા બાદ રાજચિંતાકારીના માણસો તેમનાથી છુટા પડી ગયા. રાજચિંતાકારીની ગુપ્ત સૂચના પ્રમાણે તેના મદદનીશે જાણે રાજા વિષે પોતે કંઇ જાણતો ન હોય તેમ વર્તવા માંડ્યું.

જયંતસિંહે ભીમદેવને નાસી ગયેલો જાણી "ભલે ભાગી ગયો. એ શું કરી શકવાનો છે!" એમ વિચારી મન વાળ્યું, અને ખરેખરી રીતે વૃદ્ધ ભીમદેવ લવણપ્રસાદની સહાય વગર કાંઇ પણ કરી શકે તેમ ન હતું. વૃદ્ધ રાજાને પોતાનું નિજ બળ કોઇપણ રીતનું ન હતું, એટલે જયંતસિંહને તેનો બહુ ડર રહ્યો નહિ.

વેદગર્ભરાશિના આશ્રમે રાજારાણી ગુપ્ત રીતે રહ્યાં છે, એવી ઉડતી વાત જયંતસિંહના જાણવામાં તો આવી, પણ તે ત્યાંથી રાજાને પકડવાની હિંમત કરી શકે તેમ ન હતું. જે વેદગર્ભરાશિજી સમક્ષ લૂણસાપા જેવા હાથ જોડી બેસતા, તેમની સમક્ષ જતાં પણ અપરાધી જયંતસિંહદેવ શરમાતો હતો. એવી સ્થિતિમાં તે રાજાની તપાસ કરવા ત્યાં માણસો મોકલે, એ અસંભવિત હતું. ઉલટા મહારાજા વેદગર્ભરાશિના આશ્રમે ગયાનું જાણીને તો તે જરા ભય પામ્યો. એ ધર્માચાર્ય લવણપ્રસાદને ગમે તે સમયે પોતાની સામે ગોઠવી શકે તેમ હતું. વેદગર્ભરાશિના નામથી ચાચીંગ તથા સમલદેવી સુદ્ધાંત અંતરમાં ડરતાં. જયંતસિંહને એક બે વાર તો વેદગર્ભરાશિ પાસે જઇ તેમની તથા મહારાજાની માફી માગી લેવા મન થયું, પણ તે શરમ અને સંકોચના લીધે તેનો અમલ કરી શકયો નહિ. તેમાં ગુર્જર રાજલક્ષ્મીના ઉપભોગની તેના અંતરમાં જાગેલી છુપી લાલચ પણ કારણભૂત હશે.

જયંતસિંહે ભીમદેવ છે જ નહિ એમ ધારી રાજસત્તા પોતાને હાથ કરવા માંડી. ચાચીંગ પણ વખત વિચારી ચૂપ રહ્યો. ત્રિભુવનને ચાચીંગે ચેતવી દીધો કે, જો જીવવું હોય તો જયંતસિંહદેવના ઓછાયે પણ ઉભો રહેતો નહિ. સુમલદેવીને પણ મહારાજાને સ્થાનચ્યૂત કરાવવામાં થયેલી પોતાની ભૂલ સમજાઇ ગઇ.

"મંત્રીજી, મારા નામથી પત્ર લખી લૂણસાપાને બોલાવો, નાહ તો જયંતસિંહ શું નું શું કરી નાંખશે; કદાચ મહારાજાને પણ ઇજા કરશે." ભયગ્રસ્ત રાણીએ ચાચીંગને કહ્યું.

"એમ કરવાનો કાંઇ અર્થ નથી. તમારા પત્રથી લૂણસાપા નહિ આવે. મહારાજા તેને બોલાવી માફી માગશે ત્યારે જ તે આવશે. માટે શાંત રહો. વેદગર્ભરાશિને આશ્રયે રહેલા મહારાજાનો જયંતસિંહ તો શું, પણ દેવેશ ઇંદ્ર પણ વાંકો વાળ કરી શકશે નહિ. ભૂલ કરી છે, તેનું પરિણામ ભોગવવું જ પડશે." ચાચીંગે સલાહ આપી.

"પણ આ ત્રિભુવનની ચિંતા ઓછી નથી મને. જયંતસિંહ તો રાજલોભી નીકળ્યો." રાણી ખેદથી બોલી.

"ત્રિભુવનને માટે તો અત્યારે જયંતદેવની નજરે પડવું પણ ભયજનક છે. માટે તેને તમારી સેવામાં જ રોકી રાખો. અને જયંતસિંહને તો તમારી ચૌલા કંઇક નિયમનમાં રાખી શકશે."

"ચૌલાની મને ખાત્રી નથી. વખતે તે જયંતદેવની રાણી બનવાનાં સ્વપ્ન સેવતી હોય તો? એથી તો હું તેને જયંતસિંહદેવ પાસે બહુ મોકલતી પણ નથી. વખતે હથિયાર હાથથી પણ જાય એવી ભીતિ છે."

ચાચીંગ ધીમે હસ્યો: "ચૌલાને હાથ રાખો, છતાં એને નારાજ કરવાની ભૂલ ન કરશો."

"તે ખરૂં છે." વિચારવશ રાણી બોલી. થોડી વારે તે ફરી બોલી: "હું મહારાજાને મળવા જાઉં તો કેમ? આ પ્રશ્નનો જલદી ઉકેલ એ રીતે લાવી શકાશે."

"ના, ના. આ પ્રશ્નનો ઉકેલ હવે લૂણસાપા સિવાય બીજા કોઇથી લાવી શકાવાનો નથી. અને લૂણસાપાને વેદગર્ભરાશિ જ

સમજાવશે. એ મુત્સદ્દી બીજાને વશ વર્તે તેવો નથી. અને તમને તો વેદગર્ભરાશિ હાલ મહારાજાની મુલાકાત થવા દે એ જ અસંભવિત છે. માટે હાલ નિરર્થક વક્કર ગુમાવવાની જરૂર નથી.'' ચાચીંગે કહ્યું.

જયંતસિંહના કામમાં કોઇની તરફથી બાધા આવતી ન હતી. તેણે પોતાને મહારાજા કહેવડાવવા વિચાર કર્યો; પણ ભીમદેવની હયાતીમાં તેમ કરતાં તેને લૂણસાપા અને વેદગર્ભરાશિની બીક લાગી. મોડીવહેલી લૂણસાપાના દબાણથી રાજસત્તા તેના ખરા હક્કદારને સોંપવી તો પડશે જ, એમ તેની રહીસહી વિવેકબુદ્ધિ તેને ચેતાવી રહી હતી. આથી તેણે *अभिनव सिद्धराज श्रीमज्जयंतदेव નું બિરદ ધારણ કરી રાજકારભાર ચલાવવા માંડયો. લૂણસાપાના માનીતા માણસો પણ તેને દેખીતી રીતે સરળતાથી સહકાર આપવા લાગ્યા.

નિરંકુશ જયંતસિંહને જાણે રિદ્ધિસિદ્ધિના સાગર જેવી અણુહીલપુરનગરી મોહક લાગવા માંડી. એનાં ચૌટાં, ચોક, એની અટારીઓ ને હવેલીઓ, એના દેવપ્રસાદો ને જિનમંદિરો, એના રાજસેવકો, મંત્રીઓ અને દાસદાસીઓ, અરે પટરાણી સુદ્ધાંત જાણે એને વશ વર્તતાં હતાં. મહારાજા સિદ્ધદેવ અને કુમારપાલના પટ્ટણનો જાણે એ પણ એમના જ જેવો એક મહારાજા બન્યો હતો, એ ભાનથી જયંતસિંહ મનમાં જ ફૂલી જતો હતો. આ બધું છતાં પેલી રૂપસુંદરી ચૌલા જાણે હજી એને અસ્પર્શ્ય લાગ્યા કરતી હતી. તેની કમાન જેવી ભમરો નીચે જળહળ થતી અણિયાળી આંખ અને ચ્રાટીલું, ગૌર અને ભરાઉ બદન, જયંતદેવની કલ્પનામાંથી જરીએ ખસતું ન હતું. એ સુંદરી આવી આવીને લાવણ્યનો ઝીણો ઝરમર વરસાવી અલોપ થઇ જતી ને જયંતદેવને વધુ ને વધુ આતપ્ર બનાવી રહેતી.

---

* ડૉ० બ્યૂલરની ચાલુક્યલેખાવળીમાં આ અજાણ્યા રાજાને श्रीमदणहिलपूरराजधानीअधिष्ठित अभिनव सिद्धराज श्रीमज्जयंतसिंहदेव કરીને લખ્યો છે. —લેખક

પણ હવે ચૌલા તથા જયંતસિંહની મુલાકાતો પર બહારની કોઇ સત્તાનો અંકુશ રહ્યો ન હતો. અલબત, મદનના આગાર જેવો પોતાનો દેહ જયંતસિંહને મન સોંઘો ન બની જાય તે ખાતર ચૌલા જ પોતાના મન પર એક પ્રકારનો અંકુશ રાખી રહી હતી.

"ચૌલા! તું છેલ્લા ચારેક દિવસથી તો દેખાઇ જ નહિ. મને તારો વિજોગ અસહ્ય થઇ પડે છે હો!" જયંતસિંહે એક દિવસ કહ્યું.

"મહારાજને એકલાને જ વિયોગ સાલતો હશે ખરું ને?" તીરછી નજરે જયંતસિંહદેવ તરફ ચૌલા તાકી રહી. એ નજર જયંતસિંહને વીંધી રહી.

"તો પછી પોતે દુઃખી થઇને બીજાને શા માટે દુઃખી કરે છે?" મંડળેશ્વર ચૌલાને પોતાના દેહ સાથે મિલાવવાની ઉત્કટ મનોભાવના ન દાબી શકતાં આગળ વધ્યા.

"અડકશો નહિ મને. હમણાં તમારો કોઇ દૂત આવી પહોંચશે વળી." એક દિવસ મંડળેશ્વર ને ચૌલાની પ્રણયચેષ્ટાના પ્રસંગે જ કંઇક મહત્ત્વના સમાચાર લઇ એક દૂત આવવાથી, વિક્ષેપ પડયો હતો. તે પ્રસંગને અનુલક્ષી ચૌલા મંદસ્મિત કરી બે ત્રણ ડગલાં પાછી હઠી.

હિમાલયનાં હિમશિખરો પર ઉગતા સૂર્યનું સ્મિત ઝળકે એવું એ સ્મિત જયંતદેવને ભાન ભૂલાવી રહ્યું: "ચૌલા! એમ હોય તો આપણે આ રાજપાટ છોડી કયાંક ચાલ્યાં જઇશું." કહી જયંતદેવે ચૌલાને પોતાના બાહુમાં સમાવી દઇ, તેના લાલ પાંદડી જેવા ઓઠ પર ચુંબન લીધું.

"મૂકો, મૂકો મહારાજ! કોઇ આવશે હો! પટરાણી જાણશે તો મને મારી નાંખશે." કૃત્રિમ રોષ અને ભય દાખવતી ચતુર ચૌલા મુગ્ધભાવ દાખવી રહી હતી.

છુટી જવા તરવરાટ કરતા ચૌલાના કોમળ દેહને વધુ દબાવતાં જયંતસિંહ હસ્યો: "અત્યારે તો તું જ પટરાણી છે, મારી ચૌલા!"

"જુઠ્ઠા છો તમે તો." ચૌલા મહારાજા બનેલા મંડળેશ્વરને ગાલે ધીમી ટાપલી મારી બોલી. જાણે એ રીતે પોતાના પટરાણીપદની ખાત્રી ન કરતી હોય?

"ચૌલા ! હું અણહીલપુરનો મહારાજા નથી ?"

"છો, તેમાં મને શું ?"

"કેમ તને શું ? હું મહારાજા છું, તો તું મારી હૃદયરાજ્ઞી છે. બોલ તું મહારાણી, ભૂલ્યો પટરાણી નથી ?"

"પટરાણી છું માટે જ આમ ચોરીછુપીથી મારા મહારાજાને મળી શકું છું કેમ ?" બીજી લપડાક મારતી ચૌલા હસી. તેને આ ઘેલા મંડળેશ્વરને જરા બનાવવાનું મન થયું.

"ચોરીથી મેળવેલો પ્રેમ મીઠો નથી લાગતો, ચૌલા ?"

"ચોરીથી મેળવેલા રાજ્યની પેઠે, ખરૂં ને ?" ચૌલા કટાક્ષથી બોલી. બોલ્યા પછી જરા ક્ષોભ પામી. પણ તેની ગોદમાં લપાયેલો જયંતદેવ અત્યારે તેની ખુશામતજ કરવા માંગતો હતો. તેને રોષ ન ચઢ્યો.

"રાજ તો એમજ મેળવી શકાય. એ રાજનીતિમાં તું શું સમજે, છોકરી ?" જયંતદેવ હસ્યો.

"મહારાજ ! રાજ વધે કે પ્રેમ ?" પ્રણયીની આંખમાં આંખ પરોવી કામદેવના વિજયધ્વજ જેવું મિષ્ટ હાસ્ય કરતી ચૌલા પૂછી રહી.

"પ્રેમ વધે મારે મન તો." જયંતદેવ હાસ્યની લાલિમા ચૂમતા બોલ્યા.

"તો સાચેસાચું કહો મહારાજ ! મારા પર તમારો ખરેખર પ્રેમ છે ?"

"હજી, તને શંકા રહે છે, ચૌલા ?" ચૌલાની લટ સમારતાં મંડળેશ્વરે કહ્યું.

"તમે મારા પ્રેમની ખાતર રાજગાદીનો ત્યાગ કરો ખરા ?"

"કહે તો અત્યારે જ આ પટ્ટણનું રાજ છોડી દઉં. કહે તો તારી સાથે જંગલમાં ચાલી નીકળું."

"અત્યારે જરૂર નથી મહારાજ ! પણ જો આપ ખરેખર મારા પર પ્રસન્ન હો તો મને વચન આપો."

"શું વચન જોઈએ ? બોલ રૂપસુંદરી ! જે જોઈએ તે માગી લે."

"એ વચનની માગણી હું જ્યારે જરૂર પડશે ત્યારે કરીશ. એ વખતે મહારાજાની કસોટી થશે. હાલ તો માત્ર વર આપો."

"જા મારું વચન છે, ચૌલા ! આ વચનનું સ્મરણ કરાવી જે પળે જે જોઈએ તે માગજે. હું પાછો પડું તો જયંતદેવ નહિ."

"શાબાશ, મારા મહારાજ ! તમારી મને ખાત્રી છે." શ્વભ્રમંડળના મહામંડળેશ્વર અને આજના પટ્ટણના મહારાજાને ઉમળકાથી પોતાની બાથમાં ભીંસતી દાસી બોલી ઉઠી.

જયંતસિંહ કોઈકવાર અવિચારી આચરણ કરી બેસે, તેની સૂમલદેવીને ભીતિ હતી. ચાચીંગ તો જાણતો જ હતો કે, લૂણસાપાની હસ્તિમાં જયંતદેવ કાંઈ કરી શકે તેમ નથી. તે છતાં પટરાણીને તો પોતા માટે તથા ત્રિભુવન માટે ભય રહ્યા જ કરતો હતો. આથી અવિચારી જયંતદેવને ગમે તે પ્રસંગે ગમે તે કાર્યમાંથી રોકી શકાય તેવી રીતે વશ કરી લેવા, ચૌલાને પટરાણીએ સૂચવ્યું હતું.

ચૌલા ચતુર અને દીર્ઘદૃષ્ટિવાળી છોકરી હતી. જયંતસિંહ પર તેને પણ સારો અનુરાગ હતો. તો પણ તે સમજતી હતી કે, પટ્ટણની સત્તાનાં સૂત્ર જયંતસિંહ પાસે કાયમને માટે આવી પડયાં ન હતાં. મહારાજા ભીમદેવની આજ્ઞા થતાં એ સૂત્રો પૂર્વવત્ લૂણસાપાને હસ્ત મોડાંવહેલાં ચઢશે, એમ તેને લાગતું હતું. તેથી તે જયંતસિંહ તરફ હદથી વધુ ન ઢળતાં, પટરાણીની માનીતી દાસી ગણાવામાં જ ભાવિની સલામતી અનુભવી રહી હતી.

ચૌલા તો પટરાણીને એટલે સુધી કહી ચૂકી હતી કે, જયંતસિંહ રાજપાટ મહારાજાને સોંપી દે તેવી ગોઠવણ પણ પોતે કરાવી શકશે. પણ ચાચીંગ તેની વિરૂદ્ધ હતો. લૂણસાપાની પ્રવૃત્તિ અને આશય તે કંઈક જાણી ચૂકયો હતો. લૂણસાપાની યોજનાની સામે ચૌલા કે જયંતસિંહ ખડાં રહી વિજયી બને, એ અસંભવિત હતું. વખતે તેવો રાહ લેતાં લૂણસાપા કોઈ અસાધારણ ઈલાજ હાથ ધરે, એની ચાચીંગને ભીતિ હતી અને તે છેક ખોટી ન હતી.

"મંત્રીશ્વર ! તમે હાથપગ જોડીને બેસી રહેવાની વાત કરો છો તે મને વિચિત્ર લાગે છે." અકળાતી સૂમલદેવીએ એક દિવસ ચાચીંગને કહ્યું.

"રાજકારણ બહુ અટપટું છે, એમાં કોઇક વખતે નિષ્ક્રિય બની જવું એજ મોટામાં મોટી સક્રિયતા હોય છે." ચાચીંગે કહ્યું.

"મને એ નથી સમજાતું. चराति चरतो भगः એ ન્યાયે ફરે તે ચરે."

"બાધ્યું ભૂખે મરે એ ખરૂં. પણ ચરવાનું ન હોય કે ચારાને બદલે અભક્ષ્યભક્ષણની ભીતિ હોય ત્યારે થોડો વખત ભૂખ્યા રહેવું, એ જ ઇષ્ટ છે."

"મને તો જયંતસિંહને વશ કરી બધું થાળે પાડવાનું મન થઇ આવે છે."

"જયંતસિંહ તો લૂણસાપાનું પૂતળું છે, પટરાણી માતા! લૂણ-સાપાના દોરીસંચારથી એ નાચે છે. એ દોરીસંચાર કાપવા જતાં વખતે આપણા હાથ કપાઇ જાય માટે અત્યારે मौनं भजेत्."

મંત્રીશ્વરની બુદ્ધિમાં વિશ્વાસ ધારતી રાણીને ગળે આ વાત ઉતરી. લૂણસાપાને હાથે કરીને છંછેડવામાં મજા ન આવે, એ તેને પણ સમજાયું. એટલે તેણે ચૌલાને માત્ર જયંતસિંહ કનેથી એક વર માગી લેવાનું કહીને જ સંતોષ માન્યો.

ચૌલા વિજયભરી ચાલે જયંતસિંહદેવ પાસેથી રાજગઢમાં આવતી હતી. અંદરનાં દ્વાર આગળ ઉભા રહી મૂછો આમળતા પર્વતે તેને પૂછ્યું: "કેમ કાંઇ હસતે વદને? કાંઇ વિજય કરી આવ્યાં લાગો છો."

"હા, તને શું પંચાત છે તેની?" ચૌલા જરા ધૂરકી ઉઠી.

"વાહ, બાઇસાહેબના રોફ! જાણે મોટાં પટરાણી." પટરાણીનો વિશ્વાસુ ચાકર જે ચૌલા સાથે ગાઢ પરિચય કરવા ઉત્સુક હતો તે બોલ્યો.

"ખસ અહીંથી મુઆ પર્વત! પર્વત જેવો જ જડ છે તો:" દ્વારમાંથી પર્વતને દૂર ધકેલી વિજયી ચૌલા રાણીને જયંતસિંહના વરદાનની હકીકત કહેવા અંદર ચાલી ગઇ.

સદ્‌ભાગ્યે, પર્વતનો નાના ઝરણ જેવી ચૌલાએ પરાભવ કર્યો તે કોઇની નજરે પડયું ન હતું. એટલે પર્વત મનમાં જ "યાદ રાખ તું છોકરી!" એમ બબડી શાંત થયો.

---

# પ્રકરણ ૧૮ મું

## વેદગર્ભરાશિ

વેદગર્ભરાશિના પૂર્વજો ઉત્તરાપથમાંથી મહારાજા મૂળદેવ સોલંકીના વખતમાં તેમના નિમંત્રણથી ગુજરાતમાં આવ્યા હતા. એ વિપ્રકુટુંબ તે વખતે સંસ્કૃત વિદ્યામાં નિપુણ ગણાતું હતું. વેદગર્ભરાશિના પૂર્વજોએ ગુજરાતમાં પટ્ટણમાં પોતાની વિદ્યા અને સંસ્કારના બળે કાશીની વિદ્યાપીઠ જેવી સંસ્થા ઉભી કરી હતી. અને ઠેર ઠેર સંસ્કૃત ભાષાનું અવગાહન અને વેદાધ્યયન એ કુટુંબની પ્રેરણાથી ચાલી રહ્યું હતું. ગુજરાતની જૂદી જૂદી કાશીપદ્ધતિએ ચાલતી પાઠશાળાઓના મહાધ્યક્ષ તરીકે વેદગર્ભરાશિના પૂર્વજને મૂળરાજે નિયુક્ત કર્યા હતા. તેઓ મંડલી (માંડલ) ગામમાં નિવાસ કરતા અને ત્યાંના મૂળેશ્વરના મંદિરના સર્વાધિકારીનું પદ પણ સંભાળતા હતા. આ મૂળેશ્વરના સ્થાન પર મૂળરાજને બહુ આસ્થા હતી.* તે આસ્થાનું એક કારણ વેદગર્ભરાશિના પૂર્વપુરુષ પ્રત્યેની મૂળરાજની ભક્તિ એ પણ હતું.

વેદગર્ભરાશિ ભીમદેવની પેઠે વૃદ્ધાવસ્થાએ પહોંચ્યા હતા. એમની લાંબી શ્વેત દાઢી અને માથાપરની ધોળી જટા તથા વિશાળ અને તેજથી છલકાતું ભાલ એમના પ્રત્યે માન ઉત્પન્ન કરાવતાં. મહર્ષિને યોગ્ય એમના દેખાવને અનુરૂપ એમનું અંતર પણ સાત્વિક ભાવોથી છલકતું. એમના સમયમાં ગુજરાતમાં વિદ્યાની ઓટ આવી હતી. તો પણ કુટુંબ–પરંપરાનુસાર તેઓ સંસ્કૃત પાઠશાળા ચલાવતા અને તે સમયે વિદ્યાના અનુરાગીઓ દૂરદૂરથી તેમના શિષ્ય થવા આવતા. ગુજરાતના વિદ્વાન્ બ્રાહ્મણો તેમના શિષ્યપદ માટે ગર્વ લેતા અને તેમની કીર્તિ ચારેકોર ફેલાવતા.

---

* ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ પૃષ્ઠ. ૧૬૪ (દુર્ગાશંકર કે. શાસ્ત્રી કૃત)

વેદગર્ભરાશિનાં પત્ની યુવાન વયે એક પુત્ર અને પુત્રી મૂકીને સ્વર્ગવાસ પામ્યાં હતાં. ઘણા વિદ્વાન્ અને પંડિતો, પોતાની પુત્રી તેમને, પત્ની તરીકે આપવા તૈયાર થયા હતા તથા ગૃહધર્મ ચલાવવા માટે પત્નીની અનિવાર્ય આવશ્યકતા તેમને સમજાવી રહ્યા હતા. પરંતુ આંતરવૃત્તિમાં લીનચિત્તવાળા વેદગર્ભરાશિ પર તેની અસર થઈ નહિં. વિદ્યાના મદવાળા આગ્રહી પંડિતો એ પ્રશ્ન પર લાંબી લાંબી શાસ્ત્રચર્ચા કરવા લાગ્યા, પણ વેદગર્ભરાશિએ ઉદાસીનતા બતાવી તે વાતને આગળ વધતી અટકાવી. પુત્ર અને પુત્રીના પાલનની વ્યવસ્થા કરી સાત્વિક વેદગર્ભરાશિએ યોગાભ્યાસ તરફ પોતાની વૃત્તિઓ વાળી.

લગભગ દશ વર્ષ સતત એકધારી સાધના કર્યા પછી યોગવિદ્યાનું પરમ તત્ત્વ જાણે પ્રાપ્ત થયું હોય તેમ, વેદગર્ભરાશિજી યોગસાધનામાંથી નિવૃત્ત થઈ સેવાધર્મ માટે તૈયાર થયા. તેમણે એકાંતવાસ છોડી જાહેર જનતા સાથે ભળવા માંડયું. સાધનાકાળમાં તો વેદગર્ભરાશિજી લૂણસાપા તથા શિવદત્ત જેવા કોઈકને જ મળી શકતા. તે વખતનો તેમનો નિવાસ પણ મૂળેશ્વરના વિશાળ ભોંયરામાં હતો અને ત્યાં જ રહી સાધના કરતા. પરંતુ સાધના પૂરી થયા બાદ લોકસેવાની ધગશ તેનામાં વધુ જણાવા લાગી; અને તેઓ સ્વસ્થાન છોડી જનકલ્યાણાર્થે, ધર્મોપદેશાર્થે તથા યાત્રાને માટે પ્રવાસ પણ કરવા લાગ્યા. અણહીલપુરમાં તો તે વખતોવખત જવાઆવવા લાગ્યા અને ત્યાં તેમના અનુરાગીઓનું એક મહામંડળ જામ્યું.

ધર્મસંબંધી વેદગર્ભરાશિજીની વૃત્તિ સમદર્શી હતી. જિનમત પ્રત્યે તે મનમાં દ્વેષ રાખતા ન હતા, છતાં તેમના મનમાં કોઈક વાર તે ધર્મ પ્રત્યે અણગમો ડોકિયું કરી જતો. તેવે પ્રસંગે તે વિચારપૂર્વક પૂર્વગ્રહ છોડી પોતાના વિચારોને શુદ્ધ કરવા મથતા. પોતાનામાં આ દોષ દાખલ થવાનું કારણ તે આ પ્રમાણે જણાવતા: "કુમારપાળદેવના સમયમાં જૈનધર્મને જે અતિશય રાજ્યાશ્રય પ્રાપ્ત થયો અને પરિણામે શૈવમતની અવગણના થઈ તેના પ્રત્યાઘાત રૂપે શૈવોમાં

ઈર્ષ્યા પ્રગટી હતી. પરિણામે ધર્મના ઝઘડા થયા, જેને લીધે શૈવમતના ધુરંધરોને મહાહાનિ થઇ. અમારા પૂર્વજોને પણ બહુ સોષવું પડ્યું. ઘણી વાર તો તેમની સલામતી જોખમમાં આવી પડેલી. આવા કલહને લીધે જિનમત પ્રત્યે મારા વડીલોને જે ઘૃણા પ્રગટેલી તેનો કિંચિત્ અંશ મારા લોહીમાં ઉતરી આવ્યો છે, તેથી કોઇક વાર તે મારા વિચારમાં અજાણી રીતે પણ આવિષ્કાર પામે છે." આમ કહી વેદગર્ભરાશિ હસતા અને તેમનું કથન સાંભળનાર ભક્તમંડળી પણ સ્મિત કરતી.

ભીમદેવ મહારાજા યુવાનવયે જૈન સાધુ અમરસિંહ સેવડાના મિત્ર હતા અને તેના જ દોરવ્યા દોરાતા હતા. આ વાત પર ઘણાક શૈવમતના ગૃહસ્થો ટીકા કરી વેદગર્ભરાશિનું ધ્યાન દોરતા; તો પણ વેદગર્ભરાશિ શાંતિથી કહેતાઃ "આપણે ઝઘડા નથી કરવા. ઉદય ને અસ્ત તો ચાલ્યા જ કરશે. ગુર્જરધરામાં જૈન અને શૈવ બંનેને સ્થાન છે અને રહેશે. સર્વેશ્વરને જ આપણી ચિંતા સોંપી દો."

કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્યની વેદગર્ભરાશિજી ઘણી વાર પ્રશંસા કરતા. તે કહેતાઃ "એ યુગપુરુષ ખરેખર સર્વજ્ઞ હતા. તેમની વિદ્વત્તા યુગો સુધી જનસમાજને મુગ્ધ કરશે."

"એમની ધર્મપક્ષપાતી નીતિ તમને જરાય નથી સાલતી ?" કોઇક પ્રશ્ન કરતું.

"એમણે જ દેવપટ્ટણના શિવાલયનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને કુમારપાળ પાસે ભાવબૃહસ્પતિને એવાં કામોમાં નિયોજાવ્યો હતો. ભગવાન્ શંકર પણ એ સિદ્ધની ભક્તિને વશ હતા. એટલું ખરૂં કે, એમણે એ કાળે રાજબળના આશ્રયથી જિનધર્મને દિગંતપ્રસારિત કીધો. પણ એ તો કોઇ શૈવમતનો આચાર્ય રાજગુરુ હોત તો એ પણ પોતાના મત માટે એમ જ કરત. હેમાચાર્યની ભૂલ તો ધાર્મિક વિવાદોને રાજસભામાં સ્થાન આપ્યું, તે હતી. એના પરિણામે જ જિન અને શૈવમાં વિખવાદ પેઠો."

"પણ ગુરૂજી! તો શું શંકરસ્વામીએ હેમાચાર્ય પર મારણપ્રયોગ કર્યો તે વાત ખોટી હશે? જો ખરી હોય તો આપ સ્વામીજીના એ કાર્યને કેવું લેખો છો?" એક શિષ્યે પૂછ્યું.

"એ બનાવ મેં પણ લોકમુખે સાંભળ્યો છે. હું તો ત્યારે બહુ જ નાની વયનો હતો. પણ એમાં ખરી વાત શું અને લોકરચિત દંતકથા શું, એ નિર્ણય થઇ શકતો નથી. શંકરસ્વામીએ એવું કૃત્ય કર્યું હોય તો તેમ કરવાનું કારણ આપનાર હેમાચાર્ય તો દોષિત છે જ. પણ તેટલા ખાતર જ શંકરસ્વામીનું વિષપ્રયોગનું, મારણનું કે બીજી રીતે હેમાચાર્યનો ઘાત કરવાનું કૃત્ય—જો તે ખરેખર જ થયું હોય તો—ન્યાય-યુક્ત ન લેખી શકાય."

"જૈનમતવાળા આપણો દ્વેષ કરે તો પણ આપણે શાંત રહેવું?" પ્રશ્ન થયો.

"आत्मवत् सर्वभूतेषु એ વાક્યનો ભાવાર્થ હૃદયમાં ઉતારો તો પછી એવો પ્રશ્ન જ નહિ થાય." ટૂંકામાં જવાબ મળ્યો.

"તો ગુરૂજી! યવનો પણ ભૂતની ગણત્રીમાં તો ખરા જ ને? તેમની સામે થઇ એમના ધર્મનો દ્વેષ શી રીતે થાય? છતાં દેવપટ્ટણ પરના યવનોના હુમલા વખતેની લડાઇને તો આપ ધર્મકૃત્ય લેખો છો, એમ કેમ?" એક ચતુર શિષ્યે પ્રશ્ન કર્યો.

"બેટા! તારી શંકા ખરી છે. સાંભળ તને સમજાવું." વેદગર્ભરાશિ દાઢી પસવારતા બોલ્યાઃ "આ દેશના સંસ્કાર, રાષ્ટ્રનીતિ અને સમાજ-રચનાને જિનધર્મ ઉખેડી નાંખે તેમ નથી, જ્યારે યવનો પોતાની તરવારથી કુરાન તમને પઢાવવા માગે છે, અરબસ્તાનને અનુકૂળ ધર્મ, રાષ્ટ્રનીતિ આર્યાવર્તને માથે બળજબરીએ ઠોકી આર્યસંસ્કારનો નાશ કરવા માગે છે, આપણી ઉપાસના, આચારવિચાર, તપનિયમ બધુંયે ભૂલવી દે તેવો વંટોળ યવનધર્મ ફેલાવતો આવે છે. તેથી રાષ્ટ્ર અને ધર્મના એક હિતચિંતક તરીકે તે વંટોળને રોકવાનો પ્રયાસ મેં ધર્મ્ય ગણ્યો છે."

"આપનું કથન સાચું છે." શિષ્ય બોલ્યો. બીજા સાંભળનારા પણ સંતોષ અનુભવી રહ્યા.

"હા, યવનો જો ફારસ દેશના વતનીઓની પેઠે અહીં વેપાર, વણજ કે નિવાસ માટે જ આવે તો હું તેમને મારા અતિથિ ગણું. પણ હાલ જે સ્વરૂપે એ આક્રમણ થાય છે, તેને રોકવાનો તો પ્રત્યેક જિન, શૈવ ને બીજા દરેકનો પ્રાણાર્પણ સુધીનો ધર્મ છે." ગુરુએ વધુ સ્પષ્ટતા કરી.

વેદગર્ભરાશિની આવી સમદર્શિતા તથા સાત્વિક વૃત્તિને લીધે તેમને સમજદાર જિનધર્મીઓ પણ માન આપતા, આમ તમામ મતવાળાઓનું માન પામતા ગુરુ રાજાને પણ માન્ય કરવા પડે, એ દેખીતું છે. પટ્ટણમાં એવા અનેક રાજપુરુષો હતા કે, જે વેદગર્ભરાશિની આજ્ઞા થતાં જ તેનું, પ્રાણાર્પણપણે પાલન કરે. લોકો કહેતા કે, "વેદગર્ભરાશિજી મહારાજ તો શંકરના ગણનો અવતાર છે." એમના વિષે ચમત્કારિક વાતો પણ દેશમાં ફેલાયેલી હતી. અને તે વાતોને ભણેલા ગણેલા લોકો પણ ટેકો આપતા હતા.

× × × ×

રાત્રિના બીજા પ્રહરની શરૂઆત હતી. મહારાજ વેદગર્ભરાશિ ભૂલેશ્વર મહાદેવના એક ભાગમાં પાટ પર કામળી બીછાવી તેના પર ધ્યાનસ્થ સ્થિતિમાં સ્થિર બેઠા હતા. પ્રણવ મંત્રનો ઉચ્ચાર શ્વાસોચ્છ્વાસ સાથે ચાલી રહ્યો હતો અને વૃત્તિઓ અંતર્લીન બની રહી હતી.

તેવામાં મંદિરનાં મુખ્ય દ્વાર ખખડયાં ને કોઇની બૂમો સંભળાઇ. એક શિષ્યે ઉઠીને બહાર જઇ બારણું ખોલી આવનાર માણસને અંદર લીધો.

અંદરના ભાગમાં આવતાં જ પેલાએ પૂછ્યું: "ગુરુદેવ કયાં છે?"

"સૂતા હશે, તમે આમ બહાવરા એકાએક કયાંથી!"

"તે બધું પછી, મને પહેલાં ગુરુદેવ પાસે લઇ જા." આવનારે આગળ થતાં કહ્યું.

"ગુરુદેવ, ગુરુદેવ, જાગો છો કે ?" શિષ્યે બૂમ પાડી.

"હા, બેટા, શું છે ?" ધ્યાન છોડી ગુરુએ કહ્યું.

"આ રાશિજી પટ્ટણથી પધાર્યા છે." શિષ્યે પાસે આવી કહ્યું. આવનારે ગુરુને પ્રણામ કર્યા.

"બેટા, યોગરાશિ ! તું અત્યારે કયાંથી ? કુશળતો છે ને ?" ગુરુએ પૂછયું.

"હા, દેવ. હું પટ્ટણથી ચાલ્યો આવું છું. મારી પાછળ મહારાજા ભીમદેવ પણ આવી રહ્યા હશે !"

"કેમ વારું ?"

"જયંતસિંહે તેમને કેદ કરવાની જાળ રચેલી છે તેથી તેઓ છટકીને છુપી રીતે આપને આશ્રયે આવે છે. તેની વ્યવસ્થા માટે હું આગળ આવ્યો છું." યોગરાશિએ કહ્યું.

"શિવ, શિવ ! જયંતસિંહ પણ આવી બુદ્ધિનો થયો ? લાવણ્યપ્રસાદ ગયો ત્યારથી જ મને શંકા હતી. ઠીક, તું આરામ કર–હું બધી વ્યવસ્થા કરાવું છું." ગુરુ મહારાજા ભીમદેવના નિવાસની ગોઠવણ ત્વરાથી કરાવવા માટે ઉભા થયા.

"નમસ્તે, હું પણ કપડાં બદલી થોડી વારે આવી પહોંચું છું." કહી યોગરાશિ વિદાય થયો. શાંત મૂળેશ્વરમાં દીવીઓ ઝળહળી ઉઠી ને મસાલો આમતેમ ફરવા લાગી.



## પ્રકરણ ૧૯ મું

### ગુપ્તનિવાસ

**પુરોઢમાં મહારાજા** તથા મહારાણી સુખરૂપ મૂળેશ્વરમાં આવી પહોંચ્યાં. તે વખતે મૂળેશ્વરમાં બધી તૈયારી થઇ ગઇ હતી. વેદગર્ભ-રાશિએ પ્રેમપૂર્વક વૃદ્ધ રાજા તથા રાણીનો સત્કાર કર્યો અને તેમના રાજવંશી મોભાને છાજતી સેવાચાકરીની વ્યવસ્થા કરી દીધી.

મૂળેશ્વરની પાછળ દિવાલથી સુરક્ષિત મોટો બાગ હતો. તે બાગમાં વિશાળ અને બધી રીતની સગવડોવાળું એક ભોંયરું હતું. મહારાજાનો નિવાસ ગુપ્ત રીતે રાખવાનો હતો અને આ ભોંયરું જૂના વખતનું હોઇ તેની માહિતી લોકોને ન હોવાથી ત્યાં જ રાજારાણીના નિવાસની જોગવાઇ કરી હતી. એ ભોંયરામાં તાજી હવા તથા પ્રકાશ માટે બે નાની છત્રાકાર દેરીઓ થોડે થોડે અંતરે રાખેલી હતી તેમાંથી ખૂબીભરી રીતે પ્રકાશ, હવા અને થોડોક તડકો પણ ભોંયરામાં આવી શકતો હતો. એ દેરીઓના મથાળાના છત્રાકાર ઘૂમટ નીચે મોટી મોટી બારીઓ રાખેલી હતી તેમાંથી જ આ પ્રકાશ વગેરે ભોંયરામાં જતાં. દેરીઓ ઘણી જ જૂની હોઇ કોઇ અજાણ્યાને જરાય કુતૂહલ-પ્રેરક લાગતી નહિ. બાગના એક ભાગમાં વેદગર્ભરાશિનો પુત્ર, પુત્રી અને પુત્રવધૂ તથા તેનાં બાળકો રહેતાં હતાં. વેદગર્ભરાશિજી તો શયન, ફળાહાર બધું શિવાલયમાં જ કરતા, છતાં પૌત્રોને રમાડવાનો લહાવો મુક્ત મને ભોગવતા અને ઘર આગળ જઇ ઘણી વાર બાળકો સાથે રમી ગમત પણ કરતા.

બહારના દરવાજાને લાગીને નાનો કોટ હતો તેમાં પાઠશાળા તથા છાત્રનિવાસ હતો. ત્યાં વિદ્યાર્થીઓ અને ધર્મજિજ્ઞાસુઓ રહેતા. તે સંસ્થા પણ મૂળેશ્વરના જ એક અંગ તરીકે ગણાતી અને વેદગર્ભરાશિજી તેને પોતાની વિદ્વત્તા અને ધર્મામૃત વડે પોષી રહ્યા હતા. પાઠશાળા-વાળા કોટની અંદર જ એક ભાગમાં ગૌશાળા અને ચાકરોના નિવાસ

હતા. શિવાલય પુરાણું હતું, પરંતુ વખતોવખતની દુરસ્તીએ તેને આબાદ સ્થિતિમાં ટકાવી રાખ્યું હતું. અદ્ભુત કોતરણીવાળા તેના સ્તંભો અને ઘૂમટ મૂળરાજનાં બીજાં સ્થાપત્યોનું સ્મરણ કરાવતાં હતાં.

મહારાજા આવી ગયા પછી થોડી જ વારે બહારના દરવાજાની મેડા પરથી પરોઢની નોબત વાગી અને શાંત પાઠશાળા, મંત્રો, સ્તવનોથી સજીવ બની રહી. प्रातः स्मरामि हृदि संस्फूरदात्मतत्त्वम्० વગેરે પંક્તિઓ પ્રભાતને ભર્યું ભર્યું બનાવતી વાતાવરણમાં ગૂંજી રહી. જાણે લાંબા કાળથી મૌન પીડાથી પીડાતી રાત્રિ રાણીએ તેજસ્વી મહાવાણીને પ્રસવ આપ્યો.

પ્રભાતનો ઉજાસ થતાં વેદગર્ભરાશિએ મહારાજાને તથા રાણીને આશિષ્ આપી કંઈ અગવડ હોય તો જણાવવા વિનંતિ કરી.

"અહીં અમને તમે કાંઈ અગવડ પડવા દેવાના નથી એની મને ખાત્રી છે. પણ એક કામ ત્વરાએ કરવાનું છે." મહારાજાએ ખિન્ન અવાજે કહ્યું.

"કહો મહારાજ, કયું કામ છે?" વિનયથી વેદગર્ભરાશિએ પૂછયું.

"આજે જ મારા નામથી એક આજ્ઞાપત્ર ધવલકપુર મોકલાવી રાણા લૂણસાપાને અહીં તેડાવો. સંદેશવાહક વિશ્વાસુ હોવો જોઈએ."

"તેની હરકત નથી. હમણાં જ તજવીજ કરું છું. અને રાણીમાતા, આપની પાસે મારી પૌત્રીને મોકલું છું. તે આપને રમૂજ આપશે."

"ગુરુદેવ, પ્રથમ લૂણસાપાને તેડાવો. મને અહીં કંઈ હરકત પડવાની નથી. આપની પૌત્રી અચલાને હું પિછાનું છું. એમને આ એકાંતનું દુઃખ જરૂર ભૂલાવશે." લીલાદેવીએ કહ્યું.

એ કાળે રાજરાણીમાં પડદાનો રીવાજ ન હતો. પરંતુ યવનોના આક્રમણથી કુલીન નારીઓમાં સંકોચની ભાવના પ્રગટી હતી. તેના પરિણામે અણહીલપુરના અંતઃપુરમાં બારીક રેશમી ચકની પ્રથા થોડી ઘણી દાખલ થઈ હતી. કોઈ અજાણ્યો પણ પ્રતિષ્ઠિત માણસ અગર રાજનો મોભાદાર માણસ મુલાકાત માટે આવે ત્યારે રાણીઓ આ

ચક ઓથે બેસી વાર્તાલાપ કરતી. પણ તે ચક હજી બહુ રૂઢ થયો ન હતો. તે વાપરવો કે ન વાપરવો, તે રાણીની સ્વેચ્છાની વાત હતી. ગુરુદેવ સમક્ષ તો અંતઃપુરની તમામ નારીઓ વિનાસંકોચે આવી પાદવંદના કરી શકતી. અને લીલા તો વેદગર્ભરાશિજીમાં બહુ જ આસ્થાવાળી હતી. એટલે તે બંનેનો પિતાપુત્રી જેવો સંબંધ હતો.

ગુરુદેવે મહારાજાની આજ્ઞા પ્રમાણે એક વિશ્વાસુ સંદેશવાહકને તાકીદે લૂણસાપા તરફ વિદાય કરી દીધો અને પછી તે રાજસેવાની બીજી ગોઠવણમાં પડયા. દશેક વર્ષની વયની અચલા દોડતી કુદતી ભોંયરામાં મહારાણી પાસે પહોંચી ગઇ. મહારાણીને તો એ પિછાનતી હતી. પણ થોડે દૂર એક વિરામાસન પર આરામથી પડેલા મહારાજાને જોઇ તે દિંગ થઇ ઉભી રહી.

"અચલા, આવ બહેન. કેમ ઠરી ગઇ?" રાણીએ મમતાથી કહ્યું.

અચલા રાણી પાસે ગઇ પણ પેલા વૃદ્ધ મહારાજા તેના કુતૂહલનું કારણ બન્યા હતા. મહારાણીએ અચલાને પોતાના ખોળામાં ખેંચી હેતથી લમણે ટપલી મારીઃ "કેમ મૂંગી બની ગઇ છે?"

મૂંગી અચલાએ ચૂપ રહીને જ મહારાજા તરફ આંગળી કરી. રાણી પોતાની દાસી તરફ જોઇ હસી પડી. મૂળેશ્વરનાં દર્શને લીલાદેવી વારંવાર આવતાં ને કોઇ વાર ત્યાં રોકાતાં પણ ખરાં. તે વખતથી અચલા મહારાણી સાથે હળી ગઇ હતી. મહારાણીનું નામ સાંભળી તે દોડતી આવી હતી, પણ મહારાજાને ત્યાં જોઇને તે ગભરાટ અને કુતૂહલથી ચૂપ થઇ ગઇ. પણ તેની તે ચૂપકીદી ભાવિ રાણીપ્રવાહની પોષક બની રહી હતી, તે મહારાણી સમજતાં હતાં.

"અચલા, મહારાજાને તેં કોઇ વખત જોયા નથી ખરું?" લીલાદેવીએ પૂછ્યું.

અચલા મૌનાવલંબન જ કરી રહી એટલે દાસીએ કહ્યુંઃ "દેખ્યા હોય તો તો આમ શાનાં ડઘાઇ જાય!"

"નહિ કેમ જોયા હોય? મહારાજા અહીં ઘણીકવેળા પધારેલા ત્યારે ખૂબ જોયેલા. પણ તમારી જોડે તો આજે જ જોયા." અચલાનું સ્વમાન ઘવાવાથી તે બોલી.

થોડી વારે અચલા ફરી બોલી: "તે રાણીબા, આ વખતે તમે મહારાજાને સાથે શું કામ લાવ્યાં છો?"

"કેમ તને મહારાજા નથી ગમતા બહેન? તારા દાદા જેવી દાઢી એમને નથી હો." રમુજી અચલાને ખીલાવવા સ્મિત કરતાં લીલાદેવી બોલ્યાં.

"તમને ગમે છે તે કહોને એટલે સમજ પડે." અચલા મહારાણીની સામે ગાલીચા પર અવળા પગ વાળી બેસતાં બોલી.

"ન ગમે તો શું કરવું? કહે જોઇએ, અચલા?"

"હું હોઉં તો સાથે ન લાવું. એ છે તેમાં તો જુઓને તમે આ ભોંયરામાં છુપાયાં છો. એકલાં અહીં આવતાં ત્યારે કાંઇ છુપાવું પડતું હતું?" તપોવનના વાતાવરણમાં ઉછરેલી સરલ વિપ્રકન્યા સરળ બોલી.

દાસીને આ સંવાદથી બહુ હસવું આવતું હતું. સામેથી મહારાજાના સાંભળવાનો ભય હતો, છતાં આ છોકરી જે બોલી રહી હતી, તે તેને નવાઇભર્યું લાગતું હતું. લીલાદેવીનું મોં પણ મલકી રહ્યું હતું. પળવાર તે રાજધાનીના ત્યાગની વાત વિસરી ગયાં.

"મહારાજ, આ અચલાબહેન કહે છે તે સાંભળો છો કે?" લીલાદેવીએ ટહુકો કરી મહારાજનું ધ્યાન ખેંચ્યું.

"મહારાજાને બોલાવશો તો હું જતી રહીશ." અચલા હાથની મુંગી મુદ્રા કરતાં હાથ પસારી બોલી.

"અચલા? વેદગર્ભરાશિજીની પૌત્રી ખરું?" મહારાજાએ માથું ઉંચકી પૂછ્યું.

"હા, તે જ તો" મહારાણી બોલ્યાં પણ તે પહેલાં તો અચલા જતી રહેવા માટે ઉભી થઇ. મહારાણીએ તેને પકડી પુનઃ પોતાના

મંકમાં ઢાળીઃ "મારા સમ નાસી જાય તો," એમ કહી તેના મંબોડાનાં પુષ્પ સરખાં કરવા માંડ્યાં.

"અચલા, હું તને નથી ગમતો ખરું ?" અસ્પષ્ટ વાતચીત ીમદેવે સાંભળેલી તે પરથી પ્રશ્ન કર્યો.

"રાણીબાને ગમતા હો તો જ બસ છે ને !" આંખો નચાવતી મચલા બોલી. તેના આ નિર્દોષ ચાતુર્યથી રાણી તથા દાસી ખડખડાટ હસી પડયાં.

"હું તને મારી સાથે પાટણ લઇ જવાનો છું." મહારાજા જરા ટાર બેસતાં બોલ્યા.

"આવું ખરી ?" અંગૂઠો બતાવતી અચલા તીરછી નજરે બોલી. વે મહારાજા તરફનો તેનો સંકોચ સહજ દૂર થયો હતો. દાસી તો મા છોકરીની હિંમતથી દંગ થઇ ગઇ.

"નહિ જાઓ તો મહારાજા પકડીને લઇ જશે." દાસીએ કહ્યું.

"મહારાજા મને શું પકડતા હતા ? આવે બાગના મેદાનમાં, પુઓ પછી કેવા પકડે છે તે ?"

મહારાજા પણ હસ્યા. તે ફરી રમૂજથી બોલ્યાઃ "નાની છોકરીને કડતાં તો મને વાર ન લાગે હોં, અચલા !"

"રાણીબા, શું મહારાજા મને દોડીને પકડી શકે કદી ? એમનામાં દોડવાની શક્તિ જ કયાં છે ?" અચલાએ રાણીને મધ્યસ્થ તરીકે પૂછ્યું.

રાણી હસીને બોલ્યાં: "મહારાજાથી દોડાય જ નહિ. એ તો રાજના–સેવકોને...."

"જોર હોય તો દોડે ને ?" ઉતાવળી અચલા વચ્ચે જ બોલી અને રાજા, રાણી, તથા દાસી, લીલાદેવીની અધુરી ઉક્તિનો અચલાએ જે અર્થ તારવ્યો તે જોઇ હસી પડયાં. બધાંને હસતાં જોઇ અકળાયેલી અચલા "તમે તો કોઇ સમજતાં જ નથી." કહેતી ઝડપથી બહાર દોડી ગઇ.

"જબરી છોકરી છે !" દાસીએ ધીમેથી કહ્યું.

"કેટલી સરળ છતાં હિંમતબાજ ! એની સાથેની રમૂજમાં મને બહુ મઝા પડે છે." લીલાદેવી બોલ્યાં.

એટલામાં વેદગર્ભરાશિજી ત્યાં આવ્યા, તે બોલ્યા: "રાણીમાતા, અચલા તમારાથી રીસાઇ છે."

"ત્યારે તો મારી પાસે હવે નહિ આવે!" રાણીએ કહ્યું.

"ના, ના. એને તમો અહીં હો ત્યાં લગી તમારા વગર ચેન જ શાનું પડે. એ તો મારી સાથે જ આવતી હતી, પણ મેં સમજાવી ઘેર મોકલી દીધી છે, તમારા આગમનની જાહેરાત કરતી ન ફરે તે પણ સમજાવ્યું." વેદગર્ભરાશિજી મહારાજાની સામે એક બાજઠપર બેસતા બોલ્યા.

"રાજેન્દ્ર, લાવણ્યપ્રસાદને સંદેશો મોકલાવી દીધો અને તાકીદે આવવા જણાવ્યું છે."

"ઠીક, હવે એ આવે ત્યાં સુધી તો બીજી શી તજવીજ કરવા જેવી છે?" રાજાએ પૂછ્યું.

"હાલ તો શાંતિથી અત્રે રહો. ઉતાવળે આંબા ન પાકે, મહારાજ, અને આ તો ગૃહકલહની લડાઈ રહી, સૌ સારાં વાનાં થશે."

ઘડી પહેલાં જ રમતિયાળ અચલાએ જમાવેલું વિનોદનું વાતાવરણ આ વાતચીત શરૂ થતાં જ વિલીન થઇ ગયું. લીલાદેવી ભિન્ન સ્વરે બોલ્યાં: "ગુરુદેવ, હું તો મહારાજાને પ્રથમથી જ ચેતાવતી હતી કે, આ પટરાણી તમને ફસાવશે. એની બહેનના પુત્ર માટે એ તમને ફાંસલામાં નાંખશે. પણ ભોળા મહારાજ માને જ નહિ, એનું આ પરિણામ થયું."

"એ ગઇ વાત વિચારવાથી હવે શું? गतानि नानुशोचंति पंडिताः।" સાત્વિક ધર્માચાર્ય બોલ્યા: "હવે તો ભાવિ અને વર્તમાન. જે આપણે હાથ છે તેને સફળ કરવાની જ વાત કરો."

"ગુરુદેવ, જયંતદેવને મળીને તમે જ ઠપકો આપી નિવેડો લાવી શકો તેમ નથી?" રાણીએ પૂછ્યું.

"ના, જયંતસિંહ તો માને; પણ સૂમલદેવીને જરા ખબર પડવા દેવાની જરૂર છે, અને આ જાળમાં લાવણ્યપ્રસાદે આંખઆડા કાન

કર્યાં હોય એમ મને લાગે છે. એટલે એને બાજુએ મૂકવાથી ફરી આપત્તિ ઉત્પન્ન થાય. એક તરફ લાવણ્યપ્રસાદ આવી બધું ઠીકઠાક કરી દેશે તે દરમ્યાન પટરાણી સૂમલદેવીને પણ જયંતસિંહનો અનુભવ થઇ જશે."

"સૂમલદેવીને શું અનુભવ થવાનો દેવ ?" રાજાએ પૂછ્યું.

"એ તો આપ નજરે જોશો, રાજસત્તાનો લોભ જયંતદેવને જરૂર વિકૃત બનાવશે. પરિણામે સૂમલદેવી તમારી અને લાવણ્યપ્રસાદની ગેરહાજરીમાં ભારે ભયનો અનુભવ કરશે. તેમ થવા દેવાની જરૂર છે. પ્રતિસ્પર્ધીઓ સામસામા નારાજ થાય એવી તકની દક્ષ પુરુષે આરાધના કરવી, એ રાજનીતિનું એક સૂત્ર છે."

મહારાણી લીલાદેવીને આ વાતમાં રસ પડ્યો. પટ્ટરાણીને તેના આ દુષ્કૃત્ય બદલ જયંતદેવ જ કૈંક શિક્ષા કરે, એ સ્થિતિ ઇષ્ટ લાગી. તે સ્ત્રીસ્વભાવ મુજબ બોલી ઉઠયાં: "જેના પક્ષમાં પેઠાં છે તે જ પટરાણીને પૂરેપૂરો કપરો અનુભવ કરાવે તો ઘણું સારું."

"ચાચીંગ ચતુર છે, એટલે ખાસ આપત્તિ તો પટરાણીને નહિ આવવા દે; પણ સારો જેવો બોધપાઠ તો મળી જ રહેશે." દીર્ઘદર્શી ગુરુએ ચાચીંગનું સ્થાન પટ્ટણમાં હતું તેની યાદ આપી.

"ગુરુદેવ, યોગરાશિ અહીં છે કે નહિ ?" રાણીએ પૂછ્યું.

"કેમ શું કામ છે ?" ગુરુએ પ્રતિપ્રશ્ન કર્યો.

"એ તો જરા મહારાજાના ગ્રહોની કુંડલી તે હોય તો દોરી જુએ." રાણી ધીમેથી બોલ્યાં. લીલાદેવીને જ્યોતિષમાં પરમ શ્રદ્ધા હતી. તે શ્રદ્ધાનું શાસ્ત્ર આવી આપત્તિને વખતે યાદ આવે, એ સ્વાભાવિક હતું.

"રાણીમાતા, મહારાજાની બૃહત્ પત્રિકા મેં ત્રણ વાર જુદે જુદે પ્રસંગે જોયેલી છે. આ પ્રસંગની આપત્તિનું તેમાં સૂચન છે. પણ આ આપત્તિ ટુંક સમયમાં દૂર થઇ જશે. માટે ગભરાવાની જરૂર નથી." વેદગર્ભરાશિએ રાણીને આશ્વાસન આપ્યું.

"પણ યોગરાશિને જરા મોકલશો ? બીજુંયે કેટલુંક પૂછવું છે." મહારાણીને આ પ્રસંગને લગતા બારીકમાં બારીક પ્રશ્નો જ્યોતિષવેત્તાને પૂછવા હતા. તે પ્રશ્નો ગુરુદેવને તો પૂછાય તેમ ન હતું. એટલે યોગરાશિને જ મોકલવા સૂચન કર્યું.

બપોર પછી યોગરાશિ આવ્યા ને રાજારાણીને નમન કરી એક ચાકળા (બાજઠ) પર બેઠા. "મહારાજા, શી આજ્ઞા છે?" તેમણે મહારાજાને પૂછ્યું.

"યોગરાશિજી, મેં જ તમને બોલાવ્યા છે. લેખિની, ખડીઓ ને કુંડલી માટેનું વસ્ત્રપટ લાવ્યા છો?" રાણીએ પૂછ્યું.

"ના, કંઇ ગણિત કરવાનું છે, રાણીમાતા?"

"હા, તેનાં સાધનો લઈ તમે જલદી આવો." રાણીએ આજ્ઞા કરી.

ભોંયરાવાળો ભાગ મહાદેવની પાછળ એકાંતમાં હતો. અને તેમાં વેદગર્ભરાશિનો નિવાસ હોવાથી કોઇ તેમાં કામ વગર દાખલ થતું નહિ. વેદગર્ભરાશિજીના ખાસ શિષ્યોજ ત્યાં જરૂર પડયે આવતા. એટલે કોઇ અપાત્ર માણસને મહારાજાના આગમનની વાતની ખબર પડે તેમ ન હતું.

આખો પાછલો પહોર મહારાણીએ યોગરાશિ સાથે વાતચીત કરવામાં ગાળ્યો. જુદા જુદા પ્રશ્નવાર કુંડલી પરથી ગણત્રી કરી યોગરાશિએ દરેક પ્રશ્નના જવાબ આપ્યા ને રાણીના મનનું સમાધાન થયું. મહારાજા પણ ખાસ કાર્યના અભાવે તેમાં રસ લેતા હતા.

"મહારાજ, આજથી ૯૦ દિવસ બાદ આપના ગ્રહ બદલાશે ને આપનું રાજસિંહાસન સ્થિર થશે. જો એમાં ભૂલ પડે તો મારાં જ્યોતિષનાં પોથાં બાળી નાંખું:" રાણી યોગરાશિના આ કથનથી પ્રસન્ન થયાં તથા મહારાજા પણ ખુશ થયેલા જણાયા.

"મારૂં એકે ગણિત આજપર્યંત ખોટું પડયું નથી." આત્મસંતોષ અનુભવતા યોગરાશિએ પોથી બાંધતાં બાંધતાં કહ્યું.

---

# પ્રકરણ ૨૦ મું

## મૂળેશ્વરમાં મંત્રણા

લાવણ્યપ્રસાદના આગમનની રાહ જોતાં રાજારાણી મૂળેશ્વરમાં
ેકાંત દિવસો કાઢવા લાગ્યાં. પરંતુ લાવણ્યપ્રસાદ તરફ ગયેલો દૂત
ેરાશ થઇ પાછો ફર્યો. તેણે જણાવ્યું કે, હું ધવલકપુર (ધોળકા) જઇ
ાવ્યો, પણ લાવણ્યપ્રસાદ યાત્રાએ ગયા હોઇ, બે માસ પછી ધોળકા
ાછા ફરશે, એમ ખબર મળી. આ સ્થિતિમાં બીજા કોઇને ગુપ્ત પત્ર
ાપવો ઠીક ન લાગવાથી પોતે પાછો ફર્યો હતો, એમ તેણે જણાવ્યું.

આ સમાચારથી રાજારાણી નિરાશ થઇ ગયાં. આ ગુંચવાયેલું
ોકડું ઉકેલતાં જરૂર ૯૦ દિવસ જ્યોતિષીના કહેવા પ્રમાણે થશે, એમ
ાણીના મનમાં ખાત્રી થઇ. આ એકાંતવાસમાં માનસિક ચિંતાથી
રાઇ પડયા રહેવાનું રાણીને તેમ રાજાને દુઃખદ લાગવા માંડયું, પણ
ીજો ઉપાય ન હતો.

બે ત્રણ દિવસ શું કરવું તેના વિચારમાં પસાર થઇ ગયા. રાણીને
ાત દિવસ યુગયુગ જેવડાં લાગતાં. મહારાજાની પણ એ જ દશા
તી. કોઇ કોઇ વાર અચલા આવી પહોંચતી ત્યારે તેના વિચિત્ર પ્રશ્નો
ને સરળ કટાક્ષો રાજારાણીને હસાવી દુઃખભાર જરા હળવો બનાવતા.

"ગુરુદેવ, લાવણ્યપ્રસાદની રાહ જોઇ હવે કયાં સુધી બેસી રહીશું ?
ાપણાથી થાય તે તજવીજ કરીએ. જયંતસિંહને જામતો જ ઉખેડી
ાખવો ઠીક છે." વૃદ્ધ રાજાએ કંટાળીને કહ્યું.

"રાજેન્દ્ર, અકળાશો નહિ. લાવણ્યપ્રસાદ વગર આ ગૂંચ નહિ
ઉકલે, બે માસ ધીરજ ધરવી ઇષ્ટ છે. જયંતદેવ તો લૂણસાપાનું
ૂતળું છે, મહારાજ. લૂણસાપા તેને ધારે તેમ નચાવી શકશે. માટે
ઉતાવળ કરવાથી કાચું કપાશે. અત્યારે તો કદાચ આપ સુખેથી રાજ-
ધાનીમાં જઇ શકશો. પણ લાવણ્યપ્રસાદ વગર વળી તુરતમાં જ ફરી
ાપત્તિ આવી પડે. માટે ધૈર્ય ધરો." વેદગર્ભરાશિએ મહારાજાને
ામજ પાડી. મહારાજાને ગળે પણ કંઇક અંશે આ વાત ઉતરી.

"લૂણુસાપા કયી તરફ યાત્રાએ ગયા હશે ? ફરી તપાસ તો કરાવવી પડશે." થોડીવારે રાજા બોલ્યો.

"હું વાઘેલાઓના રાજપુરોહિત કવિ *સોમેશ્વરને એક પત્ર લખીને હકીકત મંગાવું છું. તે સ્પષ્ટ હકીકત જણાવશે."

"લખો, પણ કવિ સોમેશ્વર હકીકત ગુપ્ત રાખે, એમ સૂચના કરશો."

"તેની હરકત નહિ, મહારાજ." ઉભા થતાં વેદગર્ભરાશિ બોલ્યા. 'શિવોહમ્, શિવોહમ્' અંતરમાં ઘૂંટતા તે બહાર નીકળ્યા.

વેદગર્ભરાશિએ પુરોહિત સોમેશ્વરદેવને જે પત્ર મોકલાવ્યો તેના મથાળે એક શ્લોક લખ્યો:—

सततविततदानक्षीणनिःशेषलक्ष्मी-
रतिसितरुचिकीर्तिर्भीमभूमिभुजंगः ।
बलकवलितभूमिमंडलोमंडलेशै-
श्चिरमुपचितचिन्ता चांतचिन्तांतरोभूत् ॥†

પછી આ શ્લોકની નીચે રાજાએ આજ્ઞા કર્યા મુજબ લાવણ્યપ્રસાદના સમાચાર મોકલવા વિનતિ કરી.

આ પત્ર વેદગર્ભરાશિએ પોતાના એક વિશ્વાસુ શિષ્ય સાથે ધોળકા રવાના કર્યો.

પુરોહિત સોમેશ્વર ધોળકાના રાણાના દરબારમાં જ રહેતા હતા. રાણાના મંત્રીમંડળમાં તેમનું મહત્ત્વનું સ્થાન હતું. વિદ્વાન્ અને રાજનીતિકુશળ હોવા ઉપરાંત તેઓ અસ્ત્રપટુ પણ હતા. જિન મંત્રીશ્વર પણ તેમનું માન હંમેશાં સાચવતા ને તેમની સલાહ લેતા.

---

* કીર્તિકૌમુદી તથા સુરથોત્સવનો રચનાર કવિ.

† સતત બહુ દાન આપવાથી જેની લક્ષ્મી ક્ષીણ થયેલી છે, અને જેની કીર્તિ અતિ શ્વેત કાંતિવાળી છે અને માંડલીક રાજાઓએ જેનું ભૂમિમંડળ બળથી લીધું છે, એવો ભીમ ભૂમિપતિ લાંબા કાળથી પ્રાપ્ત થયેલી ચિંતાને લીધે ઘેરાયલા ચિત્તવાળો થયો છે.

સોમેશ્વરે વેદગર્ભરાશિના શિષ્યનો સત્કાર કરી તેણે ઉતાવળે પાછા ફરવાની ઉત્કંઠા દર્શાવ્યા છતાં તેને બે દિવસ રોકયો. વેદગર્ભરાશિજીને શું જવાબ આપવો તે સોમેશ્વરને સમજાતું ન હતું.

"વેદગર્ભરાશિજીને કહેશો કે, રાણા લાવણ્યપ્રસાદની યાત્રા એમની ઇચ્છિત મુદત પહેલાં પુરી થવાની નથી. આ શબ્દો તમે ખાનગીમાં ગુરુદેવને હું તમને કહું છું તે જ રીતે કહેશો." છેવટે ત્રીજે દિવસે વેદગર્ભરાશિજીના શિષ્યને વિદાય કરતાં સોમેશ્વરે કહ્યું.

પછી એક તમાલપત્ર પછી લખેલો શ્લોક આપતાં સોમેશ્વરે સૂચના કરી. "આ પણ ગુરુદેવને પહોંચાડજો."

સોમેશ્વરે લખી આપેલો શ્લોક આ પ્રમાણે હતો:–

त्रिभिर्वर्षैस्त्रिभिर्मासैस्त्रिभिः पक्षैस्त्रिभिर्दिनैः।
अत्युत्कटैः पुण्यपापैरिहैव फलमश्नुते ॥*

સોમેશ્વરનો સંદેશો સાંભળી વેદગર્ભરાશિ વિચારમાં પડી ગયા. મુત્સદ્દી સોમેશ્વરે પોતાના પત્રને જાણી જોઇને ઉડાવ્યો ને સ્પષ્ટ જવાબ ન આપ્યો, એમ તેમને થયું. છતાં શિષ્ય સાથે મોંઢે કહાવેલો સંદેશો વેદગર્ભરાશિજી ફરી ફરી મનમાં ઘૂંટવા લાગ્યા. 'લાવણ્યપ્રસાદની યાત્રા તેની ઇચ્છા વગર પૂરી નથી થવાની' એનો શો અર્થ? 'સોમેશ્વર જેવો મુત્સદ્દી નાંખી દેવા જેવા શબ્દો તો ન જ કહાવે. એમાં કાંઇક મર્મ હશે જ.' આ પ્રમાણે વેદગર્ભરાશિ વિચારવા લાગ્યા.

વિચાર કરતાં કરતાં છેક રાત્રે વેદગર્ભરાશિજીના મનોવ્યાપારમાં એક સંકેતની વિદ્યુતનો તણખો ઝણકયો. એ તણખાનો ઝબકારો વેદગર્ભરાશિજીને આનંદ આપી રહ્યો. એમના વિચારો સાથે એમનું રાજનીતિનું જ્ઞાન જાગૃત થયું ને તે અત્યાર સુધી જે સમજાયું નહતું તેવું સમજવા લાગ્યા.

---

* ત્રણ વર્ષે, ત્રણ માસે, ત્રણ પક્ષમાં કે પછી ત્રણ દિવસમાં અતિશય પુણ્ય કે પાપનાં ફળ અહીંજ મળે છે, એ નક્કી છે.

લાવણ્યપ્રસાદ મહારાજા ભીમદેવથી કૈંક નારાજ થઇ ધોળકા ગયો હતો. તે વાત વેદગર્ભરાશિજીના ધ્યાન બહાર નહતી. અણહીલપુરના રાજપ્રકરણને જરાય હેઠું ન મૂકનાર લાવણ્યપ્રસાદ એકાએક પટ્ટણ છોડી ગયો ત્યારે કૈંક નવાજુની થવાની શંકા વેદગર્ભરાશિજીને થયેલી જ. પણ હાલના પ્રસંગ જેવી આપત્તિને વખતે લાવણ્યપ્રસાદ દૂર રહી જોયા તો નહિ જ કરે, તેની એમને ખાત્રી હતી. ધોળકામાં રહીને પણ લાવણ્યપ્રસાદ પાટણપર આંખ રાખી રહેશે, એમ વેદગર્ભરાશિજીનું અનુભવજ્ઞાન તેમને કહી રહ્યું હતું. પણ લાવણ્યપ્રસાદ બેફીકર બની યાત્રાએ ગયાની વાત જાણી ત્યારે વેદગર્ભરાશિજી આશ્ચર્ય પામ્યા હતા. ઘડીભર તો એ વાત તે માની પણ શકયા નહતા.

આજે તેમને એ બધું યાદ આવ્યું. રાજનીતિમાં કૌટિલ્ય સરખો લાવણ્યપ્રસાદ રાજનીતિનો દાવ રમતો હોવાની તેમને શંકા થઇ આવી. તે શંકાની છાયામાં તેમણે સોમેશ્વરનું સંદેશવાકય વારંવાર વિચારી જોયું. પરિણામે શંકાએ છાયાનું રૂપ છોડી અંતરોદ્ભુત જ્ઞાનની તેજજ્યોત બની ગઇ. વેદગર્ભરાશિજી પ્રસન્નતાપૂર્વક મન સાથે જ હસ્યા. રાજનીતના શ્લોકો તેમની જિહ્વાએ આવી રમવા લાગ્યા. "હું યે કેવો ભોટ છું." જાણે તે પોતાની જાતને સ્વગત ઠપકો આપી રહ્યા.

લાવણ્યપ્રસાદ યાત્રાએ જવાનો વેશ ભજવી ધોળકામાં જ કે નજીકમાં કયાંક ગુપ્ત રહી બેઠાની કલ્પના વેદગર્ભરાશિને આવી, અને એવે પ્રસંગે સોમેશ્વરદેવ જેવો રાજપુરુષ જે જવાબ આપતો હતો તે ખરેખર માર્મિક હતો. છુપાયેલા લાવણ્યપ્રસાદની પોતાની ઇચ્છા વગર તે પ્રગટ થશે નહિ, મતલબ કે યાત્રાએથી પાછા આવ્યાનો વેશ ભજવશે નહિ. એવી સોમેશ્વરના સંદેશાની વ્યંજના, વેદગર્ભરાશિજી સમક્ષ સાકાર બની ગઇ. તે મનથી જ સોમેશ્વરના ચાતુર્યની પ્રશંસા કરી રહ્યા. વળી સોમેશ્વરે આશ્વાસન લેખે મોકલાવેલા શ્લોકની પંક્તિઓ પણ હવે તેમને સૂચક જણાવા લાગી. त्रिभिर्मासैः શબ્દ સોમેશ્વરે જરા મોટા અક્ષરે લખ્યો હતો. તે પણ હવે વેદગર્ભરાશિના સમજ-

વામાં આવ્યું. નિદાન ત્રણેક માસ તો લાવણ્યપ્રસાદ જાણીબુઝીને પ્રગટ નહિ થાય, એ વેદગર્ભરાશિજી સમજ્યા. વેદગર્ભરાશિજી સોમેશ્વરપર મનથી જ પ્રસન્ન થતા બોલ્યાઃ "ધન્ય સોમેશ્વરદેવ! તું જ ખરો મુત્સદ્દી, તું જ ખરો કવિ."

મહારાજાને હવે અહીં બેઠાં દિવસો વિતાવવા મુશ્કેલ પડશે, એમ સમજી તેમણે રાજાનું ચિત્ત કોઈક નાની કે મોટી ક્રિયામાં પરોવવા નિશ્ચય કર્યો. લાવણ્યપ્રસાદ વગર રાજા માટે રાજગઢના દરવાજા ખુલ્લા ન હતા, ને ખુલ્લા હોય તો પણ સલામત ન હતા. એમ માનનાર વેદગર્ભરાશિએ લાવણ્યપ્રસાદ આવી પહોંચતાં સુધી મહારાજાને શાંત અને સ્થિર રાખવાની આવશ્યકતા વિચારી. લાવણ્યપ્રસાદને યોગ્ય સમયે એની મેળે જ આવવું પડશે, એ પણ વેદગર્ભરાશિને સમજાયું. તેમણે રાજાને એકાદ મંત્રક્રિયા કે જપને બહાને પ્રવૃત્તિમાં નાંખવા મન સાથે વિચાર કરી લીધો.

"દેવ, લાવણ્યપ્રસાદના કાંઈ સમાચાર આવ્યા?" મહારાજાએ વેદગર્ભરાશિને પૂછ્યું.

"ના તેમનો પત્તો જ નથી. એટલે સંદેશો પણ પાઠવવાનું શક્ય નથી. પણ થોડા જ સમયમાં તે આવી પહોંચશે એમ માનું છું. આપ નચિંત રહો." વેદગર્ભરાશિજીએ જણાવ્યું.

"હરદ્વાર, ઋષિકેશ વગેરે ધામોમાં જઈ જ્ઞાનપિપાસા સંતોષવા કેટલોક કાળ ગાળવાની રાણા લૂણસાપાની ઇચ્છા પ્રથમથી હતી. એટલે હિમાલયની ગોદમાં કયાંય આગ્રે નીકળી ગયા હશે." ભોંયરામાં મહારાજા સમક્ષ બેઠેલો યોગરાશિ બોલ્યો.

"મહારાજ, આપ એક અનુષ્ઠાન કરો, એવી મારી સલાહ છે." વેદગર્ભરાશિજીએ કહ્યું.

"બરોબર છે, મહારાજ. ઇષ્ટસિદ્ધિ માટે દેવસહાય મેળવવા પુરુષાર્થ કરવો ઉચિત છે." યોગરાશિએ ટહુકો પૂર્યો.

"તેસઠ દિવસનું અનુષ્ઠાન છે. યોગરાશિ, તું મહારાજાને તેની વિધિ તથા મંત્ર સમજાવી બધી તૈયારી કરાવી આપજે." મહારાજાની સંમતિ છે જ, એમ માની લઇ વેદગર્ભરાશિએ યોગરાશિને આજ્ઞા કરી.

રાણીનું ચિત્ત તો દાસી તથા અચલા સાથે વાતચીતમાં પડીને પણ રાજત્યાગનું દુઃખ પળવાર વિસારે પાડી, સહજ ઉલ્લાસ મેળવતું. પણ રાજાને કાંઇ ગમતું જ નહિ. તે વિચારોમાં ડૂબેલા જ રહેતા. પરંતુ વેદગર્ભરાશિની સૂચના મુજબ અનુષ્ઠાનની ક્રિયામાં પડયા પછી તેમનું ચિત્ત પણ મોકળાશ અનુભવવા લાગ્યું. મહારાણીને પણ આ અનુષ્ઠાનમાં રસ પડયો ને કાળનિર્ગમનમાં એ રીતે થોડી સુલભતા થઇ.

× × × ×

લાવણ્યપ્રસાદ વિષેની વેદગર્ભરાશિની ધારણા ખોટી ન હતી. યાત્રાએ જવાના બહાને તે છુપો રહી પટ્ટણ પર જ આંખ રાખી રહ્યો હતો. ભીમદેવના ગુપ્ત નિવાસને બે અઢી માસ જેટલી મુદત થતાં તેણે જોયું કે, હવે વધુ વિલંબ કરવો ઉચિત નથી. ભીમદેવના મનને પૂરો પશ્ચાત્તાપ થઇ ચૂકયો હશે અને સૂમલદેવી પણ ધરાઇ ગઇ હશે, એમ તેને મળતા સંદેશાઓ પરથી તેને પ્રતીતિ થઇ એટલે તે યાત્રામાંથી ધસમસ્યો આવતો હોય તેવો દેખાવ કરી, ઓચિંતો માંડલ આવી પહોંચ્યો. તેને જોતાં જ વેદગર્ભરાશિ મનમાં હસ્યા.

"ગુરુદેવ, નમસ્તે. મહારાજા અહીં છે તે સાચી વાત?" તેણે આવતાંવેંતજ પ્રશ્ન કર્યો.

"હા, પણ તમે એકાએક કયાંથી? મહારાજા અહીં હોવાના સમાચાર તમને કોણે આપ્યા?" મનનો ભાવ દબાવી ગુરુએ પૂછ્યું.

"હું દેવ, યાત્રામાંથી જ આવું છું. આ સમાચાર મળતાં–મને મહારાજા પાસે લેઇ જાઓ.

"જરા વિશ્રાંતિ લો. આ જળપાન કરો. બધું થઈ રહેશે. મહારાજા કુશળ છે. તમને બહુ જ યાદ કરે છે." ગુરુએ જળપાત્ર લઇ ઉભેલા શિષ્યને ઇશારો કરતાં રાણાને કહ્યું.

"ગુરુદેવ, જોયું ને આ જૈનોનું ને ત્રિભુવન તથા સૂમલદેવીનું જોર? હું બેઠો હતો છતાં મહારાજા પર નજર કરી. તમે ન હોત તો મહારાજા શું કરત?" જળપાન કરી ઉપરણાથી મોં લુછતાં રાણા બોલ્યા.

"ઈશ્વર સૌને બચાવે છે. હું ને તમે તો નિમિત્તમાત્ર છીએ." સાત્વિક ગુરુદેવ બોલ્યા ને લૂણસાપાની નિવાસની ગોઠવણ માટે ઉઠયા.

મહારાજા તથા મહારાણીને લૂણસાપાના આગમનના સમાચાર આપવામાં આવ્યા. સૂમલદેવી પટરાણી અને વૃદ્ધ હોવાથી મંત્રીઓ તથા લૂણસાપાને ખુલ્લાં મોંઢે મળી ઘણીવાર વાતચીત કરતાં, પણ લીલાદેવી લૂણસાપા સમક્ષ આવતાં સંકોચાતી. આથી તેણે એક દોરી બંધાવી ભોંયરામાં રેશમી પડદો પોતાની તથા રાજાની બેઠક વચ્ચે તૈયાર કરાવ્યો.

"આ પટોળું કેમ બંધાવો છો, રાણીબા?" અચળા ત્યાં હતી તેણે પૂછ્યું.

"રાણા લૂણસાપા આવે છે તેમાં. હવે તું મને બોલાવતી નહિ હો." રાણીએ અચળાને સમજ પાડી.

"એમાં શું થયું લૂણસાપા આવે છે તે? તમે સંતાઇ જશો તો પણ હું તમને બતાવ્યા વગર નહિ રહું હો."

"એવું ન થાય, બહેન." રમુજથી દાસી બોલી.

"ન થતું હોય તે માટે કરવું. લૂણસાપાને સીધા અહીં જ લાવું."

"અચળા, તું તો ગાંડી છે. હું રાણી કહેવાઉં. મારાથી ખુલ્લે મોંઢે પુરુષ આગળ ન બેસાય, બહેન."

"મહારાજા ને મારા દાદા તો પુરુષ નહિ હોય ખરું ને? ખરાં ફોસલાવો છો તમે!" અચલા ખંધી રીતે હસી. તે અર્ધું સમજથી અને અર્ધું બીનસમજથી બોલતી હતી.

"પણ લૂણસાપા તો મોટા રાજચિંતાકારી કહેવાય છે, બહેન. તેમને મારાથી મોં ન બતાવાય." રાણી અચલાને પંપાળતી બોલી. એ નિર્દોષ કુમારિકા પર લીલાદેવીને અનહદ પ્રીતિ બંધાઇ ગઇ હતી.

"તમારું રાણીપદ તો સારું નહિ ભાઇ. આપણને તો આવો વેશ ન ગમે, રાણી બા."

"એ તો તું મોટી થશે એટલે બધું સમજાશે." રાણી બોલ્યાં.

"વહુરાણી થવું પડશે પછી તો." દાસી જરા ધીમેથી અચલાનો ગાલ પકડી બોલી.

"તમે થજો, મારી બલા થાય છે!" ખીજાયેલી બાળા રોષથી ભ્રમ્મર ખેંચતી બહાર ચાલી ગઇ, રાણી તથા દાસી હસી પડયાં.

થોડી વારે લૂણસાપા તથા વેદગર્ભરાશિ ત્યાં આવ્યા. લૂણસાપાએ મહારાજાના પગ પકડી આંસુભરી આંખે કહ્યું: "મારા અન્નદાતાની આ દશા! હું બેઠાં મારો ભોળો ભૂપતિ દેશવટે?" રાજાના પગ લૂણસાપાના આંસુથી પલળી ગયા.

વેદગર્ભરાશિને પણ તે આંસુ ખરા હૃદયનાં લાગ્યાં ને તે પણ જરા ગદગદિત થતા બોલ્યા: "હોય, રાણાજી, અશ્રુપાત ન કરીએ."

"રાણાજી, તમારી તો આજ મહિનાઓથી માળા જપ્યા કરૂં છું. આજે તમને જોઇને મારૂં દુઃખ દૂર થઇ ગયું છે." ભીમદેવે ભીની થતી આંખ લૂછતાં કહ્યું.

"રાણીમાતા, પ્રણામ કરૂં છું." પડદા તરફ નજર કરી લૂણ-સાપા બોલ્યા.

"પ્રણામ, ભાઈ! મહારાજા ભલા યાદ આવ્યા તમને?" રાણીનો કંઠ ગદગદિત બની ગયો હતો.

"શું કરૂં, રાણીમાતા? હું યાત્રાએ ગયો હતો, ધોળકામાં હોત તો તત્કાળ જ દોડી આવત."

"મહારાજા પણ અહીં યાત્રા જ કરે છે. મૂલેશ્વરની છાયામાં તપ કરી રહ્યા છે."

"રાણીમાતા, પૂર્વના તપમાં આટલી બાકી રહેલી." વેદગર્ભ-રાશિ બોલ્યા.

"ચિંતાકારીજી, બોલો હવે મારે શો ઉપાય યોજવો? મને તો હવે રાજ્યનો લોભ રહ્યો નથી." ભીમદેવે પૂછ્યું.

"એ તો ન ચાલે, મહારાજ. રાજાનો ધર્મ રાજાએ બજાવવો જ પડે. એક વાર અણહીલપુરને હાથ કરો. પછી ફાવે તે કરજો.

હાલની તમારી નિર્લોભ વૃત્તિ તો अशक्तिमान् भवेत् साधुः એના જેવી સૌને જણાશે. માટે નિર્બળતા ખંખેરી નાંખો.” લૂણસાપાએ કહ્યું.

“રાણાજી યથાર્થ કહે છેઃ स्वधर्मे निधनं श्रेयः। સ્વધર્મ આચરતાં મુશ્કેલીઓથી બીકણુ બનવું ન જોઇએ, કિંવા મોહથી પણ સ્વધર્મનો ત્યાગ ન થઇ શકે.” વેદગર્ભરાશિ બોલ્યા. રાણીને પણ આ ગમ્યું.

ભીમદેવમાં પણ આ વચનોથી હિંમત આવી. તેનો સત્તાનો મોહ પણ ઉંઘમાંથી જરા સળવળાટ કરી બેઠો થયો.

“તો મહારાજ, પટ્ટણ જઇને ત્રિભુવનનો કે જયંતસિંહનો રાજ્યાભિષેક ઉજવી આવો, વિલંબ શા માટે કરો છો?” રાણીએ વખતસર કટાક્ષ કર્યો.

“રાણીજી, મારા જેવા વૃદ્ધે હવે મહત્ત્વાકાંક્ષા રાખવી શોભે નહિ; તેથી જ હું આમ બોલું છું. હું હવે વૃદ્ધ થયો.” પટરાણીને જ માનથી બોલાવવાની ટેવવાળા મહારાજાએ આજે લૂણસાપા વગેરેની હાજરીને લીધે લીલાદેવીને પણ માનથી સંબોધતાં કહ્યું.

સૌ શાંત બેસી રહ્યાં.

થોડી વારે મહારાજા ફરી બોલ્યાઃ “સૌની ઇચ્છા છે, મહારાણી પણ આગ્રહ કરે છે, તો હું પટ્ટણનું રાજતંત્ર ગ્રહણ કરીશ, પણ તે કાર્ય શી રીતે સાધવું તેનો વિચાર પ્રથમ કરવાનો છે.”

“યથાર્થ છે. લૂણસાપા, મહારાજા તથા મહારાણી તો એક તમારી જ હુંફ પર મદાર બાંધી બેઠાં છે.” વેદગર્ભરાશિએ લૂણસાપા તરફ જોયું.

“ભલે, મારા અન્નદાતા છે. તેમને માટે હું તેઓ જે આજ્ઞા કરે તે પ્રમાણે કરવા તૈયાર છું.” લૂણસાપા બોલ્યા.

“આજ્ઞા શી વળી? હવે તેમને આ અંધારા ભોંયરામાં ક્યાં સુધી રાખવા છે?”

“દેવ, મહારાજા કબુલ થાય, તો હું તેમને ધોળકા લેઇ જઇ સેવા કરીશ. બીજું શું કરવાનું છે, બોલો?” લૂણસાપા મહારાજા તથા વેદગર્ભરાશિ તરફ તાકી રહ્યો.

વેદગર્ભરાશિ સમજ્યા કે, કૌટિલ્યાવતાર રાણો પાછો ફેરવી તોળતો હતો. પટ્ટણને પડતું મૂકી તે ધોળકા જવાની વાત કાઢતો હતો. હજુ ભીમદેવને વધુ તાવવાની તેની ઇચ્છા હોય એમ વેદગર્ભરાશિને લાગ્યું.

"એવું તે થાય ? અણહીલપુરના પરમેશ્વર પરમ ભટ્ટારક મહારાજાધિરાજ ધોળકા આવી વસે ને પટ્ટણ બીજા ભોગવે ? રાણાજી, તમે જ આ બોલો છો ?" વેદગર્ભરાશિજીએ લૂણસાપાને જરા રોશથી પૂછ્યું.

"દેવ, હું પણ શું કરું ? મહારાજાના માનીતા યુવરાજની સામે થવું એ બાળકના ખેલ નથી." લૂણસાપા નરમાશથી બોલ્યો.

"લૂણસાપાને માટે કાંઇ મુશ્કેલ નથી."

"પણ દેવ, આ તો રાજકારણની ભારે ગૂંચ છે. આપ પટ્ટણના રાજપ્રકરણ અને ત્રિભુવનના કાવાદાવાથી પુરા માહિતગાર નથી, તેથી મારું કહેવું આપને સમજાતું નહિ હોય." લૂણસાપાએ પોતાની મુશ્કેલીનું જરા સૂચન કર્યું.

મહારાણી લીલાદેવીએ જાણ્યું કે, લાવણ્યપ્રસાદને અત્યારે સમજાવવામાં નિષ્ફળતા મળશે, તો બધું ધૂળ થશે. ત્રિભુવનના કાવાદાવાની વાત નીકળતાં જ તે ઉભાં થઇ ગયાં. મર્યાદા છોડીને મંત્રણામાં અગ્રસર થવાની તેમને અત્યંત આવશ્યકતા લાગી. ચતુર દાસી એક ચાકળો લઇ આગળ આવી અને તે મહારાજાના પલંગ પાસે પાથરી તે પર મહારાણીને બેસાડવા લાગી.

મહારાણીને એકાએક પડદાની બહાર આવેલાં જોઇ વેદગર્ભરાશિજી બોલ્યા: "રાણીમાતા, આ આસન લ્યો. ભૂમિ પર ન બેસો." તેમણે બાજઠ આગળ ખેંચતાં કહ્યું.

"ના, ગુરૂદેવ. આપ બેસો, મને અહીં જ બેસવા દો." રાણીએ વિનયથી કહ્યું ને તે સન્માનપૂર્વક પગ વાંકાવાળી નજીક પડેલા તકીઆને એક હાથે અઢેલીને બેસી ગઇ. યૌવન લગભગ વટાવી ચુકેલી છતાં જાજ્વલ્યમાન લાગતી મહારાણીએ બદામી પટોળું પહેર્યું હતું અને લીલું રેશમી પટોળું ઉત્તરીય તરીકે ખભે નાંખ્યું હતું.

"ત્રિભુવનથી આપ ડરો છો, રાણાજી?" સંકોચ તજી દઈ રાણીએ લૂણસાપાને પ્રશ્ન કર્યો, તસતસતા અંબોડાથી બાંધેલું મોટા કુંકુમચંદ્રકથી શોભતું રાણીનું અનાચ્છાદિત સુંદર મુખ દીવાના પ્રકાશમાં ઝળહળી ઉઠ્યું.

"ના, હા. પણ યુવરાજની સામે થવામાં જોખમ તો ખરૂં."

"એમને કોણે યુવરાજ બનાવ્યા છે? એવા ફૂટાયા ગરાસીઆ તો અણહીલપુરમાં કંઈક નીકળશે?" રાણી રોષથી બોલી. મહારાજા ચૂપકીદીથી સાંભળી રહ્યા.

"રાણીમાતા, આપની મારા પ્રત્યે મમતા છે, તે સમજું છું. પણ હું તો યુવરાજની સામે થવા જાઉં, તો પટ્ટણ સાચવતાં મારૂં ધોળકાએ ગુમાવી બેસું."

"શી રીતે?" રાણી આંખ ઢાળી પૂછી રહી.

"આજે મહારાજાને નામે યુવરાજ તથા જયંતસિંહ સામે લડીને વિખવાદ કરૂં, તો એ યુવરાજ પાટે આવતાં મને ધોળકામાં યે સુખે બેસવા દે ખરા?"

વેદગર્ભરાશિને એમ લાગ્યું કે, રાણી તથા લાવણ્યપ્રસાદને જ સીધી વાતચીત કરવા દેવાથી આ પ્રશ્નનો ઉકેલ ઝટ આવશે. એટલે તે પણ ચૂપ રહ્યા.

"ત્રિભુવન યુવરાજ!" રાણી રોષથી બોલી: "જેણે ત્રણ ત્રણ પેઢી ઘર ગામ તજી રાજકુળની સેવા કરી છે તે વાઘેલ કુટુંબ પડયું રહે ને ત્રિભુવન પાટે આવે ખરૂં? મહારાજ, એ હું નહિ થવા દઉં."

"માતા, હું તો મારા પૂર્વજના ચાલતા આવેલા શિરસ્તા મુજબ ત્રિભુવન દેવ તો શું પણ ઇંદ્રની સામે લડીનેય મહારાજાની રક્ષા કરૂં. પણ આ તો મારાં છોકરાંનો ગ્રાસ જોખમાવવાની ભીતિ છે. મારાં છોકરાંપર પછી ત્રિભુવન વેર લીધા વગર રહે, એ રાજા થાય ત્યારે?"

"તમારાં છોકરાંનો ગ્રાસ જોખમાય? એ શું બોલ્યા? મહારાજા કુમારપાળે ભાખેલું ભવિષ્ય હું જાણું છું. તમારા વીરમદેવ ને વીસળદેવ તો મહારાજાના રાજના વારસ છે, મારા પુત્રો છે. એમને પાટણના

યુવરાજપદે જોવાની મારી જંખના છે. મહારાજ, આપણા એ કુમારોને યુવરાજપદે ન નીમતાં તમને આ શી મતિ સૂઝી?"

"મેં ક્યાં ત્રિભુવનને યુવરાજ નીમ્યો છે? મારી દૃષ્ટિ તો વીરમ ને વીસળદેવ પર જ છે. પણ સંજોગોવશ વાત મુલતવી રહી છે." ભીમદેવે કહ્યું.

"રાણીમાતા, ગુરુદેવની સમક્ષ મને વચન આપો કે, તમે તમારું આ વચન નહિ વિસરી જાઓ." લૂણસાપા રાણીને વચનબદ્ધ કરવા બોલ્યો. વેદગર્ભરાશિ લૂણસાપાનો દાવ સમજી શકયો.

"મારૂં વચન છે. હું જીવિતપર્યંત વીરમ અને વીસળને મારા કુમાર ગણીશ. ગુરુદેવ, તમે સાક્ષી છો." રાણીએ વેદગર્ભરાશિને સાક્ષી રાખી વચન આપ્યું.

"પણ, મહારાજા કાલે વિચાર પલટાતાં ત્રિભુવનને યુવરાજપદે નિયુક્ત કરી દે, તો રાણીમાતા?" લૂણસાપાએ શંકા કરી.

"હું હવે એવો ભોળો નથી રહ્યો, લૂણસાપા." ભીમદેવ ધીમેથી બોલ્યા. એના ભોળપણને તો હદ ન હતી, પણ એટલું સમજવાનીય ચતુરાઇ તેનામાં વૃદ્ધત્વને લીધે ન હતી.

"તો તો મારા મહારાજ! હું ત્રિભુવન અને જયંતસિંહને નાથીને હમણાં જ અહીં લાવી ખડા કરી દઉં. પણ આ મૂળેશ્વર ભગવાનની સાક્ષીએ આપ એટલું કહો કે, આપના જીવન દરમ્યાન આપ ત્રિભુવનને ભાવિ રાજા તરીકે ગોઠવવા કદી જરા વિચાર સરખો પણ લાવશો નહિ."

"મહારાજા, મુક્ત મને ચિંતાકારીજીને વચન આપો કે, તે ત્રિભુવનની ભાવિ ભીતિમાંથી મોકળા થાય." રાણીએ લૂણસાપાને મદદ કરી અને મહારાજાએ તેના કહેવા પ્રમાણે અમલ કર્યો.

"હવે મારી ચિંતા નાશ પામી છે. મારા હાથમાં અને પગમાં હવે જોર આવ્યું છે. જુઓ રાણીમાતા, એક જ અઠવાડિયામાં હું પટ્ટણને કેવી રીતે હાથ કરૂં છું અને મહારાજાને કેવા ગૌરવથી રાજધાનીમાં સ્થાપું છું તે." સંતોષથી બેસ સમારતાં લૂણસાપા

બોલ્યો. વેદગર્ભરાશિ પોતાના શિષ્યની કૌટિલ્યનીતિને જોતા મનમાં જ હસી રહ્યા.

તે જ રાતે લાવણ્યપ્રસાદ પટ્ટણ જવા ઉપડયા.

બીજે દિવસે સાંજે તો પટ્ટણથી મહારાજાના અંગરક્ષકો દાસદાસીઓ અને બીજો રસાલો તથા સામગ્રી આવી પહોંચી. જયંતસિંહને લાવણ્યપ્રસાદે દાબી દીધાના સમાચાર પણ આવી ગયા.

"મહારાજા, લાવણ્યપ્રસાદે રાજધાનીમાં પ્રવેશ કરવાનું શુભ મુહૂર્ત નક્કી કરવા લખી જણાવ્યું છે." વેદગર્ભરાશિએ લાવણ્યપ્રસાદનો પત્ર વાંચી મહારાજાને જણાવ્યું.

"પટ્ટણનું તોફાન આટલી વારમાં શાંત થઇ ગયું ?" રાણીએ પૂછયું.

"હા, જયંતદેવને લૂણસાપાએ દાબી દીધો છે અને ત્રિભુવન તો ડરનો માર્યો કયાંય છુપાઇ ગયો છે."

"લૂણસાપાની ધાક ભારે છે. પટ્ટણી સરદારો અને મુત્સદ્દીઓને તો એ જ વશ રાખી શકે, ગુરુદેવ !" રાણી પુલકિત થતી બોલી.

"ખરું છે. એ રાજનીતિ મારી પાસે ભણ્યા છે. ત્યારે હું હવે જાઉં છું. યોગરાશિ પાસે મુહૂર્ત કઢાવી નક્કી કરી નાંખો એટલે લૂણસાપાને જણાવી દઇએ." વેદગર્ભરાશિ બહાર નીકળ્યા.

તેમણે હવે બાગમાં જ આવેલા નાનકડા મહાલયમાં રાજા તથા રાણીના નિવાસની ગોઠવણ કરી. એ નિવાસ રાજવંશી પરોણાએ માટે જ હતો, પણ ગુપ્ત રહેવા આવેલાં રાજારાણી માટે નકામો હતો. એટલે લૂણસાપાનો સંદેશો તથા રસાલો આવ્યા પછી રાજદંપતીનો મુકામ ત્યાં રાખવામાં આવ્યો.

---

## પ્રકરણ ૨૧ મું

### નગરપ્રવેશ

મહારાણી લીલાદેવી પ્રસન્નચિત્તે લાવણ્યપ્રસાદનાં વખાણ મહારાજા સમક્ષ કરી રહી. મહારાજા પણ તે વખાણથી પુલકિત થતા બગીચામાં આંટા મારી રહ્યા હતા.

"રાણીબા, તમે તો બહાર આવ્યાં ને કંઇ!" રાણીને જોઇ આનંદપૂર્વક બાગને બીજે છેડેથી દોડી આવતી અચલા તેને વળગી પડી.

"હા, અને મહારાજા પણ બહાર આવ્યા છે. જો પેલા ફરે." લીલારાણીએ અચલાને બાથમાં લેતાં કહ્યું.

"મહારાજાનું તો ઠીક, પણ તમે આજે બહાર આવ્યાં તેની નવાઇ."

"કેમ નવાઇ વારૂ?" રાણી સ્મિત કરી રહી.

"તમે તો ભોંયરામાં હતાં ત્યાં પણ સંતાવા પડદો બાંધતાં ને બહાર શેં નીકળ્યાં?" અચળા હસી.

"અચળા, તારે મારી સાથે પટ્ટણ આવવું છે?" રાણીએ પૂછ્યું.

"તે તમે હવે જવાનાં રાણીબા?" ઉદાસ ચહેરે અચળા બોલી.

"હા બહેન, તું આવે તો તને સાથે લેઇ જાઉં."

"ના, ના પણ તમે અહીં જ રહોને. આ બાગમાં આપણે ફરીશું ને ગમ્મત કરીશું."

"મહારાજાની સાથે મારે જવું જ પડે, અચલા." એક પુષ્પ ચૂંટી લેતાં મહારાણી બોલ્યાં.

"ન જાઓ તો શું થવાનું છે? મહારાજાની સાથે સાથે જ શું કામ ફરો છો?"

"મહારાજા મને ગમે છે માટે, અચલા" હસીને મહારાણી બોલ્યાં.

"ગમતા હોય એટલે સાથે જ ફરવું પડે એવું કાંઈ હોય? મને મારા દાદા બહુ ગમે છે. પણ હું તો કંઇ સાથેને સાથે નથી ફરતી, ભાઈ?"

રાણીને હસવું આવ્યું. વૃદ્ધ મહારાજાને આ બાળકી પોતાના દાદા સાથે સરખાવે તે તેને મન બેહુદું ન હતું. પણ રાણીને તે હાસ્યોત્પાદક લાગ્યું. અચળા અતિ સરળ હતી. તેની સરળતાને લીધે તે ઘણી વાર હતી તે કરતાં બહુ નાની લાગતી.

"રાણીબા, મારે ઘેર તો ચાલો તમે. તમને કૈંક બતાવું" અચળાએ રાણીના હાથમાંનું પુષ્પ ઝૂંટવી લેતાં કહ્યું.

"શું બતાવીશ, અચળા?" રાણી હસી રહી.

"આવો ત્યારેને? મારો નાનો ભાઈ તમે જોયો છે?"

"ના, પણ તારો ભાઇ મને રમાડવા આપીશ?" મહારાણી આજે ઘણા દિવસે ભોંયરામાંથી બહાર આવ્યાં હતાં એટલે તેમનું મન પ્રફુલ્લ હતું. તે પ્રફુલ્લ મને આ પુષ્પ જેવી બાળકીને ખીજવી રહ્યાં.

"તે રમાડજોને; કોણ ના કહે છે?"

"પછી પાટણ લઇ જવાની હોં કે!" રાણી હસ્યાં.

"એ ના બને. મારો ભાઇ તમે લઇ જાઓ? મારી બા પણ આપે જ નહિને!" છોકરી ઉછળીને બોલી.

રાણી અચલાની તરફ તાકીને જોતાં મીઠું હસી રહ્યાં. અચલા થોડી વારે જરા વિચારવશ બની બોલી: "તે રાણી બા, તમારે મારા ભાઇ જેવો ભાઇ નથી?"

"ના બહેન, નથી." રાણી ગંભીર બની ગયાં. તેમનું નિઃસંતાનપણાનું દુઃખ તાજું થયું.

"મારી બાથી તો તમે મોટાં છો ન્હોયે?"

રાણીની આંખમાંથી આંસુ ટપસી પડયું. અચલા તે જોઇ ચૂપ બની ગઇ. રાણીએ ક્યાંય સુધી તેને ગોદમાં દાબી પંપાળ્યા કરી.

× × × ×

યોગરાશિએ એક સપ્તાહ પછીનું મુહૂર્ત નગરપ્રવેશ માટે કાઢી આપ્યું.

"મેં ન હોતું કહ્યું રાણીબા, કે તેવું દિવસમાં મહારાજાના ગ્રહો પ્રબળ બનવાના છે?" યોગરાશિએ મુહૂર્ત આપ્યા બાદ પોતાની જ્યોતિષવિદ્યાની નિપુણતા દર્શાવતાં સગર્વ કહ્યું.

"તમારૂં કથન સત્ય થયું છે. મહારાજાનું અનુષ્ઠાન પણ સફળ થયું છે." રાણીએ સંતોષ બતાવ્યો.

"દેવતાઓ મંત્રને આધીન છે, રાણીમાતા, શાસ્ત્રોક્ત વિધિ અનુસાર અનુષ્ઠાન થાય પછી તે નિષ્ફળ જાય જ શી રીતે?"

× × × ×

મહારાજાના નગરપ્રવેશને એક સપ્તાહ જેટલી મુદત બાકી હતી તે દરમ્યાન લવણપ્રસાદના પ્રેર્યા જયંતદેવ ને ત્રિભુવનપાળ મૂલેશ્વરમાં આવી પશ્ચાત્તાપ દર્શાવી મહારાજાની માફી માગી ગયા. ભોળા રાજાએ તેમને માફી આપી પણ વેદગર્ભરાશિએ થોડાક માર્મિક ચાબખા લગાવ્યા. બંને જણા તે વૃદ્ધ આચાર્યનો ગંભીર ઉપાલંભ મૌનપૂર્વક સાંભળી રહ્યા.

"દેવ, મારી ભૂલ થઇ માફ કરો?" જયંતસિંહદેવે વેદગર્ભરાશિજી સમક્ષ હાથ જોડી કહ્યું.

"આજ સુધી માફી માગવાનું કેમ ન સૂઝયું, મંડળેશ્વર?"

"દેવ, હું મારો ધર્મ ભૂલ્યો હતો. મને બહુ પશ્ચાત્તાપ થાય છે." જયંતદેવની આંખ ભીની થઇ. વેદગર્ભરાશિ ચૂપ થયા.

અણહીલપુરમાં અને આખા ગુજરાતમાં મહારાજા ભીમદેવ વેદગર્ભરાશિના આશ્રમમાં કુશળ હોવાના અને રાજધાનીમાં પુનઃ પધારતા હોવાના સમાચાર પ્રસરી ગયા. પટ્ટણી પ્રજા આનંદથી પ્રફુલ્લ બની મહારાજાના સ્વાગતની તૈયારીઓ કરવા લાગી. ભીમદેવની ઉત્તરાવસ્થામાં પટ્ટણની જાહોજલાલી ઉતરતી હતી. છતાં લૂણસાપાના વ્યવસ્થિત કારભારને લીધે લોકો પ્રસન્ન હતા. જુવાનીમાં મ્લેચ્છોને પરાજિત કરનાર અને સાંભરપતિને યુદ્ધમાં મારી ગુજરાતનો વિજયધ્વજ ઉત્તર ભારતમાં ઉરાડનાર એ વૃદ્ધ રાજવી પર આજે પણ ગુર્જરપ્રજા પ્રસન્ન હતી.

"મહારાજાનું તપ ભારે હો! આટલી ખટપટો છતાં એમના વૈરીઓના હાથ હેઠા પડયા." એક વિપ્રે કહ્યું.

"હા, જેનો ઈશ્વર પાંસરો તેના વૈરી આંધળા. આપણા ભોળા રાજાએ કયારે કોઈનું બગાડયું છે?" બીજા વિપ્રે કહ્યું.

"આ જુઓને ઝવેરીવાડની શોભા બનવા લાગી છે કંઈ?" પેલા વિપ્રે ઝવેરીઓ ધજા, પતાકા, તોરણો તથા સન્માનસૂચક તકતીઓથી બજાર શણગારતા હતા તે જોતાં કહ્યું.

"અને દોશીવાટની શોભા તો આથીયે સરસ બની છે. નગરશેઠ તો વળી મહારાજાને સાચા મોતીએ વધાવવાના છે." બીજાએ કહ્યું.

"ભાઈ, વેદગર્ભરાશિ પણ જબરા હો."

"જબરા શું? એમના જેવો પુરુષ અત્યારે ગુર્જરધરામાં તો બીજો નથી." વાતચીત કરતાં બંને વિપ્રો આગળ નીકળી ગયા.

આખું પટ્ટણ આનંદમગ્ન બની રાજાના નગરપ્રવેશને ધામધૂમથી ઉજવવા ઉદ્યુક્ત બન્યું હતું. સ્ત્રી, પુરુષ, બાળક વૃદ્ધ બધાં ભીમદેવ, જયંતદેવ, વેદગર્ભરાશિ અને લૂણસાપા વિષેની જ વાતો કરતાં હતાં. જયંતદેવને કોઈ નિંદતું તો કોઈ વળી વખાણ પણ કરતું. કોઈ કહેતું કે, "જયંતસિંહ પણ મહારાજાને છેવટે વફાદાર તો નીવડયો જ. બીજો હોત તો પોતે મહારાજા બની સામે લડવા તૈયાર થાત."

"શું લડે ધૂળ? એ તો લૂણસાપા હાજર નહોતા છતાં એમની ધાકે જ જયંતદેવ પાંસરા રહ્યા હતા." વળી કોઈ રાજપ્રકરણમાં વધુ ડાહ્યો હોવાનો દાવો કરનાર બોલી ઉઠતો.

"લૂણસાપા તે લૂણસાપા જ છે!" લૂણસાપાને કોની સાથે સરખાવવા તે ન સમજનાર કોઈક વ્યકિત લૂણસાપાની પ્રશંસા કરતાં બોલતી.

"એ ન હોત તો પટ્ટણ કયારનુંયે દટ્ટણ બની ગયું હોત." કોઈ પોતાની ચતુરાઈ વ્યકત કરતું.

અણહીલપુરનાં ચૌટાં, ચોક, દરવાજાઓ અને જાહેરમાર્ગો વિવિધ શણગારો અને ધજા, તોરણોથી શોભવા લાગ્યા. નગરની ઉંડી પોળોમાં નગરનારીઓ પણ આ પ્રસંગને મહોત્સવરૂપ માની ઘર શણગારી ચોકમાં સાથીઆ પૂરવા લાગી ને કોઇ કોઇ મંગળ ગીતો ગાવા લાગી.

મહારાજાના આગમનના દિવસનું પ્રભાત અણહીલપુર વાસીઓને મન સુવર્ણપ્રભાત બની ગયું હતું. જિન, શિવ, દેશી, પરદેશી બધા આનંદથી ઉભરાઇ જતા હતા. આગલે દિવસે મહારાજાની સાથે રહેવા માટે સ્વારીને યોગ્ય લશ્કર તથા નિશાનડંકા અને હાથી ઘોડા વગેરે માંડલ મોકલવામાં આવ્યું હતું.

પ્રહરેક દિવસ ચઢતાં અણહીલપુરને પાદર નિશાનડંકો ગગડયાં અને નગર આખું સચેત બની ગયું. નગરપ્રવેશવાળા દરવાજા આગળની માનવમેદની "મહારાજાધિરાજ ભીમદેવનો જય" પોકારી ઉઠી અને સ્વારી નગરમાં દાખલ થઇ. આગળ નિશાનડંકો અને તેની પાછળ એક ઘોડેસ્વારની ટુકડી ભાલા પકડી ચાલતી હતી. તેની પછી થોડું પાયદળ હતું. તે પછી મહારાણી લીલાદેવીનો રૌપ્યરથ ધીમી ગતિએ ચાલતો હતો. રથની પાછળ ચાલતા એક હાથી પર મંત્રીશ્વર ચાચીંગ તથા ત્રિભુવનને બેઠેલા જોઇ લોકો ચમકી ઉઠયા. ડાહ્યા માણસો લૂણ-સાપાનો એ મિષ્ટ પ્રયોગ સમજી ગયા. ન સમજ્યા તે માંહોમાંહે આશ્ચર્ય બતાવી રહ્યા. તે પછી આવતા એક હાથી પર સુવર્ણદંડથી શોભતા શ્વેત છત્ર નીચે મહારાજા ભીમદેવ બિરાજ્યા હતા અને તેમની જોડે આચાર્ય વેદગર્ભરાશિ બિરાજ્યા હતા. તે પછી થોડાક રક્ષક સ્વારો અને પાયદળ ચાલતું હતું.

મુખ્ય માર્ગ પર સ્વારી આવતાં જ મહારાજાની જયના અવાજો થવા લાગ્યા અને રાજહસ્તી પર તથા મહારાણીના રથ પર અટારી-ઓમાંથી પુષ્પવૃષ્ટિ થવા લાગી. સ્ત્રીપુરુષો ને બાળકોથી ભરેલી અટારીઓ અને માણસોથી ઉભરાતા રાજમાર્ગો જય જયના પોકારથી મહારાજાને સત્કારી રહ્યા. ત્રિપોળીયા દરવાજાના ચોકમાં સ્વારી થોભી.

ત્યાં નગરશેઠે અને જયંતસિંહદેવે મહારાજાનો સત્કાર કરી, તેમને મોતીએ વધાવ્યા, અને પછી ઘોડેસ્વાર બની જયંતદેવ મહારાજાના અંગરક્ષકો સાથે આગળ વધ્યા.

રાજગઢના મુખ્ય બારણે લૂણસાપા અને પટરાણી સૂમલદેવી વૃદ્ધ મોં પર સ્મિત ફરકાવી ઉભાં હતાં. તેમણે મહારાજાને સત્કાર્યા અને મહારાણીને કુશળતા પૂછી, તે બાદ આપ્તમંડળી ગઢમાં પેઠી, અને બીજા લોકો બહારથી જ ધીમે ધીમે વિખરાઇ જવા લાગ્યાં.

મહારાણી લીલાદેવી મહારાજાનું સ્વાગત જોઇ વિચારમાં પડી ગયાં હતાં. તેમને જે રાત્રિએ મહારાજાને તથા પોતાને ગુપ્ત માર્ગે નાસવું પડ્યું હતું તે રાત્રિ યાદ આવી. તે પ્રસંગથી તદ્દન ઉલટા સ્વરૂપનો આજનો પ્રસંગ તેમને જણાયો. આ પલટો શી રીતે થયો? તે કોને આભારી હતો? તુરત જ તેમને લૂણસાપા યાદ આવ્યા. ‘લૂણસાપા ન હોત તો આજે પણ પોતે તથા મહારાજા મૂળેશ્વરના ભોંયરામાં જ હોત,’ એમ મહારાણીને લાગ્યું. તે મનથી જ લૂણસાપાને અનેકાનેક આશિષ્ આપતાં પોતાના નિવાસમાં ચાલ્યાં ગયાં.

“કુલટા કેવી મીઠાશથી મહારાજાને સત્કારવા ઉભી હતી?” સૂમલદેવીનું સત્કાર વખતનું સ્મિત સંભારી બળતી લીલાદેવી મન સાથે જ બોલી.



# રક્તપિપાસુ રાજકુમારી

અથવા

# શુદ્ધ પ્રણય અને ભીષણ બેવફાઈ

(૧૯૩૮)–પાટલદેવીએ ઉનડને પ્રોત્સાહન આપી કેવા રાજકાર્યો કરાવ્યાં; તેની દૂરંદેશી દૃષ્ટિ; કુંવરી છતાં કુંવરને યોગ્ય તેણીની લાયકાતો વાંચકને મુગ્ધ બનાવી મૂકે છે. તેની વિરૂદ્ધનું જશવંતીનું પાત્ર કેટલું નિર્દય, ધૃણા ઉપજાવે તેવું જીવન, પાટલદેવી સાથેની હરિફાઇ વાંચકને આકર્ષી રાખે છે. લોહી તરસી રાજકુમારી ખરેખર રક્ત જ પીવાં માંગતી હોય, તેવી જણાય છે. રાજ કાવાદાવાથી પાટલનું મૃત્યુ વાચકને રડાવે છે. પાલીતાણાના ઇતિહાસમાંના આ ખરેખર બનાવો ચોપડાઓમાંથી લેવામાં આવ્યા છે. જસી રાજકુંવરીએ રાજવંશી, દેવાંશી ભોગો લીધા છે. તેની શોણિતપિપાસુ, બંડખોર વૃત્તિ રાજભોગ લઇને તૃપ્ત થઇ છે. ૨૦૦ વર્ષ પૂર્વે બનેલી આ વાર્તા આબેહુબ આજે આપણી સામે ખડી થાય છે. ઝેરી નાગણ, મંત્રીશ્વર રતનજી, પાટલનો પ્રણયી, ફુલેકું, પત્રિકાનું ઝેર, કામિનીનાં કામણ, ઓઢાનું અરધા પાગલ આશક, પ્રેમલી વગેરે પ્રકરણો એકધારાં ચાલ્યા જ આવે છે. વિશેષ આ વાર્તામાં ચમત્કારી કથા મહાત્મા હૈદરશાહની લેવામાં આવી છે. મુસ્લીમ ઓલિયાએ ઉનડજીના ઇતિહાસમાં અગત્યનો ભાગ ભજવ્યો છે. ઓઢો ખુમાણ તથા અન્ય લડાયક સરદારોની જે વાતો નવલકથામાં આવે છે તે ઐતિહાસિક છે. આ વાર્તાનો ઘણો ભાગ ભાટોના પોથાઓમાંથી, બારોટોના ચોપડામાંથી અને ખોડા સરવણ પાસેથી વાંચી, સાંભળી મેળવે લખેલી છે. ઇતિહાસને વધારે સાચવીને વાર્તાને રસમય બનાવી છે. પાટલદેવી અને જશવંતીદેવી જેવી બે વિરોધી શક્તિઓ પુરૂષોને પુતળાંની પેઠ નચાવી છેવટ સુધી અજબ ક્રાંતિ કરી રહેલી દેખા દે છે. પૃષ્ઠ સંખ્યા ૩૬૧. કિંમત રૂ. ૩–૦–૦.

**"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ**

**સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ મુંબઇ**

# સોલંકીનો સૂર્યાસ્ત

## ખંડ ૨ જો—વીરમદેવ

### પ્રકરણ ૧ લું

### रात्रिर्गमिष्यति....

પિતાના અંકુશ તળે દબાયેલી કૈલાસકુમારીનું મન ત્રિભુવનપાળ તરફ દુર્નિવાર મોહથી ખેંચાઇ રહ્યું હતું. તેનું સ્થૂળ શરીર શિવદત્તના સખ્ત અંકુશ તળે ઘરના ખૂણે પડયું હતું, પણ તેનો આત્મા જાણે ત્રિભુવન પાસે વસી રહ્યો હતો. સંસ્કૃત સાહિત્યનું અમૃતપાન કરી ચૂકેલી કૈલાસી, સંસ્કૃત કવિઓએ વર્ણવેલી વિરહાવસ્થાનો પ્રત્યક્ષ અનુભવ કરી રહી. વિરહની આગ તેના સુકુમાર હૃદયને બાળી રહી. પિતા ગમે તેમ કરશે તો પણ પોતાના પ્રેમનો આખરે વિજય જ થવાનો છે, એવી કોઇ ગૂઢ ભાવના કૈલાસીમાં જાગૃત થઇ તેને દુઃખમાં પણ હિંમત આપી રહી હતી. પ્રેમના વિષમ પંથે ચઢી દુઃખી થયા બાદ અંતે સુખ પામેલાં પ્રણયી યુગલોની કથાઓ તે મનથી જ યાદ કરી, મનનું સમાધાન કરવા લાગી.

વિરહનો આતાપ તેને બહુ બાળતો ત્યારે તે 'रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातम्' એ પંક્તિનું સ્મરણ કરી મનને શાંત કરવા મથતી. 'જગતમાં કોની વિયોગની રાત આથમીને મંગળ પ્રભાત નથી ઉગ્યું?' એમ તે પોતાના મનને પૂછતી અને ફરી ફરી આ પંક્તિ મનમાં ઘૂંટતી.

ત્રિભુવનની સ્થિતિ પણ કૈલાસ જેવી જ હતી. કૈલાસ પર સખત અંકુશ મૂકાયાની ખબર તેને ન હોવાથી તેને મળવા એક સપ્તાહ સુધી

તો તે મથી રહ્યો, પણ તેમાં નિષ્ફળતા મળી. બારીક તપાસ કરાવ-રાવતાં તેને કૈલાસની નજરકેદી જેવી સ્થિતિ થયાની વાત જાણી. કૈલાસની સખી ઉમાને પણ તેના બાપે તેના મોસાળ દધિસ્થલી મોકલાવી દીધી હતી. તેનું કારણ ઉમાના બાપને શિવદત્તે સખત ઠપકો આપ્યો હતો તે જ હતું. મહાપ્રયાસે આ સમાચાર જાણ્યા પછી, કૈલાસના ચિંતનમાં મશગૂલ બનેલો ત્રિભુવન કૈલાસને કેમ દુઃખમુક્ત કરવી તથા તેને પોતાનો સંદેશો કેમ મોકલવો, તેના વિચારમાં પડયો.

શિવદત્તે ઘરની સેવિકાઓને સખત તાકીદ કરી હતી કે, પોતાની ગેરહાજરીમાં કૈલાસને ઘરબહાર પગ મુકવા દેવો નહિ. તેમ બહારથી કોઇ અજાણ્યાને ઘરમાં પેસવા દેવો નહિ. કૈલાસ કોઇ કાગળપત્ર લખી આપે તો તે કિંવા કાંઇ મૌખિક સંદેશો પણ કહાવે તો તે નિર્દિષ્ટ સ્થાને ન પહોંચાડતાં પોતાને ખબર આપવી, એમ શિવદત્તે આજ્ઞા કરી હતી. આ બંદોબસ્ત માટે તેણે એક ચાલાક સેવિકાને ખાસ નોકરીમાં પણ રાખી લીધી હતી. આ પ્રમાણે કૈલાસ માટે બંદોબસ્ત કરી, વૈરની લાગણીથી બળતો શિવદત્ત વૈરશાંતિનો ઉપાય શોધવા લાગ્યો.

ઉદ્વિગ્ન બનેલી કૈલાસ નિસાસા નાંખતી એક દિવસ મધ્યાહ્ને પોતાની મેડીની પાછલી બારીએ બેઠી હતી. બારીની નીચે નાનો રસ્તો અને તેની સામે એક ઘીચ વસ્તીવાળો મહોલ્લો હતો. પોતપોતાના કાર્યમાં મશગૂલ બનેલા લોકો રસ્તે થઇ ચાલ્યા જતા હતા. તથા કેટલાંક નાનાં બાળકો ચોકમાં રમતાં રમતાં હોકારા પાડી રહ્યાં હતાં. તેવામાં અનાજથી ભરેલી એક બળદગાડી રસ્તે થઇને જતી હતી તે અટકી. એક બળદ ગળીઓ બની સહ્દર અવસ્થામાં જ ભોંયે બેસી ગયો. ગાડીવાન ધૂસરેથી નીચે ઉતરી બળદનું પૂછડું પકડી ડચકારા બોલાવતો તેને ઉભો કરવા મથી રહ્યો. આ દૃશ્ય જોઇ છોકરાઓનું ટોળું ત્યાં એકઠું થઇ ગયું ને રમૂજથી હોંકારા તથા તાળીઓ પાડવા લાગ્યું. કૈલાસની આંખ આ બધા દૃશ્ય પર હતી, છતાં તેના મનમાં તે દૃશ્ય ઉતરતું ન હતું. તે કોઇ અલક્ષ્ય દર્શન કરી રહી હતી. તે દર્શન ત્રિભુવન સિવાય બીજું કોનું હશે?

ગાડીવાનને એક રસ્તે જતા ખેડુતે મદદ કરી ને બળદ ઉઠયો. તે સાથે જ છોકરાઓએ બહુ જોરથી 'હો, હો' કરી બૂમ તથા તાળીઓ પાડી અને ગાડું ચાલતું થયું. આ હો હો થી કૈલાસની આંખ અલક્ષ્ય પરથી લક્ષ્ય પર આવી ઠરી. તેની કલ્પના ઉડી ગઇ ને તે નિસાસો નાંખી રસ્તા તરફ તાકી રહી. તે વખતે એક સાધ્વી જેવી શ્વેત વસ્ત્ર ધારણ કરેલી ને ટીલાં ટપકાં તથા માળાઓથી વિભૂષિત બનેલી સ્ત્રી રસ્તેથી પસાર થતી જણાઈ. તેના એક હાથમાં તંબુરો હતો. બીજા હાથથી પોતાના ઉત્તરીય વડે મોં લૂછતી તે પળવાર પેલા ચોક તરફ જોઇ ઉભી અને પછી ચોક તરફ ચાલી. ચોકમાં એક મોટો પથ્થર એક તરફ પડેલો હતો તેના પર તે બેસી ગઈ. તેને કૈલાસે જોઇ અને આવી તરુણ સ્ત્રી શા માટે સાધ્વી બની હશે, તેનો તે મનમાં વિચાર કરી રહી.

"સાધ્વીએ એક વાર કૈલાસની બારી તરફ જોયું. પછી તે ફળીઆ તરફ જોઇને તંબૂરો ઠીક કરવા લાગી. છોકરાં તેને વીંટાઇ વળ્યાં અને તંબુરાના તારને સમારતાં થતા અવાજથી આકર્ષાઇ બે ચાર મોટા માણસો પણ ત્યાં ઉભા રહ્યાં. સાધ્વીએ ધીમેથી કૃષ્ણભક્તિનાં પદો ગાવા માંડયાં. તંબુરાની સુરાવલી સાથે તેનો કોમળ સ્વર એક થઇને મીઠા આરોહ અવરોહ ઉપજાવી, સાંભળનારને તેના તરફ બદ્ધ કરી રહ્યો. થોડી જ વારમાં ત્યાં માણસોની ભીડ થઇ ગઇ. સાધ્વીએ વળી એક સરસ ભજન ઉપાડયું.

> રાધા, તારૂં હૃદય સરોવર બોલ ચડે ના ઝોલે?
> વિરહવહ્નિ વરસે વસમો, ના ત્હોય કેમ તું બોલે?
> 　　　　રાધે હૃદય દુલારી હો!
> 　　　　ત્રિભુવન તુજ નામે ડોલે.

આ ભજન શરૂ થતાં જ કૈલાસી તેના પ્રેમામૃત પીવા તૃષાતુર બનેલા કાન તથા આંખ ઢાળી સાંભળી રહી.

"ત્રિભુવન" શબ્દે તો તેના ઉરમાં અજબ મીઠાશ સ્ફુરાવી દીધી.

વનકુંજોની કેલી કહાનો હૃદય ફરી ફરી સ્મરતો,
પ્રાણપ્રિયા રાધાનું હૃદયે ધ્યાન નિરંતર ધરતો;
રાધે, બોલ દુલારી હો,
કન્હૈયો ધીર નથી ધરતો.

રાધે, બોલ દુલારી શ્યામે વનનો મારગ ઝાલ્યો,
તુજ વિરહ વસમો બનતાં બહુ કંઠે ફાંસો ઘાલ્યો;
રાધે, દોડ સખી કુંજે,
નહિ તો પ્રિતમ તુજ ચાલ્યો.

સહી વચન એ સુણતાં, રાધા વનકૂંજોમાં દોડી,
માન તજી માનુની દે ઉર, શ્યામ ઉરથી જોડી;
રીઝયાં શ્યામ અને રાધા,
જનમનાં બંધન દો તોડી.

કૈલાસ જાણે રાધા બની ગઇ. પોતાનો કહાન તેને જાણે આ સંદેશો ન પાઠવી રહ્યો હોય? આ ગીત સાધ્વીને મુખે ફરી ફરી સાંભળવાનું તેને મન થયું. તે જ વખતે કૈલાસની પાછળ આવી તેની જુની દાસી બોલી: "કેમ બહેન, શું કરો છો?"

"કંઇ નહિ. પણ તેં પેલી સાધ્વીનું ભજન સાંભળ્યું?" બારીમાંથી જરા સંકોચાઇ સાધ્વીને બતાવતાં કૈલાસ બોલી.

"ના, ના બહેન. કેવુંક ગાય છે? આપણે બોલાવીએ ત્યારે."

"મારી પણ તેનાં ભજન સાંભળવાની ઇચ્છા છે. આંખમાંથી આંસુ પડે એવું સરસ ગાય છે." કૈલાસ બોલી.

"ત્યારે બોલાવું છું. નર્મદા બહેનને કહીને જાઉં છું." દાસી જતાં જતાં બોલી.

તે કૈલાસના મુખ પર મૌન સંમતિ જોતી નીચે ઉતરી. શિવદત્તે કૈલાસ પર નજર રાખવા મુકેલી વૃદ્ધ નર્મદાને કહીને દાસી સાધ્વીને બોલાવવા ગઇ.

સાધ્વીએ દાસીના કહેવા પ્રમાણે તેની સાથે આવવામાં આના-કાની કરી તે બોલી: "બહેન, અમે કાંઇ તમાસગીર નથી. પ્રવાસે નીકળ્યાં છીએ એટલે ઉદરનિર્વાહને કાજે કદિ કદિ પ્રભુની લીલા ગાઇ સ્વાર્થ સાથે પરમાર્થ સાધીએ છીએ."

"તમારા પર અમારાં મોટી બહેનને ભક્તિભાવ છે, તેથી જ તે બોલાવે છે. જુઓ તે સામી બારીએ બેઠાં." દાસીએ સાધ્વીને કૈલાસ બતાવી.

સાધ્વીએ કૈલાસ તરફ જોયું. બારીમાં બેઠાં બેઠાં તે આર્જવતા ભરી નજરે સાધ્વી તરફ જોતી હતી. જાણે તેને કૈલાસની દયા આવતી હોય તેમ તે દ્રવી અને બોલી: "ઠીક, ચાલો આવું છું પણ બહુ રોકાઇશ નહિ."

સાધ્વી દાસી સાથે છેક મેડા પર આવી પહોંચી. નર્મદાએ તેને નીચેથી જ જોઇ લીધી અને મનમાં બબડી: "કોઇ વંઠેલી વિધવા બાવી થઇ ગઇ હોય એમ લાગે છે." આવી અવજ્ઞાપૂર્વક તે મેડી પર ભજન સાંભળવા ન ગઇ.

કૈલાસે સાધ્વીને માનપૂર્વક આસન આપી બેસાડી. પછી તેનો વૃત્તાંત પૂછ્યો. સાધ્વીએ પોતે બંગદેશની મૂળ વતની હોવાનું જણાવ્યું. પરંતુ દ્વારિકેશની છાયામાં વસીને તે ઘણાં વર્ષોથી ગુજરાતી બની ગઇ હતી. હાલ તે ગોકુળ મથુરાના પ્રવાસે નીકળી હતી. સાધુ સાધ્વીઓનાં ચારિત્ર્ય પણ બધાનાં સરખાં હોતાં નથી, તેથી પોતે નિઃસંગ રહેવામાં માનતી હતી. તેથી એકલી જ પ્રવાસે નીકળી હતી, એમ પણ તેણે જણાવ્યું. કૈલાસને આ સાધ્વી બહુ આકર્ષક લાગી.

કૈલાસની વિનંતિ પરથી તેણે બે ત્રણ ભજન ગાયાં. પણ કૈલાસને પેલું ખાસ ગમી ગયેલું ગીત તેણે ન ગાયું. છેવટે કૈલાસે કહ્યું: "પેલા ચોકમાં તમે ગાયું હતું તે રાધા–કહાનનું ગીત ગાઓ."

"તમને તે બહુ ગમ્યું, બહેન? ચાલો ગાઉં." સાધ્વી હસી.

"રાધા, તારૂં હૃદયસરોવર બોલ ચડે ના ઝોલે?
"વિરહ-વહ્નિ વરસે વસમો, ના ત્હોય કેમ તું બોલે?
રાધે, હૃદય દુલારી હો,
ત્રિભુવન તુજ નામે ડોલે.

સાધ્વી પ્રફુલ્લ મને ગાવા લાગી. તે કૈલાસ તરફ જોઇ અર્થ-સૂચક અભિનય પણ કરવા લાગી, તરુણ દાસીને પણ આ ગીત ગમી ગયું. રાધાકૃષ્ણને બહાને પોતાના હૃદયમાં વહેતા પ્રગટ કિંવા અપ્રગટ કોમળ ભાવોને વ્યક્ત થતા જોઇ કોને તે મોહક નથી લાગતા?

'ત્રિભુવન તુજ નામે ડોલે' એ પંક્તિ પર સાધ્વીએ ભાર મૂક્યો ને તેને જાણે ઇરાદાપૂર્વક પુનરાવર્તિત કરતી હોય તેમ તે પંક્તિ તેણે બેવડાવી. કૈલાસ વિચારમાં પડી ગઇ. "શું સાધ્વી પોતાની મનઃ-કામના જાણી ગઇ છે?" આમ તે વિચારી રહી. તેવામાં ગીત પુરું થયું. છતાં આદિ પંક્તિઓ ફરી ગાઇને પેલી ત્રિભુવનવાળી પંક્તિ પર સાધ્વીએ ફરી ભાર મૂક્યો. તે વખતે સાધ્વીની આંખમાં કંઇક ઇસારો થતો કૈલાસીએ જોયો ને તે ચમકી ઉઠી.

"શુભા, જાને નીચેના તાકામાં મારો દાબડો છે તે લઇ આવ. એમને વાટ ખર્ચી જોગ કંઇક આપીએ." કૈલાસે પાસે બેઠેલી દાસીને કહ્યું.

દાસી ગયા પછી, સાધ્વી હસી. કૈલાસી કંઇ બોલે તે પહેલાં જ તેણે એક તમાલપત્રની કાપલી કૈલાસીના હાથમાં મૂકી દીધી. તેમાં લખ્યું હતું: रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातम् त्रिभुवनस्य. આ વાંચતાં જ કૈલાસ હર્ષથી પુલકિત બની.

કૈલાસ તેને કંઇ પૂછે તે પહેલાં દાસી દાબડો લઇ આવી પહોંચી. કૈલાસે તેને કેટલાક દ્રમ્મ આપી માનપૂર્વક વિદાય કરી.

"બે ત્રણ દિવસ પટ્ટણમાં રહેવાની છું, બહેન. એટલે વળી એકાદ વખત મળીશ, જય શ્રીકૃષ્ણ" જતાં જતાં સાધ્વી કહેતી ગઇ.

---

## પ્રકરણ ૨ જું

## કાર્તિક સ્નાનનો મેળો

સાધ્વીના ગયા પછી કૈલાસી ફરી ફરી ત્રિભુવનનો પેલો સંદેશો વાંચવા લાગી. તેણે એક બે વાર તો એ તમાલપત્રને હર્ષથી ચૂમી લઇ છાતીએ દાબ્યું. ત્રિભુવનનું પાઠવેલું તમાલપત્ર તેને ત્રિભુવન જેટલું જ પ્રિય થઇ પડયું. ત્રિભુવનની તેને ખુબ ચિંતા થતી હતી. પરંતુ પોતાને આવી રીતે આશ્વાસન આપનાર ત્રિભુવન કપાળે હાથ દઇને બેસી રહ્યો નથી, એમ તેને સમજાયું. તેના મનમાં આશાનો સંચાર થયો. પિતૃગૃહનો ત્યાગ એ જ એક માર્ગ છે, એમ પણ તેને જણાવા લાગ્યું. છતાં એ માર્ગનું અવલંબન સહેલું ન હતું, તેનો પણ એ મન સાથે ખ્યાલ કરી રહી.

સાધ્વી સાથે વાતચીત ન થઇ શકી એથી તેને દુઃખ થયું. પરંતુ તે સાધ્વી બીજી વખતે આવે ત્યારે તેવો મોકો મેળવવાનો તેણે મન સાથે ઘાટ ઘડવા માંડયો. પિતા પ્રત્યે તેના મનમાં દિવસે દિવસે રોશ પેદા થઇ રહ્યો હતો. પોતે અવલંબન કરેલો માર્ગ પિતાની દૃષ્ટિએ ભયંકર લેખાતો હતો, તે સમજવાની તટસ્થ દૃષ્ટિ કૈલાસમાંથી ક્ષીણ થવા લાગી. ત્રિભુવનનું સાન્નિધ્ય જ માત્ર તે વાંછી રહી. પિતાના પ્રત્યેક આઘાતનો હવે તેના હૃદયમાં પ્રત્યાઘાત ઉઠવા લાગ્યો, પિતાની લાગણી કે દુઃખનો વિચાર તજી દઇ તેણે ત્રિભુવનને જ પોતાનું લક્ષ્ય બનાવી દીધો, તેનાં બાણું ક્રોડ રૂંવાડાં બેઠાં થઇને 'ત્રિભુવન ત્રિભુવન'ની માળા જપી રહ્યાં. વિશ્વ માત્રના સારરૂપ તેને માત્ર એક ત્રિભુવન જ જણાવા લાગ્યો.

"ત્રિભુવન તુજ નામે ડોલે" એ મધુર પંકિત તેને મીઠા સંવેદનોમાં તરબોળ બનાવી રહી. તેણે પોતાની ઉછાળા મારતી હૃદયની લાગણીઓને પત્ર દ્વારા વ્યકત કરવા ચોરી છુપીથી શુભા પાસે લખવાનાં સાધન મેળવી લીધાં. અને ત્રિભુવનને મોકલવાનો પત્ર તેણે ગુપ્ત રીતે લખી દીધો.

સાધ્વીની બીજી મુલાકાત થઇ અને અરસ્પરસ ત્રિભુવનના તથા પોતાના પત્રની આપ લે કૈલાસે કુશળતાથી કરી લીધી. તથા ભવિષ્યમાં સંદેશો મોકલવાની ગોઠવણુનો સંકેત પણ થઈ ગયો. લૂણસાપા જેવા રાજપુરુષો રાજતંત્ર માટે સેંકડો જાસુસો રોકતા હતા, અને તે બળવડે ઇષ્ટસિદ્ધિ સાધતા હતા. ત્રિભુવને પણ પોતાના પ્રણય પ્રકરણની ઇષ્ટસિદ્ધિ માટે થોડાક કુશળ ગુપ્તચર તૈયાર કર્યા હતા. સાધ્વી તે પૈકીની જ એક હતી.

ચોરી છુપીથી પ્રણયપત્રોની આપ લે કરી રહેલ પ્રેમીઓને હૈયે પ્રત્યક્ષ મિલનની જંખના જાગી હતી. અને તે માટે તે યોજના વિચારી રહ્યાં હતાં, કૈલાસમાં મહાપરિવર્તન થઇ ગયું હતું. પ્રણયના દેવને તેણે હૃદય સિંહાસને પધરાવ્યો હતો અને તેની જ આજ્ઞા માટે તે જીવતી હોય એમ અનુભવી રહી. એ દેવતાના આદેશ આગળ તેને 'સ્વત્વ, શૈવમત, પિતા અને ઘરબાર બધું વ્યર્થ જણાયું. એ દેવતાના આદેશ પાલનમાં જ તે જીવનસાફલ્ય સમજતી થઇ. પ્રણયનો દેવ એટલો બધો સ્વાર્થી છે કે પોતાના પૂજારીને તે બીજાનું નામ પણ દેવા દેતો નથી. કે પછી એ હદ બહારના સ્વાર્થની માત્રા વડે જ એ બીજા હલકા સ્વાર્થનો નાશ કરી, એક અનંત સ્વાર્થ–કહો કે પરમાર્થનું ભાન કરાવતો હશે? ગમે તેમ હો પણ કૈલાસ પોતે જે વસ્તુઓ અને જે સ્થિતિમાં ગર્વ અને મમત્વ આજ પહેલાં અનુભવતી હતી, તેવી નાની નાની કંઇક વસ્તુઓ અને આકાંક્ષાઓ તજી દેવા તૈયાર બની રહી હતી. પ્રણયદેવતાના સાદને સાંભળી તે જાણે અલક્ષિત સ્થળે દોડી જવા આતુર બની ઉભી હતી.

થોડા દિવસ પછી કાર્તિક સ્નાનનું પર્વ આવતું હતું તે પ્રસંગે શ્રીસ્થળમાં હજારો માણુસો સ્નાનાર્થે આવી, એ પવિત્ર નગરને માણુસોનું કીડિયારૂં બનાવી મૂકતાં. રાજા, રાણુઓ, સામંતો, સરદારો સહુ એ મેળામાં આવી સ્નાનનું પુણ્ય હાંસલ કરી દેવદર્શનનો લાભ લેતા. કૈલાસીને લઇને શિવદત્ત પણ આ પ્રસંગે શ્રીસ્થળ ગયા.

શ્રીસ્થળમાં પોતાના એક મિત્રને ત્યાં શિવદત્તે મુકામ રાખ્યો. નર્મદા કૈલાસની દેખરેખ માટે સાથે જ હતી. પહેલે દિવસે સ્નાન, દર્શન કરી આવ્યા પછી વળતે દિવસે ત્યાંથી પટ્ટણ પાછા ફરવાનો શિવદત્તનો વિચાર હતો. પરંતુ અનાયાસે બીજે તથા ત્રીજે દિવસ પણ ત્યાં જ ગાળવાનું ઠર્યું.

ત્રીજે દિવસે શિવદત્ત લૂણસાપા પાસે ગયા હતા. તે વખતે નર્મદા, કૈલાસ તથા તે જેમને ત્યાં ઉતર્યાં હતાં તે ઘરની બે સ્ત્રીઓ તથા બીજા એક બે પરિચારકો વગેરે સ્નાનની ઇચ્છાથી સરસ્વતી તીરે આવ્યાં. સરસ્વતી કાંઠે હજારો માણસની ઠઠમાં ચાલવાનો માર્ગ પણ મળતો ન હતો. પણ એવી ભીડમાંય પેલી સાધ્વીએ એકાએક કૈલાસને ઓળખીને પાછળથી બૂમ મારી "કૈલાસ બહેન, જયશ્રી કૃષ્ણ."

કૈલાસ સાધ્વીને જોઇ ચમકી, તેણે નર્મદા તથા સાથેની બીજી સ્ત્રીઓ સામે પળવાર જોઇ લીધું ને પછી બોલી: "તમે હજુ અહીં છો?"

"હા, બહેન, શ્રીસ્થળ મને ગમી ગયું ને વળી આ કારતકસ્નાનનો મેળો નજીક આવ્યો એટલે આગળ નથી વધી. હવે કાલે નીકળવાની છું. કુશળ તો છો ને, બહેન?" સાધ્વી બોલી.

"કૈલાસ બહેન, આવાં લફરાં તને ભલે ગમે છે." ભીડમાં ખોટી થવાનું ન પાલવવાથી તથા ઉભાં રહેવાથી લોકોના ધક્કા લાગતા હોવાથી કટાણું મોં કરી નર્મદા બોલી. નર્મદા કૈલાસ પ્રત્યે વડિલ-પણાનો દાવો રાખતી હતી.

"સારૂં. જયશ્રી કૃષ્ણ. હું બ્રહ્મપોળના નાકે ગોવિંદશર્માને ત્યાં છું. ત્યાં બપોર પછી મળજો. મારે તમારાં ભજન સાંભળવાં છે." કૈલાસ બોલી.

"સારૂં બહેન, તમારો મારા પર ભાવ છે તે જાણું છું." જયશ્રી કૃષ્ણ કરી સાધ્વી ચાલતી થઇ.

"એવું સરસ ગાય છે સાધ્વી!" કૈલાસે ગોવિંદશર્માની પુત્રીને કહ્યું ને તેઓ નદીકાંઠા તરફ આગળ ચાલ્યાં.

"ગાયું એણે. મને તો એવી લમણાઝીક ગમતી જ નથી." નર્મદાએ ચાલતાં ચાલતાં મોં મચકોડયું.

કૈલાસના મોંમાં જવાબ તૈયાર હતો, પણ તે મૂંગી રહી ચાલવા લાગી. નર્મદાને નાહક ખીજવવાની તેને અગત્ય ન લાગી.

બપોરે ભોજન કરી નર્મદા ગઇ રાતે તેને કથાશ્રવણથી ઉજાગરો થયેલો હોવાથી સૂઇ ગઇ હતી. ઘરની સ્ત્રીઓ ઘરકામમાં પડી હતી. પણ કૈલાસ તો જાગતી જ હતી. તે સાધ્વીની માર્ગપ્રતીક્ષા કરી રહી હતી. શિવદત્ત બહાર ગયો હતો તે સાંજ પહેલાં પાછો ફરે તેમ ન હતું. એટલે સાધ્વી જલદી આવે તો સારૂં, એમ કૈલાસ ઇચ્છી રહી હતી. છેવટે થોડી રાહ જોવરાવી સાધ્વી આવી. તેનો અવાજ સાંભળતાં જ કૈલાસ તેને સામે લેવા ગઇ. સાધ્વીને પોતાની પાસે મેડા પર લાવી કૈલાસે બેસાડી. અંદરના ખંડમાં નર્મદા ઉંઘતી હતી તેની ખાત્રી કરી લઇ તે બહાર જ બેઠી. સાધ્વી સાથે થોડી વાત ધીમેથી કરી લીધા પછી, કૈલાસે નીચેથી ગોવિંદશર્માની પુત્રીને બોલાવી અને સાધ્વીએ પોતાનાં બે ભજન ગાયાં. નર્મદા તે અવાજથી જાગી ઉઠી અને ખીજાતી પથારીમાં જ પડી રહી. ગોવિંદશર્માની પુત્રીએ પણ ભજનો સાંભળી સંતોષ બતાવ્યો અને થોડી પ્રાસંગિક વાતચીત થયા બાદ સાધ્વી સ્ત્રી વિદાય થઇ.

જતી વખતે કૈલાસે તેને થોડા દ્રમ્મ આપ્યા ત્યારે નર્મદા ચૂપ રહી ન શકી. તે પથારીમાં બેઠી થતાં બોલી: "કૈલાસ બહેન એવાંને આપ્યે શું ઉગી નીકળવાનું છે? કોક પાત્રને દાન આપીએ તો આપણને ફળ મળે."

"એ પાત્ર છે માટે જ આપું છું." કૈલાસે સ્મિત કરી કહ્યું અને નર્મદા શાંત પડી.

"છે તો સાત્વિક બાઇ." ગોવિંદશર્માની પુત્રીએ પોતાનો મત આપ્યો. સાધ્વી આ સાંભળતી જ ન હોય તેમ ધીમે ધીમે નીચે ઉતરી ચાલી ગઇ. તે રાત્રે બધાં કથા સાંભળી મોડી રાતે સૂઇ ગયાં. ગોવિંદ-

શર્મા, તેનો પુત્ર, શિવદત્ત વગેરે પુરુષો મેડા પર સુઇ રહ્યા અને સ્ત્રીવર્ગ ભોંયતળીએ સુઇ ગયો. કૈલાસ પણ નર્મદા પાસે નીચે જ સુઇ રહી.

× × × ×

પરોઢીએ વહેલાં ઉઠતાં જ નર્મદાએ કૈલાસને બૂમ પાડી: "કૈલાસ બહેન ઉઠો. આજે તો આપણે પ્રસ્થાન કરવાનું છે."

કૈલાસનો ઉત્તર ન મળવાથી તેને ઢંઢોળીને જગાડવા નર્મદાએ તેની પથારીમાં હાથ ફેરવ્યો પણ તે ખાલી જણાઇ. તેને શંકા થઇ અને તે સફાળી ઉઠી. "કૈલાસ, કૈલાસ ક્યાં ગઇ અલી?" તેણે બૂમ પાડી, પણ કૈલાસ હોયતો બોલેને?

ઘરનાં બધાં જાગી ઉઠયાં, ને કૈલાસની શોધ કરી પણ તે ક્યાંય જણાઇ નહિ. શિવદત્ત પણ ગરબડ સાંભળી નીચે આવ્યો. કૈલાસ નાસી ગયાની વાત તેના મનમાં ઉગી નીકળી ને તે રોષથી નર્મદાને ગાળો આપવા લાગ્યો.

"હું શું કરૂં, બાઇ? ઉંઘતાં ગૂમ થઇ એમાં મારૂં શું ચાલે?" બળાપો કરતી નર્મદા બોલી.

આખા મહોલ્લામાં જોતજોતામાં આ વાત પ્રસરી ગઇ અને લોકો ભેગા થઇ ગયા. કોઇ બહાર ગયાની કલ્પના કરવા લાગ્યા, તો કોઇક પાસેના કુવામાં તપાસ કરવા સૂચવવા લાગ્યા. કોઇક "હશે વંઠેલ, નહિ તો જાય કેમ?" એવા ઉદ્દગાર પણ કાઢવા લાગ્યા. શિવદત્ત રોષ, અપમાન અને ફજેતીના મારથી બગી જતો હતો.

"આપણે પ્રાંગકને* હાલ જ ખબર આપીએ કે, તે ચાટ-ભટ† દ્વારા તપાસ કરવા ગોઠવણ કરશે." ગોવિંદ શર્માએ શિવદત્તને કહ્યું.

* પ્રાગક એટલે નગર રક્ષક.

† ચાટ-ભટ એટલે પોલીસ સિપાઇને મળતા કરજાનો રાજનો નોકર.

"હું લુણુસાપા પાસે જાઉં છું. તે આજે અહીં જ છે. તમે પ્રાંગક પાસે જઈ ખબર આપો." ઉતાવળે મ્હોં ધોઇ કપડાં પહેરતાં શિવદત્તે કહ્યું.

ગોવિંદ શર્મા તથા શિવદત્ત સાથે જ ઘરમાંથી તૈયાર થઈ નીકળ્યા. ગોવિંદશર્મા શહેરના મધ્યભાગમાં આવેલી પ્રાંગકની કચેરી તરફ ગયા અને શિવદત્ત નદીકાંઠે આવેલા સિદ્ધેશ્વર મહાદેવમાં લુણુસાપાનો મુકામ હતો ત્યાં ગયો.

લુણુસાપાએ શિવદત્તની વાત સાંભળી દીલસોજી બતાવી. છોકરાંને સંભાળથી રાખવા શીખામણ પણ આપી. કિન્તુ પોતાના તરફથી કાંઇ પણ તજવીજ કરવાની વૃત્તિ બતાવી નહિ. આ જોઈ માની શિવદત્તને મનમાં માઠું લાગ્યું. પણ અત્યારે માન તજ્યા સિવાય છુટકો ન હતો એટલે તેણે પોતાની પુત્રીનો પત્તો પાડી આપવા લુણુસાપાને વિનતિ કરી.

"હું શોધ કરાવીશ. પણ હવે પત્તો પડવો મુશ્કેલ." તેમણે ધીમેથી કહ્યું. શિવદત્તને આ વચનો બહુ ટાઢાં લાગ્યાં.

"ઠીક, હું જાતે શોધી લઇશ. મારી ભૂલ થઇ કે અહીં સુધી આવ્યો." શિવદત્ત જરા રોષથી બોલ્યો. લુણુસાપાની મૈત્રીનો તેનો દાવો હતો.

લુણુસાપા મૂંગા રહી સાંભળી રહ્યા. "ઠીક, જૈનોને ફટાડનાર તમે જ છો તે આજે જાણ્યું." ત્વરાથી ઉભો થતાં શિવદત્ત બોલ્યો.

"ઠંડા પડો શિવદત્ત" ધીમેથી લુણુસાપા બોલ્યા. પણ તે ગણકાર્યા વગર શિવદત્ત ચાલતો થયો.

---

## પ્રકરણ ૩ જું

### શિવદત્ત અને લૂણસાપા

શિવદત્ત તથા ગોવિંદશર્માના મિત્રો અને સગાંવહાલાંએ કૈલાસકુમારીને શોધી કાઢવા, આખું શ્રીસ્થળ ઉપર નીચે કરી નાંખ્યું. પ્રાંગકે (નગરરક્ષકે) પણ પોતાના માણસો દ્વારા ઘણી તપાસ કરાવી પણ કંઇ પત્તો પડયો નહિ. બે ત્રણ દિવસમાં તો શ્રીસ્થળમાં દેશ દેશાવરથી આવેલા લોકો વેરાઇ ગયા, અને માણસોની ઓટ આવી પણ કૈલાસનો પત્તો ન પડયો તે ન જ પડયો. નિરાશ શિવદત્ત મનમાં તો સમજ્યો હતો કે, કૈલાસીને હરી જનારા ત્રિભુવનપાળના માણસો જ હતા. પણ તે વાતનું ડીંડીમ્ બજાવીને પણ તેને લાભ થાય તેમ ન હતું એટલે તે નિરાશ મને પુત્રી વિના અણહીલપુર પાછો ફર્યો.

શિવદત્તના મનમાં ઘોર નિરાશા વ્યાપી ગઇ. લૂણસાપા અને વેદગર્ભરાશિ જેવા પુરુષો પણ પોતાને મદદરૂપ થતા નથી, એ ખ્યાલથી તે હતાશ થઇ ગયો. એક સપ્તાહ સુધી તે ઘરમાં જ બેસી રહ્યો. બહાર નીકળવાનું કે કંઇ પ્રવૃત્તિ કરવાનું તેને મન થયું નહિ.

ભાંગી પડેલા મહાવૃક્ષની પેઠે શિથિલ મન અને તનવાળો શિવદત્ત હીંડોળા પર પડયો હતો. નિરાશાથી શિથિલ બન્યો હોય તેમ હીંડોળો પણ સ્થિર હતો. તેવામાં એક પાર્શ્વકે આવી જણાવ્યું કે, "મહારાજા લૂણસાપાનો માણસ આપને તેડવા માટે આવ્યો છે. 'રાણાજી આપને તરત તેડાવે છે,' એમ તેનું કહેવું છે."

'લૂણસાપાનું તેડું આવ્યું જાણી નિરાશ શિવદત્તના મનમાં આશા પ્રગટી. વખતે કૈલાસનો પત્તો પડયો હશે તે સમાચાર આપવા તો નહિ બોલાવ્યો હોય ? અગર તે દિવસે હું રોષમાં ચાલ્યો આવેલો હોવાથી આજે મને ખુશ કરી કૈલાસીની શોધ કરાવવાની ગોઠવણ કરવા તો નહિ બોલાવ્યો હોય ?' શિવદત્ત પોતાના મનને જ અનુકૂળ

પ્રશ્નો પૂછી રહ્યો. તે આશાથી બેઠો થયો. તેણે પોતાના નોકરને લૂણસાપાના માણસને રજા આપવા આજ્ઞા કરી અને પોતે લૂણ સાપાની મુલાકાતે જવા તૈયાર થવા લાગ્યા.

શિવદત્ત લૂણસાપાની હવેલીએ પહોંચ્યો તે વખતે લૂણસાપા બેઠક ખાનામાં ન હતા. શિવદત્તના આવ્યાના સમાચાર તેમને મળતાં તે ઘરમાંથી બહાર આવ્યાઃ "પંડિતજી, આવી પહોંચ્યા!" મીઠું સ્મિત કરી, તેમણે વિનય બતાવ્યો.

"હા, રાણાજી, મને કેમ યાદ કર્યો હતો?" ઉતાવળથી શિવદત્તે પૂછ્યું.

"તમારું એક કામ પડયું છે, પંડિતજી." કૈલાસની વાત જાણે ભૂલી જ ગયા હોય, તે ઢબે લૂણસાપાએ નવી જ વાત કાઢવા માંડી.

શિવદત્ત નિરાશ થયો. પોતાના સ્વાર્થની વાત માટે જ લૂણસા-પાએ તેને બોલાવ્યો છે, એમ તેને લાગ્યું. એ કુટિલ રાજકર્મચારીને પોતાના દુઃખની કાંઇ પડી નથી, એમ શિવદત્તની ખાત્રી થઇ. તે ધીમેથી બોલ્યોઃ "શું કામ છે?"

"મહારાણી લીલાદેવી તથા મહારાજાના નામની પ્રશસ્તિનો એક લેખ લીલેશ્વરમાં મૂકવા તૈયાર કરવાનો છે. તે પ્રશસ્તિની ભાવવાહી લલિત સંસ્કૃત શૈલીમાં આપની પાસે રચના કરાવવાની મહારાણીની આજ્ઞા છે."

શિવદત્ત રોશથી બોલી ઉઠયોઃ "મને ફુરસદ નથી. હું દુઃખથી દગ્ધ બની રહ્યો છું, તેની કોઇને પરવા નથી. પોતાની ગરજે......"

"પણ મહારાણીની આજ્ઞા છે." વચ્ચે જ લૂણસાપા બોલ્યા.

"હું કોઇની આજ્ઞા માનવાનો નથી. મારે રાજની નિમણોક પણ ખાવી નથી ને રાજસેવા પણ કરવી નથી. હું હવે સંન્યસ્ત લેવાનો છું."

"કેમ, આટલી બધી નિરાશા, પંડિતજી? योगः कर्मसु कौशलम्। એ સિદ્ધાંત તો તમે જ અમને શીખવેલો." શાસ્ત્રચર્ચામાં યોગશાસ્ત્ર

સુધી લૂણસાપા ચર્ચાઓ કરી ચૂકયા હતા. એમને એ વિષયમાં દોરનાર શિવદત્ત અને વેદગર્ભરાશિ હતા.

"મને કર્મ અકર્મ કશું જ સૂજતું નથી. મને ગૂંચવશો નહિ, રાણુજી." શિવદત્ત આર્દ્ર બન્યો.

"પંડિતજી, હું તમારો મિત્ર નથી? મને હૃદય ખોલીને તમારું હાર્દ સમજાવો." લૂણસાપાએ મીઠાશથી કહ્યું.

"તમે શું નથી જાણતા? મારા સારા જીવનના સાર જેવી, મારી આંખની કીકી કૈલાસનું હરણ દુષ્ટોએ કર્યું છે, તે તમે નથી જાણતા? મારા જેવા વૃદ્ધ બ્રાહ્મણની કરુણ ચીસ તમારા જેવા રાજપુરુષોને કયાં સ્પર્શી શકે છે કે મને પૂછો છો? મારા મિત્ર હો તો મારી કૈલાસની તમે આજ સુધીમાં શોધ ન કરી હોત?" શિવદત્ત રોષ, ઉદ્વેગ અને કરુણાના સંમિશ્ર સ્વરે બોલ્યો.

"પંડિતવર, શાંત થાઓ. સહુ સારાં વાનાં થશે. મેં કૈલાસ માટે તપાસ નહિ કરાવી હોય એમ તમે શા આધારે માનો છો? કૈલાસ મારી પુત્રી નથી? પણ તમે તે દિવસે રીસમાં ને રીસમાં ચાલ્યા ગયા પછી ફરી મળ્યા જ નહિ, એટલે તમને હું આશ્વાસન પણ શી રીતે આપી શકું?"

"શું તમે કૈલાસનો પત્તો પાડવા મથી રહ્યા છો, રાણુજી?" વચ્ચે જ પંડિતે પૂછ્યું.

"તો નહિ? મને મળેલી હકીકતો પરથી હું માનું છું કે, એક બે દિવસમાં તો હું તેને તેના પિતા સમક્ષ હાજર કરવા શકિતમાન્ થઇશ."

આ સાંભળી શિવદત્તને આનંદ થયો. તે ઉપકારની લાગણીથી હાથ જોડી બોલ્યો: "મહારાજ, મેં આપના પ્રત્યે અયોગ્ય રોષ દાખવ્યો છે. મને માફ કરો."

"કાંઇ હરકત નહિ, પંડિતજી. તમે તો મારા મિત્ર છો, એટલે મને માઠું લાગતું જ નથી." ચાણકયમતિ લૂણસાપાએ કહ્યું.

થોડી વારે લૂણસાપા ફરી બોલ્યા: "પણ પંડિતજી, મારે તમને એ બાબતમાં મિત્ર તરીકે એક સલાહ આપવી છે. તમે કૈલાસનો પત્તો

પડયા પછી તેને એક વાર મળીને સમજાવો. પણ પછી તેને તમારે ત્યાં ન રાખતાં મારા કબજામાં સોંપો. નહિ તો ફરી પણ તેનું અપહરણ થશે."

"આપના જેવા હિતેચ્છુ મિત્રની સલાહ મને માન્ય છે." શિવદત્તે હર્ષાવેશમાં કહ્યું.

કૈલાસ સાજી સમી મળી આવે એ જ એને આનંદની વાત હતી. જો કે છોકરી પ્રત્યે તેને રોષ તો અપાર ચઢયો હતો, પણ પિતૃ હૃદયની ઉંડી મમતા હજી નાશ પામી ન હતી.

તે પછી બીજી કેટલીક વાતો કરી બંને મિત્રો નિકટત્વ અનુભવી રહ્યા. છેવટે લીલાદેવીની પ્રશસ્તિ વિષે ચર્ચા કરી લઇ શિવદત્તે લૂણસાપાની રજા લીધી.

લૂણસાપાએ આજે શિવદત્તને લીલાદેવીની આજ્ઞાને બહાને બોલાવ્યો હતો. પણ બોલાવવાનું ખરૂં કારણ તો કૈલાસ વિષે જે વાતચીત કરી તે જ હતું. લીલાદેવીની પ્રશસ્તિ રચી આપનાર તો બીજા ઘણા પંડિતો લૂણસાપાને જડે તેમ હતા. પરંતુ ત્રિભુવન તથા કૈલાસનું પ્રેમપ્રકરણ ધીમે ધીમે આગળ વધે અને છેવટે તેની પરાકાષ્ઠાએ પહોંચે, એવી લૂણસાપાની ઇચ્છા હતી. એ પ્રેમસંબંધના પ્રસંગોને મનધાર્યું સ્વરૂપ આપી તે વડે શૈવો તથા ચારિત્ર્યશીલ જૈનોની આંખમાં ત્રિભુવનને હલકો પાડવાની લૂણસાપાની નેમ હતી. અને તેમ કરવા માટે શિવદત્તને હાથ પર રાખવાની જરૂર ન હતી. શ્રીસ્થળમાં શિવદત્તને રીસાઇને ચાલ્યો જવા દેવામાં પણ લૂણસાપાનો ખાસ ઉદ્દેશ હતો. ત્રિભુવન તથા કૈલાસી અમુક સમય સાથે રહી શકે તો જ એ પ્રેમપ્રકરણ દૃઢ સ્વરૂપ ધારી શકે. તેથી તેઓ કૈલાસીને અપહરણ પછી તુરત જ પકડી તેના પિતાને સોંપવા ઇચ્છતા ન હતા, તદુપરાંત શિવદત્તને એક રાજપુરુષ તરીકેનું પોતાનું મહત્વ સમજાવવાની પણ આવશ્યકતા હતી. આથી જ તેમણે શિવદત્તને શ્રીસ્થળમાંના પોતાના મુકામેથી રીસાઇને ચાલ્યો જવા દીધો હતો. પરંતુ ઉપરના બંને હેતુ સિદ્ધ થયા એટલે તેમણે લીલાદેવીના પ્રશસ્તિ લેખની વાતને બહાને

શિવદત્તને બોલાવરાવ્યો અને તેના મનમાં પોતાની મૈત્રી વિષે પુનઃ સુવિચાર પ્રગટાવ્યો.

લૂણુસાપાના ગુપ્તચરો દ્વારા તેમને કૈલાસ વિષે માહિતી ક્યારની મળી ચૂકી હતી. પણ તે કૈલાસને હાથ કરવામાં જાણી જોઇને વિલંબ કરી રહ્યા હતા. કૈલાસ તથા ત્રિભુવન એકબીજાના પ્રેમમાં ખુવાર થવા જેટલે દરજ્જે ઉદ્યુક્ત થાય તેટલો પ્રેમ ઉભયના ઉરમાં રોપાવા દેવાની આવશ્યકતા હતી. તે માટે બંને પ્રણયીઓનું મિલન અને સહચાર થોડોક વખત આવશ્યક હતો, એમ લૂણુસાપા માનતા હતા. ગરીબ બિચારો સરળ શિવદત્ત આ કૌટિલ્ય મૂર્તિના મનને શી રીતે પરખી શકે ?

શિવદત્તના ગયા પછી થોડી વારે કિશોરસિંહ આવ્યો, તેની સાથે બીજી થોડી વાતચીત કર્યા પછી, લૂણુસાપાએ પૂછ્યું: "પેલી છોકરી તો જ્યાં હતી ત્યાં જ છે ને ?"

"હા, ગઈ કાલ સુધી હતી. તેનું શું કરવાનું છે ?" કિશોરે પૂછ્યું.

"કિશોર, કોઇની નજરે ન ચડે તેવું અને એક જ ચોકીદારથી સચવાઇ શકે તેવું એકે ગુપ્તગૃહ તારી ધ્યાનમાં છે ?" રાણાજીએ નવો જ પ્રશ્ન કર્યો.

"હોય તો ખરું. પણ પટ્ટણનાં બધાંય તેવાં ગુપ્તગૃહો કાણાં છે, રાણાજી. કયે વખતે કયાંથી દ્વાર જડી આવે તે કહેવાય નહિ."

"તે તો ખરું." જરા વિચારમાં પડતાં રાણા બોલ્યા. પછી થોડી વારે ફરી બોલ્યા: "ચોક્કસ ખાત્રી કરી લઇ, તેવું સ્થળ તૈયાર રખાવજે."

"બીજાં કાંઇ સાધનો ત્યાં મોકલવાનાં છે ?" કિશોરે પૂછ્યું.

"હા, પથારી, જળપાત્ર વગેરે જરૂરી સાધનો; કેદીને અગવડ ન પડે તેવી બધી ગોઠવણ કરજે."

"આજે સાયંકાળે મને ફરી મળજે." કહી કિશોરને લૂણુસાપાએ રજા આપી અને પોતે ધોળી મૂછોને આમળતા,* તકિયાને અઢેલીને વિચારમાં ડુબી ગયા.

પ્રતિપક્ષીઓ સામે દ્વન્દ્વમાં ઉતરેલા રાજપુરુષો બુદ્ધિના જે દાવ ખેલે છે તે આશ્ચર્યજનક હોય છે. છતાં તેમના જીવનને સફળ ગણવું કે કેમ એ પ્રશ્ન નથી? રાજપ્રકરણી પુરુષો જનતાની સેવા સાથે કુસેવા પણ ઓછી કરે છે? પણ તમસ્‌થી ઘેરાયેલા સંસારમાં એ પ્રશ્નો ભાગ્યે જ વિચારણીય બને છે.

થોડી વારે કારભારીનું આગમન થતાં જ લૂણસાપાની વિચાર-માળાનો મેર આવ્યો.

"આ ધવલકપુર મોકલવાનો પત્ર આપને વંચાવવા લાવ્યો છું." કહી કારભારીએ એક પત્ર આગળ ધર્યો.

લૂણસાપા પોતાના પૌત્ર તથા મંત્રીશ્વર તેજપાળ પર લખેલો પત્ર હાથમાં લઇ કાળજીથી વાંચવા લાગ્યા. કારભારી વિનયથી સામે ગાલીચા પર બેસી ગયો.

---

## પ્રકરણ ૪ થું

### કૈલાસનું કેદખાનું

**કુમારવિહારની** પાછળ એક ભોંયરૂં હતું. તે ભોંયરામાં કુમાર-વિહારની અંદર થઇ જવાનો એક ગુપ્ત માર્ગ હતો. એ ભોંયરામાં કૈલાસને બધી સુખ સગવડો સાથે રાખી હતી. એ ભોંયરાની ઉપરનો ખંડ ખાલી હોઇ તે કૈલાસના શયનગૃહની ગરજ સારતો હતો. ત્રિભુવન ત્યાં રોજ મધ્યરાત્રે આવતો અને પરોઢ થતાં સુધી કૈલાસ સાથે જ એ ઉપરના ખંડમાં સમય ગાળતો. દિવસે કૈલાસ નીચેના ભોંયરામાં છુપાઇને બેસી રહેતી.

બંનેને આ ગુપ્ત ભોંયરામાં યથેચ્છ રીતે ક્રીડા કરવાની તક મળતી હોવાથી, તેમનાં મન પ્રફુલ્લ રહેવા લાગ્યાં. કૈલાસ ભોંયરાના એકાંતવાસનું દુઃખ ગણુકારતી ન હતી. દિવસનો અણુગમતો સમય તે ત્રિભુવનના ચિંતનમાં અને ગત રાત્રિનાં મીઠાં સ્મરણોના કેફમાં ગાળી નાંખતી. પરંતુ એકાદ સપ્તાહ પછી પ્રણુયોન્માદક કેફ જરા ઓછો થતાં આવી રીતે ક્યાં સુધી ગુપ્ત રહી શકાશે, તે પ્રશ્ન બંનેના મનમાં સ્થાન લેવા લાગ્યો. કૈલાસ પણ હવે આ એકાંતવાસ જલદી છુટે તો સારૂં એમ ઇચ્છવા લાગી. પણ તાત્કાળિક શું કરવું તેનો સ્પષ્ટ વિચાર તેમને આવ્યો નહિ.

રાત્રિનો પ્રથમ પ્રહર હતો. કૈલાસ વિચારલીન દશામાં ઉપરના ઓરડામાં બેઠી હતી. કયે રસ્તે જવાથી પોતે અને ત્રિભુવન સંકટ-મુક્ત બની એકબીજાની સાથે પ્રગટપણે રહી શકે, તેનો તે વિચાર કરી રહી હતી. સંસ્કૃત, નાટક–કાવ્યોની નાયિકાઓ જેવી એક નાયિકા તો પોતે બની ચૂકી હતી, પણ તે નાયિકાઓના પ્રસંગોથી પોતાના પ્રસંગો કેટલે દરજ્જે ભિન્ન હતા, એનો તે ખ્યાલ કરી રહી હતી. અચાનક તેની પીઠ પાછળની દીવાલમાં ખળભળાટ થયો ને તે ચમકી. શું થયું તે કૈલાસ બરાબર જાણી શકે તે પહેલાં તો ભીંતમાંથી આઠ દશ ઇંટો નીકળી પડી. મોટું બાકોરૂં પડેલું અને તે બાકોરામાંથી મોં પર બુકાની

બાંધેલો એક પુરુષ અંદર દાખલ થતો દેખાયો. કૈલાસે પોતાની પથારીમાં રાખેલું ખંજર ઉપાડી આવનાર પુરુષ તરફ તાકી કહ્યું: "ખબરદાર, કોણ છે તું?"

પણ તેજ વખતે બાકોરામાંથી બીજો પુરુષ દાખલ થતો દેખાયો તે જોઇ, કૈલાસીએ પ્રથમ આવેલા પુરુષને પૂરો કરવાનું ઉચિત ધાર્યું. તેણે કુશળતાથી ખડ્ગનો ઘા કર્યો, પણ તે ચપળતાથી ચૂકાવી દઇ પેલો પુરુષ અવળી ગુંચ ખાઇ કૈલાસીના ખંજરવાળા હાથે વળગ્યો. તે દરમ્યાન તો બીજો બુકાનીવાળો અંદર આવી ગયો હતો.

"છોડ, દુષ્ટ." કહી કૈલાસે જોર કર્યું, પણ કૈલાસને બુકાનીવાળો પુરુષ વધુ બળવાન જણાયો. પોતાને પકડવા આગળ ધસી આવતા બીજા બુકાનીવાળાને એક હાથે મુક્કો લગાવી કૈલાસે પાછો હઠાવ્યો, પણ તે જ વખતે કૈલાસીના બીજા હાથે વળગેલા બુકાનીવાળાએ તેનો કોમળ છતાં સશક્ત હાથ મચડી નાંખ્યો ને ખણણુ અવાજ કરતી કટાર ફરસબંધી પર પડી. કૈલાસ નિરૂપાય બની. તેણે રોશથી પૂછ્યું: "તમે કોણ છો, આમ ચોરટાઓની પેઠે ધસી આવનાર?"

"અમે તમારા દુશ્મન નથી. અમને જોર વાપરવાની ફરજ પાડયા સિવાય તાબે થાઓ, તો અમે તમને ઇજા નહિ કરીએ." જવાબ મળ્યો.

"તમે શું કરાવવા ધારો છો?" કૈલાસી રોષથી બોલી.

"તમને અહીંથી બીજે સ્થળે લઇ જવાં છે." બુકાનીવાળો બોલ્યો.

"તે નહિ બને." બોલતી કૈલાસ કટારી તરફ વળી. પણ તેજ પળે બુકાનીવાળાએ ભોંય પડેલી કટારી દૂર ફેંકી દીધી અને કૈલાસને બાથમાં પકડી લીધી. તુરત જ બીજા બુકાનીવાળાએ રસી કાઢી લાતાલાત કરતી કૈલાસીના હાથપગ સંભાળથી બાંધી લીધા. કૈલાસીએ વેદના અને નિરાશાની એક ચીસ પાડી, પણ ત્યાં એ સાંભળનાર કોઇ નહતું. પરંતુ ચીસના અવાજથી ચમકેલા બુકાનીવાળાએ તુરત જ પાસે પડેલા કૈલાસના ઉત્તરીય વડે તેના મોંમાં ડુચો મારી શ્વાસ લેઇ શકાય તે રીતે મોં બાંધી દીધું.

પછી જડવત્ કરેલા કૈલાસીના દેહને પેલું બાકોરૂં જરા મોટું કરી તેમાંથી બહાર કાઢયો. બહારનો ભાગ કુમારપાળ વિહારના જ પટાંગણનો ભાગ હતો. પણ તે ભાગ વર્ષોથી હવડ જેવો હોઇ ત્યાં બાંધ-કામના જૂના પથ્થર, લાકડાં, રોડાં વગેરે પડયું રહેતું. ત્યાં ભાગ્યે જ કોઇ દિવસે પણ આવતું. અને રાત્રે આવે એવો તો સંભવ જ ન હતો. ત્યાં પડેલા પથ્થરો પર થઇને કૈલાસના દેહને ઉંચો કરી વિહારના પટાંગણની દીવાલ પર મૂકયો. પછી ત્યાંથી ગાંસડી જેવા બનેલા તે દેહને નીચે નમાવતાં જ નીચે ઉભેલા બે માણસોએ તેને સંભાળી લીધો ને પાસેના ખાંચામાં તૈયાર રાખેલી પાલખીમાં ગોઠવી દીધો.

મધરાત પછી ત્યાં આવેલા ત્રિભુનપાળને આ કાંડની ખબર પડી. વિહારનો ચોકીદાર જે તેના વિશ્વાસમાં પ્રથમથી હતો તેને પૂછપરછ કરી, પણ તે કાંઇ ખુલાસો કરી શકયો નહિ. પેલા બાકોરામાંથી જ કૈલાસને લઇ ગયાની ખાત્રી ત્રિભુવને કરી લીધી અને તે નિરાશ મને ગઢ તરફ વળ્યો.

પણ હવે તે નિરાશ થઇ બેસી રહી શકે તેમ ન હતું. તેણે પાતાળ ફોડીને પણ કૈલાસને મળવાનું નક્કી કર્યું. તેણે પોતાના ગુપ્ત-ચરોને વધુ ચંચળ બનાવ્યા. તેમને સારા પુરસ્કાર આપી કૈલાસને શોધી કાઢવા ઉત્સાહિત કર્યાં. શિવદત્તના ઘેર તો કૈલાસ ન હતી એટલે તે ગમે તે ગુપ્ત સ્થળે હોવાની ખાત્રી થઇ. અને એ ગુપ્ત સ્થળની યોજના કરવામાં તથા કૈલાસને વિહારમાંથી ઉપાડી જવામાં પણ લૂણસાપાનો હાથ હોવાની ત્રિભુવનપાળને શંકા પડી. અને પાછળથી તે શંકાને પુષ્ટિ મળી.

કૈલાસનું નવું કેદખાનું પણ કુમારવિહારના જેવી જ સગવડ-વાળું હતું. પણ પેલું પ્રેમનું કેદખાનું હતું જ્યારે આ બળાત્કારનું રુંધનગૃહ હતું. પેલા કેદખાનામાં ત્રિભુવનનો મિલાપ હતો તે અહીં ન હતો. અને ત્રિભુવનની ખાતર તો કૈલાસ સર્વ કાંઇ કરવા તૈયાર હતી. પોતે જ રચેલી કેદને સંસારનો કયો માનવી કેદ તરીકે ગણે

છે? તે ન્યાયે કૈલાસ પણ કુમારવિહારના એકાંતવાસને કેદ ન હોતી ગણતી. પણ આ નવા નિવાસમાં તે અવમાનિત મને કેદનો અનુભવ કરી રહી.

કૈલાસને પથ્થરના એક ભોંયરામાં રાખી હતી. કોઇ અલક્ષિત સ્થળેથી ત્યાં થોડો પ્રકાશ પણ આવતો હતો. કેદમાં તેને બધી સગવડો હતી. ખાનપાન, સ્નાન, શયન વગેરેની યથેચ્છ ગોઠવણ હતી. વિહારમાંથી તેને પાલખીમાં નાખ્યા પછી તેની આંખે પાટા બાંધી દીધેલા હોવાથી તેને અહીં કેવી રીતે લાવવામાં આવી હતી તેની તેને સમજ પડી ન હતી. તેના હાથ પગનું બંધન છુટયા પછી થોડી વારે જ્યારે તેણે આંખનો પાટો ખોલી નાંખ્યો ત્યારે એ ગુપ્ત ઓરડામાં કોઇ જણાયું નહિ. બંધન છોડી નાંખનાર પણ કૈલાસની નજરે પડયો નહિ. પોતે સુઘડ અને સાદી શય્યામાં પડી હતી અને સામે દીવી પર દીવો બળી રહ્યો હતો.

મધરાતે કુમારવિહારમાં આશાભર્યો ત્રિભુવન આવશે અને પોતાને ત્યાં નહિ જુએ, એટલે કેવો દુ:ખી થશે, એ ખ્યાલ કૈલાસને આવ્યો. તેનું હૃદય ગદ્ગદિત થઇ ગયું. આંખમાંથી શ્રાવણ ભાદરવો વરસે તેમ આંસુ પડવા લાગ્યાં. "પ્રિયતમ ત્રિભુવન! મારા ત્રિભુવન!" રડતે સાદે બોલતી કૈલાસ શય્યામાં ઢળી પડી. પ્રાતઃકાળ સુધી તેણે અશ્રુપાત જ કર્યા કીધો.

સવારનું અજવાળું ભોંયરામાં કયાંકથી દાખલ થઇ સૂર્યોદયનું સૂચન કરી રહ્યું. કૈલાસ હૃદયભાર જરા હળવો કરી પથારીમાંથી ઉઠી, પોતાના કેદખાનામાં ફરવા લાગી.

કેદખાનાનો ઓરડો મજબૂત પથ્થરથી બાંધેલો હતો. જ્યાંથી પ્રકાશ આવતો હતો તે સ્થળે સામી ભીંતમાં ઉંચે કેટલાંક બાકોરાં હતાં. તે બાકોરાં બહારની બાજુ કયાં પડતાં હતાં તેની અંદરથી કાંઇ સમજ પડે તેમ ન હતું. આ ઓરડાની બાજુમાં બીજા બે ખંડ હતા. તેમાંના વચલા તથા છેલ્લા ખંડમાં સ્નાન, શૈચાદિકની ગોઠવણ

કરેલી જોવામાં આવી, આ બધું જોઇ કૈલાસ મુખ્ય ખંડમાં પાછી ફરી તે વખતે બહારનો સૂર્યપ્રકાશ વધુ તેજદાર બનેલો હોય એમ લાગતું હતું, ઓરડામાં પ્રકાશ પણ ઠીક પ્રમાણમાં પડતો હતો, કૈલાસ પથારીમાં બેસી ગઇ, આ સ્થળ કયું હશે, તેનો તે ખ્યાલ કરવા લાગી. પણ તે કાંઇ કલ્પના સરખી પણ કરી શકી નહિ.

પથ્થરમાંથી ઝમતી ઠંડી તેને દુઃસહ લાગતી હતી, એટલે તે પથારીમાંની શાલ ઓઢી, મોજડી પહેરી વિચારલીન બેસી રહી. શાલ અને મોજડી પરથી કૈલાસને પળવાર એમ ખ્યાલ આવ્યો કે, આ સાધનો મોકલાવનાર તથા પોતાને અહીં ઉપાડી લાવનારાઓને પ્રેરનાર કદાચ શિવદત્ત જ હશે, આ ખંડમાં પ્રવેશ કરવાનું દ્વાર કયાં હશે! ગમે તે સ્થળે દ્વાર તો હોવું જ જોઇએ. એવો ખ્યાલ આવતાં કૈલાસ ઉભી થઇ અને પથ્થરની દીવાલને બારીકાઇથી જોતી જોતી ચારે તરફ ફરવા લાગી.

ચારે તરફની દીવાલ એક સરખા પથ્થરોથી મજબૂત બાંધેલી જણાઇ. ઉંચે છત તરફ જોતાં તે પણ પથ્થરોની કરામતથી જ બનેલી જણાઇ. વખતે ફરસમાં કયાંક ગુપ્ત માર્ગ હોય તેમ ધારી કૈલાસ પગ ઠોકતી, જુદા જુદા પથ્થરોના સાંધા બારીકાઇથી જોતી ફરસનું અવલોકન કરવા લાગી. પણ બધે નક્કર જમીન હોય એવો ભાસ થયો. છત તો ઉંચે હતી. એટલે ત્યાં દ્વાર હોવાની વાત કૈલાસને ગળે ન ઉતરી. છતાં ઉંચી નજરે તેણે છતનું પણ અવલોકન કરી લીધું. પણ તેમાં કયાંય દ્વાર હોવાની આશંકા સરખી તેને આવી નહિ. આ ગુપ્તગૃહનો બનાવનાર કેટલો બધો કુશળ પુરુષ હશે તેનો ખ્યાલ કરી તેની મૂંગી પ્રશંસા દુઃખી કૈલાસનું મન કર્યા વગર રહી શકયું નહિ.

ગમે તે રીતે દ્વાર તો શોધી કાઢવું જોઇએ, દ્વાર વગરના આ માતૃગર્ભ જેવા સ્થાનમાં પોતે કયાંથી આવી પડી? મુક્તિની આશાથી, બુદ્ધિની કસોટીના શોખથી તથા કુતૂહલથી કૈલાસ નિરાશ ન બનતાં દ્વાર શોધવા વધુ ઉદ્યમશીલ બની. તેણે સામેના બીજા બે ઓરડાઓમાં પ્રવેશ કરી તે ઓરડાઓને પણ બારીકીથી અવલોકવા માંડયા. કૈલાસની

ઠોક, હાથ પગ તથા આંખ થાકી ગયાં, પણ દ્વારનું ક્યાંય નિશાન સરખું જણાયું નહિ.

નિરાશ કૈલાસ પથારી પર બેસી ગઇ. નજીકમાં ક્યાંકથી મોરના ટહુકાનો અવાજ આછો આછો અંદર આવી રહ્યો હતો તે સાંભળી કૈલાસે ધાર્યું કે, આ સ્થાન વસ્તીથી દૂર હોવું જોઇએ. મયૂરનો એ આછો ટહુકાર કૈલાસને જાણે પોતાની સખીના હાસ્ય કિલ્લોલની ગરજ સારી રહ્યો. પોતાની નિકટમાં જ વનપક્ષીઓ છે, એમ એકલતાનું દુઃખ હળવું કરનાર આશ્વાસન પણ તેને મળ્યું. કૈલાસ અમસ્તી જ ઉભી થઇ. તે ખંડના પથ્થરે પથ્થરે કાન માંડતી બહારનો બીજો કોઇ અવાજ વા હીલચાલ સાંભળવા મિથ્યા પ્રયાસ કરી રહી.

બે ત્રણ પથ્થર પસાર કરી કૈલાસ દીવાલ સાથે ઘસાતી ઘસાતી આગળ પગલાં માંડી રહી હતી તેવામાં તેના હાથના ધક્કાથી એક પથ્થર જાણે ધ્રુજતો હોય તેવો કૈલાસને ભાસ થયો, કૈલાસે બીજો ધક્કો માર્યો ને પથ્થર ખરેખર જરા હલી ઉઠયો. તે ચમકી, એક ડગલું પાછી પડી, પથ્થરનું અવલોકન કરી રહી. તેના મનમાં કંઇ કંઇ તરંગો ઉઠયા. તેણે તે પથ્થરમાં જમણી ધારમાં થોડી કોતરણીવાળાં જીણાં કાણાં જોયાં. તે કાણાંમાં આંગળાં ઘાલી તેણે પથ્થરને આમતેમ ઠેલી જોયો. તેના આશ્ચર્યની વચ્ચે તે પથ્થર ડાબી તરફ હડસેલાતો જણાયો. કૈલાસે બળથી તે તરફ પથ્થરને ધકેલ્યો. પથ્થરનો લગભગ પોણો ભાગ દીવાલમાં પેસી ગયો અને માણસ સંભાળથી પ્રવેશી શકે તેવું દ્વાર જણાયું. તે દ્વારની બહારનો ભાગ પણ કોઇ ભોંયરાનો જ હતો, એમ ત્યાં પથરાયેલો અંદરના જેવો જ અંધકાર જોઇ કૈલાસ સમજી શકી.

"કેમ બહેન, શું જોઇએ છે આપને?" એમ કહેતો એક સશસ્ત્ર બુકાનીબંધ પુરુષ દ્વારમાં આવી ખડો થયો. તેના પ્રશ્નમાં વિનય હતો પરંતુ તેના મુખ પર આશ્ચર્ય ને અવિશ્વાસ પથરાયેલા ઝાંખા પ્રકાશમાં પણ કૈલાસ જોઇ શકી.

---

# પ્રકરણ ૫ મું

## ભગવાને પ્રાર્થના સાંભળવા માંડી

કૈલાસ સ્તબ્ધ બની જ્યાં હતી ત્યાં જ સ્થિર ઉભી રહી. બુકાનીવાળો ચોકીદાર કૈલાસની પાછળ અંદર બીજું કોઇ છે કે કેમ તે ચપળતાથી જોવા લાગ્યો. તેનો હાથ કમરની તરવાર પર જ હતો. કૈલાસ સાંકડા દ્વારમાં ઉભી હતી, અને પ્રકાશનો અભાવ હતો એટલે ચોકીદારને અંદર કોણ હતું ને કૈલાસને દ્વાર શી રીતે જડયું તેની કાંઇ સમજ પડી નહિ. કેદી સાથે વિનયથી વર્તવાની તેને આજ્ઞા થયેલી હતી એટલે તે વધુ ગૂંચવાયો. નિરુત્તર ઉભેલી કૈલાસને તેણે ફરી પૂછ્યું: "તમને આ દ્વારની ખબર શી રીતે પડી, બહેન ?"

કૈલાસ ચોકીદારના મુખ પરની મુંઝવણ જોઇ તેનો મનોભાવ સમજી શકી, તે જરા હસીને બોલી: "કેવો વિચિત્ર પ્રશ્ન ?"

આથી ચોકીદાર વધુ મુંઝાયો. તે ઉતાવળે બોલ્યો: "બહેન, પાછાં હઠો. અંદર બીજું કોઇ છે કે કેમ તે મારે જોવું છે."

"અંદર કોણ હોય, ભલા માણસ ? લે જોઇ લે." કહી કૈલાસ જરા પાછી હઠી.

ચોકીદારને પોતાની શંકા નિરર્થક લાગી. તેને વિચાર આવ્યો કે, અંદર દાખલ થનારને બીજો કોઇ માર્ગ જડયો હોય તો તે જ રસ્તેથી તે કૈલાસને છોડાવી લઇ ગયા વગર રહે નહિ. અને આ દ્વાર પર તો પોતે આખી રાત જાગતો જ ઉભો હતો. એટલે ત્યાં થઇને તો અંદર કોઇ દાખલ થઇ શકે તેમ ન હતું. આમ વિચારી તેણે કૈલાસને પૂછ્યું: "મને નવાઇ એ લાગે છે કે, આ દ્વાર તમને એકાએક જડયું શી રીતે ?"

"કેદમાં પૂરાયેલો માણસ દ્વાર ન શોધે તો બીજો શો ધંધો કરે ? શોધતાં શોધતાં હાથ આવી ગયું." કૈલાસ હસી.

"થોડી વારે હું દ્વાર ખોલવાનો જ હતો." ચોકીદાર બોલ્યો.

"શા માટે ?" કૈલાસે પૂછ્યું.

"આપને ભોજન સામગ્રી વગેરે આપવા તથા કાંઇ અગવડ હોય તો જાણી લેવા માટે દ્વાર ખોલવું જ પડત. પણ તે ખુલતા પહેલાં દ્વાર તમે શોધી કાઢ્યું તે તો બહેન તમને જ જડે હો!"

કૈલાસને આ ચોકીદાર તેના નિયોજક તરફ વફાદાર હોવા સાથે વિવેકી અને સજ્જન જણાયો. તેણે ચોકીદારને પૂછ્યું: "મને અહીં કોણે કેદ કરી છે અને શા માટે?"

"તે બહેન મને શું પૂછો છો! હું તે ન કહી શકું. આપને અહીં લાવનાર અને રાખનાર આપના મિત્ર જ છે, દુશ્મન નથી. અને હું તમારો સગો ભાઇ છું. તમને કાંઇ અગવડ પડે તો મને જણાવજો." ચોકીદારે એકાંત ભોંયરામાં કૈલાસ જેવી સુંદરીની ચોકી કરવાની પોતાની લાયકાતનું નિદર્શન કરાવ્યું. કૈલાસના મનમાં પણ તેના માટે સારી લાગણી પ્રગટી.

"પણ ભાઇ, મને અહીં રાખનારનું નામ તો જણાવો." કૈલાસે વિનયથી કહ્યું: "બહેન મને માફ કરો. મને મારા રોટલાની ચિંતા છે, માટે સમજી જાઓ. લ્યો, ચાલો હવે અંદર જાઓ. હું દ્વાર બંધ કરૂં છું." સરળ છતાં શિસ્તપાલનમાં આગ્રહી જણાતો ચોકીદાર દ્વારને પથ્થર પકડી વાસવા લાગ્યો, કૈલાસ નિરાશ મને પથારીમાં જ પડી. તે પોતાના પ્રિયતમ ત્રિભુવનના વિચારો કરતી થોડી વારમાં નિદ્રાવશ થઇ ગઇ.

કૈલાસ એકાએક કોઇના અવાજથી જાગી ઉઠી. ચોકીદાર દ્વાર ખોલી તેને બૂમ મારી રહ્યો હતો. કૈલાસ સફાળી બેઠી થઇ તેને પેલા ચોકીદારે કહ્યું: "બહેન, હજી સ્નાન નથી કર્યું? આ તમારા માટે ભોજન આવેલું છે. હવેથી તો રોજ રાત્રે તથા મળસ્કે વહેલું આવશે. ભોજનનો થાળ બહાર મૂકેલો છે તે તમે ઉઠાવી લ્યો. દૂધની રસોઇ બ્રાહ્મણ જ મૂકી ગયો છે."

કૈલાસ સાંભળી રહી, તેણે આળસ મરડી, ચોકીદાર દ્વાર ખુલ્લું જ રહેવા દઇ બાજુએ ખસી ગયો. પણ કૈલાસ બહાર ન નીકળી

એટલે તે ફરી દ્વાર આગળ આવી બોલ્યો: "બહેન, વિલંબ ન કરો. જલદી ભોજન અંદર લઇ લ્યો."

"મારે ભોજન નથી લેવું." દૃઢ સ્વરે કૈલાસ બોલી.

"ખાધા વગર તે રહેવાય, બહેન ? ખોટી જક્ક શીદ કરો છો ?"

"પણ મારે અહીં ખાવુંપીવું જ નથી."

"રસોઇ બ્રાહ્મણના હાથની છે, પાણી છાંટી અહીં બ્રાહ્મણ જ મૂકી ગયો છે. તમારે શંકા રાખવાની જરૂર નથી, હું રાજપૂત બચ્ચો થઇ તમારૂં ખોળિયું ન વટાળું."

"મને શંકા કંઇ નથી. તમારી કુલીનતાનો મને ખ્યાલ છે. પરંતુ મને અહીં પકડી મંગાવનાર કોણ છે, તે જાણ્યા વગર હું જમવાની નથી." કૈલાસે સ્ફોટ કર્યો.

"બહેન, તે તો તમને હું નહિ જણાવી શકું. મારૂં કહ્યું માનો ને ભોજન કરી લ્યો. કેદીને વળી હઠ શી?" ચોકીદારે સમજુત કરી.

"કેદીને વળી ભોજનેય શું ? ખરૂં ને દરબાર ?" કૈલાસ હસી.

"અન્નમય તો કોષ છે, દેવતાઓને પણ અમૃતપાન કરવું પડે છે, બહેન, તમે તો બધું જાણો છો, ભોજનથાળ ઉપાડી લ્યો." ચાલાક ચોકીદારે દલીલ કરી.

"મારો નિશ્ચય દૃઢ છે, મારો દેહપાત થશે તો પણ હું મને કેદ કરનાર કોણ છે તે જાણ્યા વગર અન્ન તો શું, પણ પાણીએ લેવાની નથી."

"આ શું કહો છો, બહેન ? ખોટી હઠ લેઇ બેઠાં છો."

"ખરી કે ખોટી, તે હઠ હું છોડવાની નથી." એમ કહીને કૈલાસ હોઠ દાબીને બેસી રહી.

કૈલાસને સમજાવવામાં નિષ્ફળ નીવડેલા રજપૂતે દ્વાર વાસી દીધું. પછી તેણે પોતે જે બહારના ભાગમાં ઉભો હતો તેની બાજુની દીવાલમાં હાથ નાંખી એક પથ્થર હડસેલી જગો કરી ને તેમાં તે પેઠો. એ દીવાલમાં થયેલી જગો એક જીર્ણ વાવમાં પડતી હતી. વાવમાં પગથીઆ પર ઉભા રહી તેણે ખસેડેલો પથ્થર બરાબર ગોઠવી

દીધો, અને પછી ઉંદરને પકડવા જતી બિલાડી ચાલે તેવી ચાલે તે વાવને મથાળે આવ્યો. આજુબાજુ કોઈ નથી, એવી ખાત્રી કરી, તે ઝડપથી વાવની બહાર નીકળી દૂર ચાલ્યો ગયો.

વાવથી થોડે દૂર વસ્તીમાં એક વાણીઆની દુકાન હતી ત્યાં તે ગયો ને ત્યાંથી થોડી જ વારમાં પાછો નીકળી ચારે બાજુથી ચકોરાઈથી જોતો વાવમાં પાછો ફર્યો. વાવ તરફનો ભાગ નિર્જન હોવાથી ત્યાં ભાગ્યે જ કોઈ માણુસ ફરકતું હતું. રજપૂત આવ્યો હતો તે જ માર્ગે કરામતવાળો પથ્થર ખસેડી અંદર ગયો, અને પથ્થર પુનઃ બંધ કરી દીધો. પછી કેદીની ખાત્રી માટે તેણે કૈલાસના ખંડનું દ્વાર ઉઘાડી પૂછ્યું: "બહેન, નહિ જ માનો ?"

"ના, મારી માગણી પ્રમાણે મને હકીકત જાણુવાની મળશે, તો જ હું અન્નપાણી લઈશ." પૂર્વવત્ બેસી રહેલી કૈલાસ બોલી.

ચોકીદારે દ્વાર બંધ કર્યું ને મનમાં બબડયો: "આ લપ મને ક્યાં સોંપાયું ? ચાર માણુસનું કામ બે માણુસને માથે ! અને અહીં તો હું એકલો જ."

× × × ×

છેક સાયંકાળ પછી અંધારૂં થતાં કૈલાસનું દ્વાર ઉઘડયું. બહારથી સળગાવેલી દીવી બુકાનીબંધ માણુસે અંદર મુકી બારણું બંધ કર્યું. કૈલાસે જોયું કે, એ બુકાનીવાળો સવારે હતો તે નહિ, પણુ બીજો હતો. કૈલાસે દીવીને યથાસ્થાને ગોઠવી, ભૂખથી ટુંપાતા પેટે પથારીમાં પડતું નાંખ્યું.

ક્યાંય સુધી તે પોતાના ભાવિના ચિંતનમાં લોચો વળી પડી રહી. તેને ત્રિભુવનપાળ છોડાવશે, એવી આશા અંતરમાં રણ્યા કરતી હતી. તેના મનમાં એક નિશ્ચય થઈ ગયો હતો કે, પોતાને કેદ કરનાર વિષે માહિતી ન મળે, તો પોતે ભૂખે જ દેહ પાડવો. દેહ પડતા સુધીમાં ત્રિભુવનપાળ પત્તો પાડી છોડાવે તો તો હરકત ન હતી. અગર જો તેમ ન બને તો આ કેદખાનાની દીવાલોની વચ્ચે ત્રિભુવનની જ ઝંખનામાં પ્રાણુત્યાગ કરવો એમ તેણે મન સાથે નક્કી કર્યું. આ ગુપ્ત સ્થળેથી

નાસવાનો માર્ગ શોધવાનો કે ચોકીદારની સામે થવાનો કે બીજો તેવો વિચાર જ તેના મનમાં આવ્યો નહિ. ઇષ્ટદેવ સોમનાથ અને પોતાના ભાવિ પર જ તેની નજર સ્થિર બની. જાજરમાન કૈલાસ પુરુષાર્થને વિસરી દૈવાધીન ભાવમાં મગ્ન બની ચિંતિત દશામાં પડી હતી.

એકાએક દ્વાર ખુલ્યું અને એક પુરુષાકૃતિ અંદર દાખલ થતી કૈલાસે જોઇ. દ્વાર અર્ધખુલ્લીરીતે બંધ થયું ને આવનાર જરા આગળ વધી ઉભો રહ્યો. કૈલાસે આવનારના મુખ સામે જોયું ને તે ચમકી. આવનાર પુરુષ શિવદત્ત હતો. તે પથ્થરની કંડારેલી મૂર્તિની જેમ જ ઉભો રહ્યો. પણ તેને અણધારી રીતે જોઇને ચમકેલી કૈલાસથી બોલાઇ જવાયું: "પિતાજી, પિતાજી !"

"હા, બહેન, ગભરાઇશ નહિ." પોતાના સ્વરને પ્રયત્નપૂર્વક મૃદુ બનાવતો શિવદત્ત બોલ્યો. કૈલાસના સંબોધનથી તેના પગમાં હિંમત આવી અને તે કૈલાસની પાસે જ પડેલા એક દર્ભાસન પર બેસી ગયો.

કૈલાસ પથારીમાં ઢળી પડી રૂદન કરવા લાગી. તેના મનમાં અરસ્પરસ વિરોધી ભાવોનું વલોણું ચાલી, તેને વ્યથિત કરી રહ્યું હતું. શિવદત્ત રડતી પુત્રીને ચૂપ બેસીને પંપાળી રહ્યો.

શિવદત્તને કૈલાસ માટે ભારે અણગમો પ્રગટ્યો હતો, પરંતુ માતાવિહીન પુત્રી એકાંત ભોંયરામાં ભૂખી રહી મૃત્યુ પામે અને પોતે હાથપગ જોડી બેસી રહે, તેટલો નિષ્ઠુર તે નહોતો જ બન્યો. તેના હૃદયના ઉંડાણમાં પુત્રી તરફના પ્રેમનું છુપું પણ નિર્મળ ઝરણુ વહી રહ્યું હતું. શિવદત્તે પુત્રીનો હૃદયભાવ હળવો થયા બાદ તેને સમજાવીને ભોજન કરાવ્યું. ઠપકાનો એક પણ શબ્દ તેણે કૈલાસને કહ્યો નહિ. પિતાપુત્રીએ કાંઇ પણ બીજી વાતચીત કરી નહિ. બંનેના હૃદયમાં અકલ્પ્ય ગ્લાનિ અને જીભ પર અપાર વજન ખડકાઇ ગયું હતું.

"કૈલાસ, દુઃખ ધરીશ નહિ. હું કાલે તને ફરી મળીશ અને પછી લૂણસાપા રાણાને કહીને તને છોડાવી જઇશ." જતાં જતાં શિવદત્ત બોલ્યો.

કૈલાસનો પિતા પર રોષ તો પ્રગટ્યો, પણ તે ચૂપ રહી. પોતાને જોઇતી હકીકત મળી એટલે તેણે અનશન વ્રતનો ત્યાગ કર્યો હતો.

પરંતુ પોતાની સમજાવટ કૈલાસે માની, એમ જાણી શિવદત્તને કંઈક સંતોષ થયો. મનનો ભાર જરા હળવો થવાથી, પેટ ભરવાથી તથા ઉજાગરાથી તે રાતે કૈલાસને ઉંઘ આવી ગઈ. દુઃખમાં પણ માણુસની ઇંદ્રિયો તો પોતાનો ધર્મ બજાવ્યા જ કરે છે. ઉંઘ, વિસ્મૃતિ અને કલ્પના માણુસ પાસે ન હોત તો જગત્ છે તેના કરતાં જુદું જ બન્યું હોત.

બીજે દિવસે રાત્રે શિવદત્ત ફરી કૈલાસના કેદખાનામાં આવ્યો. કૈલાસે પિતાને જોઇ કાંઇ આનંદ બતાવ્યો નહિ, શિવદત્તે તેને પૂછ્યું: "કેમ બહેન, સારી તો છે ને ?" જવાબમાં કૈલાસે માત્ર હકારસૂચક ડોકું હલાવ્યું.

"બહેન, તને સાથે લઇને આખા ભારતવર્ષની યાત્રાએ જવા મેં વિચાર કર્યો છે. તારી શી ઇચ્છા છે ?" શિવદત્તે પૂછ્યું.

કૈલાસ ચૂપ જ બેસી રહી. અણુહીલપુર છોડીને ક્યાંય જવાની તેની ઇચ્છા ન હતી. શિવદત્તે કૈલાસને લઈ એકાદ બે વર્ષ ચારેધામની યાત્રાને નિમિત્તે દેશ દેશાવરમાં પ્રવાસ કરવા વિચાર કર્યો હતો. તેમ કરવાથી ત્રિભુવન તથા કૈલાસ એકબીજાને મળી શકશે નહિ અને એકાદ વર્ષમાં વાત વિસારે પડતાં કૈલાસનું પણ લગ્ન ગોઠવી દેવાશે, એવી પંડિતે ગણુત્રી બાંધી હતી.

કૈલાસને પંડિતે બહુ રીતે સમજાવી પણ તેણે યાત્રાએ જવાની વાત કબુલ ન કરી. કંટાળીને શિવદત્તે પૂછ્યું: "તો શું તારે ઘેર નથી જ આવવું ?"

"ઘેર આવવાની ક્યાં ના પાડું છું ? મારે યાત્રાએ નથી આવવું." શાંતિથી કૈલાસે જવાબ આપ્યો.

આ કેદમાંથી છુટીને ઘેર જવા માટે તો કૈલાસ તૈયાર હતી, પણ યાત્રાની વાત તેને ગમતી ન હતી. વળી એ અણુગમતી વાત કબુલ કરી છુટવાની પણ તેની ઇચ્છા ન હતી.

"તો તારી મરજી. અહીં જ સબા કર. એ જ લાવની છે, દુષ્ટ-મતિ." એમ રોષથી બોલતો શિવદત્ત ઉઠીને બહાર ચાલ્યો ગયો અને દ્વાર બંધ થયું.

કૈલાસ પથારીમાં પડી ઇષ્ટદેવ સોમનાથની પ્રાર્થના ગદ્દગદ કંઠે કરી રહી. ગોવિંદશર્માને ત્યાંથી ગુપ્તચરોની સહાય વડે પોતાને ઉપાડી જવાની હિંમત કરનાર ત્રિભુવન કંઇક ને કંઇક પ્રયાસ કરશે જ, એમ તેને આશા હતી.

× × × ×

તે મધરાતે લૂણસાપાની હવેલીમાં કિશોરસિંહ અને લૂણસાપા મંત્રણા કરી રહ્યા હતા. કિશોરસિંહ લૂણસાપાના ગુપ્તચરોના દળનો નાયક હતો. લૂણસાપાને તેના પર અત્યંત વિશ્વાસ હતો. લૂણસાપા તેને એક ગુપ્તચર જ નહિ, પણ પોતાના સલાહકાર તરીકે પણ લેખતા હતા. ગુપ્તચરને ન જણાવવા જેવી વાત પણ તે કિશોર-સિંહને જણાવતા હતા.

"હવે, એ છોકરી ત્યાં નહિ રહી શકે." કિશોરે કહ્યું.

"કેમ, કાંઈ બાતમી બહાર પડી ગઈ છે?" લૂણસાપાએ પ્રશ્ન કર્યો.

"ત્રિભુવનપાળના ચારો બિલાડીની પેઠે રમી રહ્યા છે. ત્રીજે દિવસે આપણા ચારનો પીછો એક પકડ્યો હતો, અને આજે શિવ-દત્તજીની પાછળ પણ કોઈ રહસ્યભેદુની છાયા વર્તાતી હતી."

"તો હવે શું કરવું છે? આજે રાતે દ્વાર પર બે માણસ વધુ રાખો."

"તે ગોઠવણ તો થઈ ચૂકી છે. આજે તો કાંઈ ખાસ ભય નથી, પણ ત્રિભુવનને ગંધ આવી ગઈ છે."

"એ પણ ચાલાક બનતો જાય છે, કિશોર, ખરું?" લૂણસાપાએ માથું ખંજવાળતાં પૂછ્યું. ત્રિભુવનની ચાલાકી એમને દઝાડતી હતી.

"એવું તો કાંઈ નહિ, પણ આ બ્રાહ્મણીઆ રસોઈની માથાકુટ અને શિવદત્તને ત્યાં આવવા આપે ફરી ફરી બે વાર પરવાનગી આપી એટલે વાત ગુપ્ત શી રીતે રહે? શિવદત્ત પર તો એમની આંખ બરો-બર હોય જ ને?" કિશોરે હકીકત સમજાવી.

"કાંઇ હરકત નહિ. આપણે ક્યાં શિવદત્તની છોકરીને સાચવવાનું બીડું ઝડપી બેઠા છીએ, કિશોર!" મુત્સદ્દીને ઘટતી રીતે રાણા બોલ્યા.

"તે તો ખરું, પણ પ્રતિસ્પર્ધીઓના ચારોની આથી કિંમત વધે, એ મને નથી ગમતું. મારો ભેદ પટ્ટણમાં કોઇ પણ જાણી શકે, એ મને શરમજનક લાગે છે."

"તારી વાત ખરી છે. કાલે જ એના બાપને કહીશું કે, છોકરીને સંભાળી લે."

"ન સંભાળે તો હરકત નથી. પણ કહેજો કે, ઘડી ઘડી એને જોવા આવવાનું નહિ મળી શકે."

"આપણે શા માટે એ ચિંતા રાખવી? છોકરીને શોધી આપી. હવે એ જાણે ને એનો બાપ જાણે." લૂણસાપાએ તટસ્થભાવે કહ્યું.

લૂણસાપાએ કૈલાસને છોડાવી હતી. પણ તેમ કરીને તે ત્રિભુવનને કૈલાસ પ્રત્યે વધુ આકર્ષિત કરવા માગતા હતા. કૈલાસને ગુપ્ત રીતે છોડાવી થોડોક વખત કેદમાં રાખી છે, એટલે હવે તે બંને પટ્ટણમાંથી ભાગી છુટવાની કોશિશ કરશે, એમ પણ લૂણસાપાની અટકળ હતી. તેમ બને તો ત્રિભુવનનો પગ પાટણમાંથી કાઢવાનું સુગમ બને. આ હેતુથી હવે કૈલાસને વધુ વખત પોતાની કેદમાં રાખવાની લૂણસાપાને અગત્ય ન હતી. પોતાની ધાકે એ પ્રણયીઓ પટ્ટણમાં ગુપ્ત રીતે પણ રહેવાની હિંમત ન કરી શકે, તેટલી ધાક તે બેસાડી ચૂકયા હતા, એમ તેમણે માન્યું.

બીજે દિવસે શિવદત્તને બોલાવી મીઠાશથી લૂણસાપાએ કહ્યું: "પંડિતજી, હવે કૈલાસને ઘેર લઇ જઇ સંભાળીને રાખો."

"થોડા દહાડા પાંસરી છો થતી, રાણાજી." પંડિતજીએ કહ્યું.

"ત્યાં રાખવી હવે સલામત નથી. મારું ધ્યાન રાજકાજની હજાર વાતોમાં હોય, ને વખતે નવાજુની થાય. માટે છોકરીને ઘેર જ લઇ જઇ જતનપૂર્વક રાખો. તમે તો સમજુ છો." લૂણસાપાએ છેલ્લા વાક્ય દ્વારા લાખ લાખ વાતો શિવદત્તને કહી દીધી.

બીજે દિવસે મધરાતે કૈલાસને આંખે પાટા બાંધી, પેલી વાવમાં થઇ બહાર કાઢવામાં આવી. અને પોતાના ઘેર પહોંચતી કરવામાં આવી. કૈલાસના મનમાં થયું કે, પોતાના ઇષ્ટદેવ ભગવાન્ સોમનાથે તેની પ્રાર્થના પર ધ્યાન આપવા માંડયું હતું, અને તેની પ્રાર્થના સફળ કરી.

---

## પ્રકરણ ૬ ઠું

## ત્રિભુવને દાવ નાંખ્યો

કૈલાસ છૂટી થઈ ઘેર આવ્યાના સમાચાર ત્રિભુવનપાળને રાતે જ તેના દૂતોએ આપ્યા. ત્રિભુવનનો જીવ કંઈક હેઠો બેઠો, પણ પિતાના ઘરમાં કૈલાસની સ્થિતિ એક કેદી કરતાં સારી નહિ જ હોય તેનો ત્રિભુવનપાળને ખ્યાલ આવ્યો. પોતાના વિરહમાં ઝુરતી એ પ્રિયતમાને તેનો બાપ અપમાનિત કરી દૂભવશે તે ખ્યાલથી ત્રિભુવન ઉંચો-નીચો થઈ રહ્યો, પણ તેને શું ઉપાય કરવો તે સમજાતું ન હતું. શિવદત્તને લૂણુસાપાનો હાથ મળી ગયો હતો તે જાણ્યા પછી ત્રિભુવનની ચિંતા વધી પડી હતી. લૂણુસાપાનો સામનો કરવો, એ જેવું તેવું કામ ન હતું એનો પણ ત્રિભુવનને ખ્યાલ આવ્યો.

કાંઈક રસ્તો જડી આવે ત્યાં સુધી થોભવાનું ત્રિભુવનને ઇષ્ટ લાગ્યું. તેણે પોતાના ગુપ્તચરોને શિવદત્ત તથા કૈલાસીના ગૂઢ નિરીક્ષક બનાવી દીધા. લૂણુસાપાની નજર પોતા પર પડે કે તુરત તેની જાણ થાય તે માટે પણ તેણે થોડા માણસોને રોકી દીધા. ત્રિભુવનને સૌરાષ્ટ્ર તરફના એક બે દક્ષ માણસો મળી ગયા હતા અને તેને લીધે તેનું ગુપ્તદળ ટુંક વખતમાં કાર્યકુશળ બની ગયું હતું.

ત્રિભુવનને એક વિચાર આવ્યો. ચાચીંગને લૂણુસાપાની સામે આ કાર્યમાં ગોઠવી શકાય તો પોતે સલામત રહી શકે, પણ પોતાના પ્રણયની કથા ચાચીંગને કહેવાય શી રીતે? અને કહે તો પણ પોતાની એ ધૂન ચાચીંગ હસી કાઢે, એ લગભગ ચોક્કસ હતું. આમ વિચારતાં ત્રિભુવનને એક નવો વિચાર સુઝયો. ચાચીંગની સમક્ષ આ વાત જિનમતના પ્રચારને નામે મૂકવામાં આવે તો મદદ મળે ખરી, અને તે મદદ દ્વારા કૈલાસને તેના બાપની પાસેથી છૂટી પાડી પોતાની પાસે લાવી શકાય તેમ લાગ્યું. લૂણુસાપાની ધાકથી હવે પડદા પાછળ રહી કામ કરવાનું જ ત્રિભુવનને સલામત લાગ્યું. ગમે તે રીતે કૈલાસને પોતે પ્રાપ્ત કરી શકે એટલું બસ હતું, એમ ત્રિભુવને માન્યું.

આનંદવિજયસૂરીની પટ્ટણમાં સારી પ્રતિષ્ઠા હતી. રાજકુટુંબ પણ તેમને માન આપતું હતું. ચાર્ચીંગની પણ આનંદવિજયસૂરી પ્રત્યે સારી ભક્તિ હતી, અને આનંદવિજયસૂરી પોતાનું જ્ઞાન, અનુભવ અને સાત્વિકવૃત્તિને લીધે આ ભક્તિ અને માનને પાત્ર પણ હતા. તેમના હૃદયમાં જિનમતને માટે ભારે માન હતું. તે મતને જગત્ વિસ્તરતો જોવાનો એમનો અભિલાષ હતો. જો કે તે સફળ થવાના સંજોગો તેમને સાંપડતા નથી, એમ તેમનું માનવું હતું. આનંદવિજયસૂરી જૈન આદર્શને નજર સમક્ષ રાખી, તે જિનમતની સેવા માટે સદા તત્પર રહેતા હતા. સૂરીશ્વરના એક પ્રતિષ્ઠિત શિષ્ય સાથે ત્રિભુવનપાળને સારો સંબંધ હતો. તેને ત્રિભુવને સમજાવ્યું કે, પ્રતિષ્ઠિત પંડિત શિવદત્તની પુત્રી કૈલાસ જિનધર્મ અંગીકાર કરવા તૈયાર છે, પણ શૈવધર્મી રાજપુરુષોની ધાકથી જાહેર રીતે તે તેમ કરી શકતી નથી. માટે તમે ગુરુને કહીને તે માટે બંદોબસ્ત કરાવો, તો તે કાર્ય પાર પડી શકે.

શૈવમતના સ્તંભ સરખા શિવદત્તની વિદુષી પુત્રી પટ્ટણમાં છેક અણજાણ વ્યક્તિ ન હતી. તેના જેવી સ્ત્રીને જૈનધર્મી બનાવવી એ જિનમતના અભિમાનીઓને મન મહાપુણ્યકાર્ય લેખાય તેમ હતું. આવું પુણ્ય અને યશ જતો કરવા સૂરીનો શિષ્ય તૈયાર ન હતો. તેની સંમતિ મળ્યા પછી ત્રિભુવને તેને કયે રસ્તે કામ લેવું તે સમજાવ્યું. શિષ્યે જિનમંત્રીશ્વર ચાર્ચીંગની મદદ માંગી. આનંદસૂરીને શિષ્યે બધી હકીકત જણાવી. તે પરથી આનંદસૂરીએ જો છોકરી સ્વેચ્છાએ તીર્થંકરોનું શરણ શોધતી હોય તો મદદ કરવા મંત્રીશ્વરને સંદેશો કહાવ્યો. પરંતુ ત્રિભુવનની સૂચના મુજબ ચાચીંગને છોકરીનું નામઠામ જણાવ્યા સિવાય વાત કરવામાં આવી, અને સૂરી પ્રત્યે માન તથા ભક્તિની દ્રષ્ટિએ જોનાર ચાચીંગે વધુ પૂછપરછ ન કરતાં ગુરુની આજ્ઞાને વશ થઈ, પોતાના દક્ષ ગુપ્તચરો શિષ્યને સોંપ્યા. ચાચીંગની ચકોર આંખે ત્રિભુવન–કૈલાસનો પ્રણય પારખી લીધો હતો અને ત્રિભુવનને પણ તે ગમ હતી. તેથી તેણે સૂરીશ્વરના શિષ્ય પાસે કૈલાસનું નામ ચાચીંગ

સમક્ષ પ્રગટ થવા દીધું નહિ. પરિણામે ચાચીંગને કૈલાસ વિષે કાંઇ વ્હેમ પડયો નહિ. આ રીતે જુવાન ત્રિભુવને લૂણસાપા સામે સફળ દાવ નાંખ્યો.

ત્રિભુવનના ગુપ્તચરો કૈલાસને ત્રિભુવનના ગુપ્ત પત્રો પહોંચાડવાની તક મેળવી ચૂકયા હતા. ત્રિભુવને પત્રદ્વારા કૈલાસને ચેતાવી, અને ચાચીંગના દક્ષ ચારોએ યોજના ઘડી કાઢી.

કૃષ્ણપક્ષની અંધારી રાતે કૈલાસ પિતૃગૃહની મેડીએ સુતી હતી. મધરાત થયા છતાં તેની આંખમાં નિદ્રા જણાતી ન હતી. વારંવાર મનમાં "ત્રિભુવન તુજ નામે ડોલે" એ પંક્તિ ઘૂંટતી તે મનને માદક બનાવી રહી હતી. પાસેના જ ખંડમાં શિવદત્ત ઘસઘસાટ ઉંઘતો હતો અને કૈલાસની પાસે જ વૃદ્ધા નર્મદા પણ નસ્કોરાં બોલાવતી પડી હતી. રહસ્યમયી રાત્રિ ઝમઝમ અવાજ કરતી વહી રહી હતી. જાણે અનંતકાળના અંધારસાગરમાં ઠલવવા આતુર તિમિરસરિતા સરી રહી હોય, એમ લાગતું હતું.

પાછલી બંધ બારી પર એકાએક એક કાંકરી રણકી ઉઠી. કૈલાસે તે અવાજ સાંભળી ધીમેથી શય્યાનો ત્યાગ કર્યો. નર્મદાની ગાઢ નિદ્રાની ખાતરી કરી લીધી અને તે ધીમે પગલે, ચોરની ચાલે બારી પાસે ગઈ. જરાએ અવાજ ન થાય તેની કાળજી રાખી કૈલાસે બારી ઉઘાડી. બારીમાં એક દોર લટકતો બાંધેલો હતો અને નીચે ભીંત સાથે લપાઇને એક શ્યામ આકૃતિ ઉભેલી જણાતી હતી. પળનો પણ વિલંબ કર્યા સિવાય કૈલાસે કચ્છ મારી ઉત્તરીય કેડે વિંટાળી દીધું. પછી પેલું દોરડું પકડી બારીમાંથી સંભાળપૂર્વક પોતાના દેહને બહાર ઝુલાવ્યો. અને દોરડાના આધારે ચાલાક કૈલાસી સરકીને નીચે રસ્તામાં જઇ ઉભી. પેલી શ્યામ આકૃતિ તુરત જ દોરપર ચઢી અને બારી બંધ કરી દીધી. પછી દોર છોડી લઇ બિલાડીના ચપળતાથી બહુ જ આસ્તે કુદકો મારી તે આકૃતિ નીચે આવી અને કૈલાસ તેની પાછળ ચાલી.

થોડેક જતાં પેલી શ્યામ આકૃતિ એક ગલીમાં વળી. પરંતુ કૈલાસ ગલીમાં ન પેસતાં એક ભીંતને અઢેલી ઉભી રહી ગઈ. તેના મનમાં સંશય આવ્યો. તેણે પેલી આકૃતિને પૂછ્યું: "તું કોણ છે?"

"ત્રિભુવન તુજ નામે ડોલે." પેલી આકૃતિએ ધીમેથી કહ્યું. તે સંકેત સાંભળી કૈલાસનો સંશય દૂર થયો અને તે આગળ વધી.

બીજે દિવસે રાત્રે એક જૈન ઉપાશ્રયના એક એકાંત ભાગમાં આવેલા ઓરડામાં ત્રિભુવન તથા કૈલાસ બેઠાં હતાં. કૈલાસનું મન જરા ઉદાસ હોય એમ તેની મુખમુદ્રા પરથી જણાતું હતું. ત્રિભુવન પણ વિચારમગ્ન જણાતો હતો.

"આજે મહા સુદ, ૧ થઇ ખરૂં? કાર્તક, માર્ગશીર્ષ, પોષ અને મહા." પોતાના વેઢાપર મહિના ગણતી કૈલાસ બોલી.

ત્રિભુવન મૂંગો જ રહ્યો. કૈલાસ ફરી બોલી: "મને પંદર દિવસથી સંશય હતો. શરીરમાં પણ ફેરફાર જણાતો હતો. નર્મદા પણ મારા સામું જોઇ વારંવાર વિચારમાં પડી જતી હતી."

"પંડિતજીને તો કંઇ ખબર પડી નહિ હોય." ત્રિભુવને પૂછ્યું.

"પુરુષોને ખબર ન પડે જલદી. પણ સ્રીની આંખે અજાણ્યું ન રહે. તમને જ મેં કહ્યું ત્યાં સુધી ખબર હતી?" કૈલાસના મ્લાનમુખ પર હાસ્ય પથરાયું.

"ના, પણ મને તો તું વધુ સુંદર લાગતી હતી. બીજી સમજ તો શી પડે?" એમ કહી ત્રિભુવને કૈલાસના ગાલપર ટપલી મારી.

"કહેનાર કહી રહ્યા. હું જૈન બનવાની નથી. હું તો તમને જ શૈવમતમાં લઇ જવાની છું," કૈલાસ થોડી વારે બોલી:

"તો હવે શું કરવું છે? આ જૈનોએ તો એ સ્વાર્થ ખાતર જ મને મદદ કરી છે. હવે પટ્ટણમાં તો ટકવું મુશ્કેલ છે."

"પટ્ટણ છોડો તો તમારો યુવરાજપદનો વારસો જતો રહેને!" કૈલાસ હસી.

"એવું ન બોલ તું. તારા સિવાય બીજી કોઇ વાતની મને પરવા નથી. તારી ખાતર પટ્ટણની રાજગાદી તો શું પણ ઇંદ્રાસનનેય હું લાત મારું."

"વિશ્વામિત્રે લાત મારી હતી તેમ મોહમાં જ ને ? આમે હવે શકુન્તલા જન્મવાની જ તૈયારી ચાલે છે હો ! મોહ ઉતારવો હોય તો ઉતારજો."

"તું મોહ કહે તો મોહ. પણ તે આ ભવમાં જવાનો નથી." ત્રિભુવન દૃઢ સ્વરે બોલ્યો.

"મારા પ્રિયતમ ! હુંય તમારી પાછળ ઘેલી છું. ચાલો આપણે ક્યાંક દેશાવરમાં ચાલ્યાં જઇએ. જ્યાં જઇશું ત્યાં ધરિત્રી મા આપણું પોષણ કરશે, અને આપણો પ્રેમ તો પછી કોણ ઝૂંટવી લેનાર છે ? એ પ્રેમરૂપી પારસમણિ આપણી ગરીબીને ગરીબીરૂપે નહિ રહેવા દે." કૈલાસ ત્રિભુવનના અંકમાં લપાઈ ગઈ.

કૈલાસનું મન સ્થિર કરાવવાનું બહાનું કાઢીને ત્રિભુવને કૈલાસને ઉપાશ્રયમાં જ ગુપ્ત રીતે કેટલોક વખત રખાવી, અને તેની સાથે મંત્રણા કરી લઈ, પટ્ટણ છોડી ચાલ્યા જવાનો નિશ્ચય કરી લીધો. પ્રણયીઓના નિશ્ચયો ભાગ્યે જ બાહ્ય પરિસ્થિતિનો અંતરાય સહન કરે છે. પટ્ટણનું, પિતાનું, યુવરાજપદનું અને કુલકીર્તિનું ગમે તે થાય, તેની આ બેઉ પ્રણયીઓને પરવા ન હતી.

કૈલાસ માટે શ્રીસ્થળમાં ત્રિભુવને એક ગુપ્ત અને સુરક્ષિત સ્થળ શોધી કાઢ્યું. ત્યાં જોઇતા રક્ષકો, દાસદાસીઓ અને સાધનસામગ્રીની પણ ગોઠવણ કરી દીધી, અને ગુપ્ત રીતે કૈલાસને ત્યાં રવાના કરી દીધી. આનંદસૂરીના શિષ્યોને ત્રિભુવને સમજાવ્યું કે, 'એ છોકરીના બાપને ખબર પડવાથી, તે લૂણસાપાની મદદથી તેને ઉપાડી ગયો છે. વળી તે મુત્સદ્દી પુરુષ હવે છોકરીને તમારા ભયથી ગુપ્ત રાખશે અને ઉલટો બહારથી તમારા પર આક્ષેપ પણ કરશે, માટે તમે સચેત રહેજો. જાણે કાંઇ બન્યું જ નથી, એમ વર્તજો, નહિ તો ફજેત થશો.' આ પ્રમાણે આનંદવિજયસૂરીના માણસોને સમજાવી ત્રિભુવન તેમના સંપર્કથી જાણીજોઇને દૂર રહેવા લાગ્યો.

શ્રીસ્થળમાં રાખેલી કૈલાસને ગુપ્તવેશ ધરી ત્રિભુવન મળી આવતો અને લૂણસાપા વગેરેને વહેમ ન પડે તે રીતે પોતે પણ પટ્ટણ છોડી કાયમ ત્યાંજ રહેવા જવાની યોજના વિચારી રહ્યો હતો.

કૈલાસીના આ વખતના અપહરણના સમાચારથી આખું પટ્ટણ ખળભળી ઉઠયું. લૂણસાપા પણ મનમાં બધું સમજતા હોવા છતાં પ્રગટ રોષ દાખવી રહ્યા. મહારાજા ભીમદેવ અને મહારાણી લીલાદેવી પણ આ સમાચારથી નારાજ થયાં.

"હું તપાસમાં જ છું. આ વખતે કૈલાસનો પીછો લેનારને પાંસરાજ કરવા પડશે." એમ કહી લૂણસાપાએ શિવદત્તને શાંત કર્યો.

નિરાશ, વૃદ્ધ વિપ્ર ભગવાન્ ધૂર્જટિના કરાલ સ્વરૂપને હૃદયમાં ભજી રહ્યો. એની વૈરવૃત્તિ એના અંતરને ભડભડાટ સળગાવી રહી. शिवोऽहम् જપનારના અંતરમાં रुद्रोऽहम्। कालोऽस्मि। ના પડઘા પડી રહ્યા.

---

## પ્રકરણ ૭ મું

## શ્રીસ્થળમાં નિવાસ

લૂણુસાપાને કૈલાસના તમામ સમાચાર ગુપ્તચરો દ્વારા યથા-યોગ્ય સમયે મળી ચૂકયા હતા. કૈલાસ શ્રીસ્થળ ચાલી ગઇ, તે પણ લૂણુસાપા જાણી ચૂકયા હતા. પણ હવે કૈલાસને પજવવાની આવ-શ્યકતા તેમને જણાઇ નહિ. ત્રિભુવન એ પ્રણયના વ્યાપારમાં મશગૂલ હતો તેટલું બસ હતું. હવે બાકી રહેલું કામ શિવદત્તથી કરાવવાનું હતું. ચાચીંગના માણસોએ કૈલાસને નસાડી હતી, એમ લૂણુસાપા જાણી ચૂકયા હતા એટલે ચાચીંગને માથે પણ આ બદલનો આક્ષેપ નાંખી તેને ત્રિભુવન પ્રત્યે નારાજ બનાવવાની આ તક લૂણુસાપાને બહુ અનુકૂળ લાગી.

લૂણુસાપાએ શિવદત્તને આશ્વાસન આપી, તેના મગજમાં ચાચીંગ તથા આનંદસૂરી વિરુદ્ધ સાચુંખોટું ભૂસું ભરાવી દીધું. ત્રિભુવનની દોરવણીથી ચાચીંગ તથા આનંદવિજયસૂરી જેવા મહાપુરુષો પોતાની પુત્રીનું હરણ કરાવે તે શિવદત્તથી સહન થાય જ શી રીતે? તે લૂણુ-સાપાની પ્રેરણાપ્રમાણે સીધો ચાચીંગ પાસે દોડયો. ચાચીંગ આ પંડિતને બહુ માન આપતો અને લૂણુસાપાના મિત્ર અને વેદગર્ભરાશિના જમણા હાથ તરીકેનું તેનું મહત્વ સમજતો હતો. રોષથી સળગતા શિવદત્તે ચાચીંગને ન કહેવાનાં વચનો કહી દીધાં. અપરાધીની જેમ ચાચીંગ સાંભળી રહ્યો. તેણે શિવદત્તને સમજાવવા પ્રયાસ કર્યો, પણ શિવદત્ત સાંભળ્યા વગર જ ધુંવાંપુવાં થતો ચાલ્યો ગયો.

આ પછી શિવદત્ત નગરશેઠને તથા બીજા જૈન ગૃહસ્થોને મળ્યો ને ચાચીંગ તથા આનંદવિજયસૂરીની દુષ્ટતા તેણે જાહેર કરી. આ સાંભળી નગરશેઠ તથા બીજાઓ ચમકી ઉઠયા. શિવદત્ત જેવા વિદ્વાન્ પ્રતિષ્ઠિત અને મોભાદાર માણુસ પર આવેલી આફત પ્રત્યે સહાનુભૂતિ બતાવી તેઓ, ચાચીંગ તથા આનંદવિજયસૂરીને ધીક્કાર આપી રહ્યા. આનંદવિજયસૂરીના પક્ષપાતીઓ પણ આ વાત સાંભળી ચૂપ થઇ ગયા.

વેદગર્ભરાશિને અને બીજાઓને પણ આ વાત જાહેર કરી શિવદત્તે લગભગ આખા પટ્ટણને હચમચાવી મૂક્યું. પોતે આવેશમાં પોતાની જ પ્રતિષ્ઠા પર પાણી ફેરવી રહ્યો હતો તેનું તેને ભાન જ ન રહ્યું. લૂણસાપાએ તેને કહ્યું: "જેની સામે તમારે ન્યાય મેળવવાનો છે, તે પ્રતિષ્ઠિત વ્યક્તિઓ છે, માટે પ્રથમ તેમને સમાજની દૃષ્ટિએ હલકા પડવા દો. તેમની પ્રતિષ્ઠાનું તેજ એથી ક્ષય પામશે. એટલે રાજ્ય પણ તેમને યોગ્ય દંડ આપવા ઉદ્યુક્ત થશે."

આવેશમાં આવેલો બ્રાહ્મણ આ વાત સ્વીકારી લઈ જીવતું વૃત્ત-પત્ર બની આખા પટ્ટણમાં ઘૂમી વળ્યો. મહારાણી લીલાદેવી અને સૂમલદેવીને પણ તેણે આ વાત નિવેદિત કરી, રાજધર્મની ઢીલાશ તથા જૈનોની નિરંકુશતા તરફ અંગારભરી વાણીમાં ટીકા કરી. આમ આવેશમાં આવી મર્કટની પેઠે કુદાકુદ કરી ચૂકેલો બ્રાહ્મણ છેવટે મહારાજાને દરબારમાં જાહેર રીતે આ બદલ ફરિયાદ આપવા તૈયાર થયો.

"આ વાત સાબિત શી રીતે થશે?" લૂણસાપાએ શંકા દર્શાવી. લૂણસાપા શિવદત્ત જાહેર રીતે મહારાજા પાસે ન્યાય માગે તેમ પણ ઇચ્છતા હતા, પરંતુ તે બાબતમાં શિવદત્ત પોતાના પર વધુ પડતો ભરોસો રાખી ન બેસે તે માટે તેમણે શિવદત્તને ચેતાવ્યો.

"ગમે તે થાય. હું રાજ્યનો ન્યાય તો જોઇશ. જૈનમંત્રી અને જૈનોના મંત્રતંત્રને વશ થયેલો રાજા મને કેવો ન્યાય આપે છે, તે જગત્ પણ જોશે." નિશ્ચયથી શિવદત્તે કહ્યું.

"ભલે, પણ રાજકારણની સલામતની ખાતર હું આ બાબતમાં ભાગ ન લઈ શકું તે તો તમે સમજી શકશો, પંડિતજી!" લૂણસાપાએ મીઠાશથી કહ્યું.

"ભલે, હું મારૂં ફોડી લઇશ." શિવદત્તનો પશ્ચાત્ બુદ્ધિનો સૂચક જવાબ મળ્યો.

મહારાજાધિરાજ ભીમદેવના ભરેલા દરબારમાં, રાજારાણા, સામંત, સરદારો, મંત્રીશ્વરોની સમક્ષ શિવદત્તે પોતાની ફરિયાદ રજુ કરી, પ્રતિ-

પક્ષીઓ તરીકે ચાચીંગ, ત્રિભુવન તથા આનંદસૂરીનાં નામ જણાવ્યાં. તેણે રોષના ભડકાથી ભડભડ સળગતી વાણીમાં જૈનમતની નિરંકુશતા, તેના અત્યાચાર અને રાજસત્તાની નિર્બળતાની ઝાટકણી કાઢી. તેના શબ્દે શબ્દે રાજા પર, મંત્રીઓ પર અને નાગરિકો પર શબ્દરૂપી સળગતાં બાણ પડતાં હતાં, પણ શિવદત્તને રોકવાની કોઈની મગદૂર ન હતી. તે પોતે જ લાંબા સંભાષણ પછી, શાંત થઈ રોષભરી દૃષ્ટિ સિંહાસન સમક્ષ તાકી ઉત્તરીયથી મોં લૂછવા લાગ્યો.

મહારાજાના મુખ્ય અધિકરણિકે* લૂણસાપા તરફ જોયું. પછી તે ધીમેથી શિવદત્તને સંબોધીને બોલ્યા: "આપનો વાદ મહારાજાને નિવેદિત થઈ ચૂકયો છે. તે માટે મહારાજાધિરાજ તરફથી યોગ્ય તપાસ થશે જ, માટે આપ શાંતિથી આસન ગ્રહણ કરો."

પુરોહિતે શિવદત્તને હાથ પકડી આસને બેસાડયો. સભાજનો હાજર રહેલા ચાચીંગ તરફ વારંવાર જોતા હતા. ચાચીંગ મનમાં જ ત્રિભુવનપર શાપ વરસાવી રહ્યો. થોડી વારે લૂણસાપાએ મહારાજા જોડે ધીમી વાત કરી, દરબાર વિસર્જન થવાની જાહેરાત કરી.

પટ્ટણમાં કૈલાસ અને ત્રિભુવનની વાત ઘરઘરની ચર્ચાનો વિષય થઈ પડી. ચાચીંગ તથા આનંદવિજયસૂરી પર લોકો પ્રતિષ્ઠિત અને ન્યાયી જૈનો પણ ફીટકાર વર્ષાવી રહ્યા. ચાચીંગ અને આનંદવિજય-સૂરી ત્રિભુવનપર મનમાં જ ખીજાઈ ઉઠયા. ત્રિભુવને પોતાને શાપ આપી બેઆબરૂ કર્યો એ વાતથી ચાચીંગ બળી જવા લાગ્યો. તેણે સૂમલદેવી પાસે જઈ ત્રિભુવન માટે તેના હૈયામાં સળગતી હોળી શબ્દો દ્વારા વ્યક્ત કરી. સૂમલદેવી પણ ત્રિભુવન તરફ રોષે ભરાયાં હતાં, છતાં તે વાત મનમાં રાખી મંત્રીશ્વરને તેમણે શાંત પાડયા.

લૂણસાપાએ શિવદત્ત પાસે પોતાની ધારી વાત સિદ્ધ કરાવી. પોતાના પ્રતિપક્ષીઓને તેજોહીન બનાવ્યા. એટલું જ નહિ પણ ન્યાયના કામમાં પણ તેમને પોતાની સહાનુભૂતિ વાંચ્છતા કરી મૂકયા. ચાચીંગ

---

* અધિકરણિક એટલે ન્યાયાધિકારી.

તો ખાનગીમાં આવી પોતે આ બાબતમાં અજાણ હોવાનું જણાવી લૂણસાપાની માફી માગી ગયો. સૂમલદેવીએ ત્રિભુવન માટે પણ લૂણસાપાને ભલામણ કરી અને લૂણસાપાએ અધિકરણિકને તે વિષે યોગ્ય સૂચનાઓ આપી દીધી.

અધિકરણિકે શિવદત્ત પાસે પ્રમાણ માગ્યું. આ પરથી બ્રાહ્મણ સળગી ઉઠ્યો, "પ્રમાણ તમે જ મેળવી લ્યો. ન્યાય આપવાની રાજની ઇચ્છા જણાતી જ નથી." શિવદત્તે કહ્યું.

"પંડિતજી! તમે શાસ્ત્રના જ્ઞાતા છો. ન્યાયાસન તથા રાજની ટીકા શા માટે કરો છો? પ્રમાણ વગર નહિ ચાલે."

"તો તમારો ન્યાય તમે જ રાખો, હું જ મારો ન્યાય કરી લઇશ." એમ બોલતો શિવદત્ત અધિકરણિક પાસેથી રોષભેર ચાલ્યો ગયો.

પરંતુ બીજે દિવસે શિવદત્તને એકાએક ગ્લાનિ થઇ આવી. પોતે જાતે થઇને જ પોતાની પ્રતિષ્ઠા, કુલીનતા તથા મોભાપર પાણી ફેરવ્યું હતું, એમ તેને લાગ્યું. બહાર નીકળી લોકો વચ્ચે ઉન્નત મસ્તકે નીકળવાનો હવે પોતાને હક્ક ન રહ્યો, એમ તેને લાગ્યું. પોતાનું કુળ છોકરીએ બોળ્યું અને પોતે થઇને તેની જગતને જાહેરાત કરી. તે કેવો મૂર્ખ હતો? બ્રાહ્મણની પશ્ચાત્ બુદ્ધિ વિમાસણ કરવા લાગી. છોકરી પાછી મળે તેવી હવે આશા ન હતી. મળે તો પણ વંઠી ગયેલી છોકરી વશ થાય તેમ ન હતું. એટલે તેણે ભારે નિરાશા વચ્ચે સંન્યાસી બની જવાનો વિચાર કર્યો. તેના હૃદયમાં સળગતો વૈરાગ્નિ પણ આ નિરાશા તથા વિમાસણની રાખમાં ઢંકાઇ ગયો.

આ પ્રકરણ પરથી મહારાજાને તથા વેદગર્ભરાશિ અને નગરશેઠ જેવા પ્રતિષ્ઠિત પુરુષોને પણ ત્રિભુવન પ્રત્યે અણગમો પેદા થયો. જયંતસિંહ પણ શિવદત્તનું—સારા શૈવમતનું આ રીતે અપમાન કરનાર ત્રિભુવન પ્રત્યે મનમાં નારાજ થયો.

સૂમલદેવીને આ બનાવથી મહાગ્લાનિ થઇ. ત્રિભુવન માટે લોકહૃદયમાં તથા દરબારીઓમાં જાગેલો અણગમો પટરાણીને અકળાવી રહ્યો; તેમણે ત્રિભુવનને બોલાવવા બહુ તજવીજ કરી, પણ તે કેટલાક

દિવસ તો જડ્યો જ નહિ. છેવટે એક દિવસ તે સંકોચપૂર્વક પટરાણી સમક્ષ હાજર થયો.

પટરાણીએ ત્રિભુવનને સખ્ત ઠપકો આપ્યો. પોતે તેના માટે શું શું કરી રહ્યાં હતાં, તે જણાવી તે બધાની પર પોતાની મૂર્ખાઈથી તે કેવી રીતે પાણી ફેરવતો હતો, તે પણ પટરાણીએ કડક શબ્દોમાં કહ્યું. ચાચીંગ જેવા રાજપુરુષ અને હિતચિંતકને બેઆબરૂ કરીને, તથા શિવદત્ત જેવા પ્રતિષ્ઠિત વિપ્રની કન્યાનું હરણ કરીને ત્રિભુવને પોતાની ભાવિ કારકીર્દી પર પાણી ફેરવ્યું હતું તે પણ રૂમલદેવીએ જણાવ્યું.

ત્રિભુવન બધું સાંભળી રહ્યો. પરંતુ જ્યારે છેવટે પટરાણીએ તેને કૈલાસકુમારીને ત્યજી દઈ, સીધી રીતે મહારાજાની માફી માગી, રાજકાજ શીખવા આદેશ કર્યો ત્યારે ત્રિભુવન ચૂપ રહી શક્યો નહિ. તેની અને પટરાણીની વચ્ચે પહેલી જ વાર ચકમક ઝરી અને રોષભર્યો ત્રિભુવન રીસાઈને રાજગઢ છોડી ચાલ્યો ગયો.

બીજે દિવસે પટ્ટણમાં વાત પ્રસરી ગઈ કે, પટરાણીની સખ્ત ધમકીને લીધે, રીસાઈને ત્રિભુવનકુમાર મારવાડ તરફ ચાલ્યા ગયા છે. કોઈ આ વાતને ખોટી માની જણાવતું: "મારવાડ શું જાય? એણે જ પેલી છોકરી કૈલાસને ક્યાંક રાખી હશે ત્યાં જતો હશે."

"રસ્તો તો મારવાડનો ઝાલ્યો હતો." કોઈ નજરે જોનાર કહેતો.

"ત્રિભુવનકુમારની માતાના સંબંધીઓ ત્યાં છે ખરા!" કોઈ દલીલ કરતું.

"આપણે શું? મહારાજાની વૃદ્ધ વયમાં રાજમાં અંધેર વર્ત્યું તે વાત સાચી." કોઈ ડાહ્યો માણસ પરિણામની તારવણી કાઢતો.

પટ્ટણથી રીસાઈને નીકળેલો ત્રિભુવન મારવાડ તરફ ચાલ્યો ગયો હતો તે વાત સાચી, પણ મારવાડના સુકા પ્રદેશને બદલે કૈલાસીના મીઠા પ્રણય જેવા જળથી છલકતી સરસ્વતી અને તેના હૃદય જેવું પવિત્ર શ્રીસ્થળ ત્રિભુવનને મન વધુ આકર્ષક હતાં. ઘણે દૂર ગયા પછી વેશપલટો કરી ત્રિભુવન શ્રીસ્થળ તરફ વળી ગયો.

મુકામે જઈ કૈલાસને છાતી સરસી દાબતાં તે બોલ્યો: "હવે તો તું જ મારી રાજલક્ષ્મી છે. અણહીલપુરને પ્રણામ કરીને આવ્યો છું."

"કેમ એમ બોલો છો?" કૈલાસે ધડકતી હૃદય ધમણી સ્વામીના હૃદય સાથે ચંપાવા દેતાં પૂછ્યું.

ત્રિભુવને પાટણની બધી વીતક વાત તેને સંભળાવી. તે સાંભળી કૈલાસ બોલીઃ "તમે જરાએ નિરાશ થશો નહિ. જગતમાં બધાંય કંઈ રાજા થવા નથી જનમતાં. એમાં શું?"

"મને તેની જરાય ચિંતા નથી. તારી તુલનામાં હું બીજું બધુંય તુચ્છ સમજું છું." કૈલાસના લોધ્રપુષ્પ જેવા કપોલને ચૂમતાં ત્રિભુવન બોલ્યો.

ત્રિભુવન તથા કૈલાસના દિવસો એકાંત સુખમાં વીતવા લાગ્યા. યોગ્ય સમયે કૈલાસને પુત્રનો પ્રસવ થયો, પણ તે પુત્ર પ્રસવ પછી તુરત જ મૃત્યુ પામ્યો. કૈલાસ પણ પ્રસૂતિજન્ય દર્દ તથા માનસિક લાગણીને લીધે લાંબો વખત પથારીવશ રહી.

કૈલાસે પ્રસૂતિની શય્યાનો ત્યાગ કર્યો, પણ તે રૂગ્ણ બની ગઈ. તેનું શરીર ક્ષીણ થવા લાગ્યું અને ભરાવાદાર અંગોપાંગમાં હાડકાં દેખાવા લાગ્યાં. ત્રિભુવને એક બાહોશ વૈદરાજને બોલાવી મંગાવ્યા.

તેમણે કૈલાસના દેહની ચિકિત્સા કરી, માથું ધૂણાવ્યું. પછી તે ત્રિભુવન જોડે થોડી વાતચીત કરી દવા આપી ચાલ્યા ગયા.

"વૈદરાજે શું કહ્યું તમને?" કૈલાસે ત્રિભુવનને પૂછ્યું.

"કહે છે કે ધીમે ધીમે આરામ થઇ જશે. આ દવા આપી છે."

"શું રોગ કહે છે? મને ક્ષયનો વહેમ છે." કૈલાસે પૂછ્યું.

"ના, સૂતિકા રોગ કહે છે. આ દવા નગોડના પાનના રસ સાથે પીવાની છે." ત્રિભુવને દવાની પડીકી કૈલાસ તરફ ધરી.

"એ પાન તો આપણા બાગમાં ઘણાં છે." ત્રિભુવન પાસેથી દવા લેતાં કૈલાસ બોલી.

વૈદરાજે ત્રિભુવનને ખાનગીમાં રોગ અસાધ્ય હોવાનું કહ્યું હતું, પણ કૈલાસને તે કહેવાની ત્રિભુવનની હિંમત ન ચાલી, કહીને તેને નાહિંમત કરવાની પણ તેને આવશ્યકતા ન લાગી. ત્રિભુવને ઘણા વૈદ્યો બદલ્યા તથા ઉપચાર પણ વિપુલ પ્રમાણમાં કર્યા પણ કૈલાસનો રોગ

દિનપ્રતિદિન વધતો જ ચાલ્યો, કૈલાસને પણ પોતાની ક્ષય પામતી દેહકલાનું ભાવિ સમજાવા લાગ્યું. તેનું અંતર પ્રિયતમની પોતાના વિના શી દશા થશે, એ ખ્યાલથી સળગી જવા લાગ્યું. પોતે ત્રિભુવનને રસ્તા વચ્ચેનો ભિખારી બનાવી મૂકી વિદાય થવા બેઠી હતી, એ ખ્યાલથી તેનું અંતઃકરણ ડસડસી રહ્યું હતું.

અંતકાળે કૈલાસે ત્રિભુવન પાસે એક જ વચન માગ્યું, કે તે પોતાને ભૂલી જાય અને પટ્ટણ જઈને પોતાનો રાજગાદીપરનો હક્ક સંભાળી લેવા પ્રયાસ કરે. કૈલાસના એ આદેશને ત્રિભુવને અનિચ્છાએ કબુલ રાખ્યો. પછી તેણે ગદ્‌ગદિત કંઠે કહ્યું: "કુમારી, વ્હાલી કંઈક તો એવું માગ કે તું મને યાદ રહ્યા કરે."

"માગું, તમે આપશો ?" હાડકાંનો માળો બની ગયેલી કૈલાસ મોં પલકાવી બોલી.

"જરૂર આપીશ, કુમારી બોલ." ત્રિભુવન કૈલાસને કુમારીના સંબોધનથી સંબોધતો હતો.

"તો તમો જીવનભર શૈવમત પાળજો, જે જીવતાં નથી માગ્યું તે મરતાં માગું છું, તે પરથી હું તમને યાદ આવ્યા કરીશ. કેમ એ બની શકશે ને ?" કૈલાસ જવાબ સાંભળવા મીટ માંડી રહી.

"મારી કુમારી, તેં યથાર્થ જ માગ્યું. તારા પ્રિય ઇષ્ટ દેવ ભગવાન્ સોમનાથનો હું આજથી ભક્ત છું." કૈલાસનું માથું પંપાળતાં ત્રિભુવન બોલ્યો.

કૈલાસની આંખમાં સંતોષ પ્રસરી રહ્યો. તેણે જરા આંખ મીંચી આરામ લેવા પ્રયાસ કર્યો.

થોડી વારે તે એકાએક ચમકી: "વહાલા, બસ હવે વિદાય. જય સોમનાથ ! જય સોમ..." બોલતી કૈલાસની આંખ ફાટી.

પરિજનો ગંગાજળ તથા તુળસીપત્ર લેઈ દોડી આવ્યાં અને થોડી ક્ષણોમાં કૈલાસ ત્રિભુવનને એકલો મૂકી અલક્ષ્યના પ્રવાસે ચાલી ગઈ.

× × × ×

કૈલાસનું પ્રકરણ આ રીતે સંપૂર્ણ થયું. પણ તે દરમ્યાન અણહીલપુરના રાજપ્રકરણમાં બની રહેલી ઘટનાઓને હવે લક્ષ્યમાં લેવી

જોઈએ. કૈલાસ અને ત્રિભુવનને આત્મસંતોષથી શ્રીસ્થળમાં રહેતાં લૂણુસાપા પોતાના ગુપ્તચરરૂપી ચક્ષુઓવડે જોઇ રહ્યા હતા. અને ત્રિભુવન પણ વખતો વખત પોતાના ગુપ્તચરો દ્વારા પટ્ટણપર આંખ ફેરવવાનું કાર્ય કરી લેતો હતો. જો કે તેને તે તરફ પ્રથમના જેવું આકર્ષણ રહ્યું ન હતું તો પણ પટ્ટણના રાજપ્રકરણ તરફ તેની દૃષ્ટિ કુતૂહલ-વશાત્ ખેંચાતી હતી.

ત્રિભુવનની આડખીલી લૂણુસાપાના માર્ગમાંથી દૂર થઇ હતી અને લૂણુસાપાથી ચાચીંગ વગેરે પણ દબાતા હતા. ચાચીંગને ત્રિભુવન શ્રીસ્થળમાં હોવાની ગંધ આવી ગઇ હતી અને તેણે તે વાત પટ-રાણીને જણાવી હતી, પરંતુ તેને પોતાના મનમાં તો ત્રિભુવન પ્રત્યે હજી અણગમો જ ચાલુ હતો.

લૂણુસાપા પર મહારાણી લીલાદેવી તથા મહારાજાની અપાર કૃપા દિનપ્રતિદિન વરસી રહી હતી. સૂમલદેવીને પણ મનેકમને લૂણુસાપાને માર્ગ દેવો પડતો. જો કે ત્રિભુવનને પાટે લેવાની ઇચ્છા સૂમલદેવી છેક ત્યજી શકયાં ન હતાં. તો પણ લૂણુસાપા સાથે ઝઘડવામાં સાર ન હતો, એટલું તો તે સમજી ગયાં હતાં. એટલે સમય ઓળખી તે લૂણુસાપા પ્રત્યે મીઠાશભર્યું અને અવિરોધી વર્તન રાખી રહ્યાં હતાં.

વેદગર્ભરાશિને આ જ અરસામાં કેટલાંક ગામોનાં દાનપત્ર મહા-રાજાએ લૂણુસાપાની સલાહ મુજબ કરી આપ્યાં અને તેમનું ઘણું જ સન્માન કર્યું, આમ બધી રીતે અનુકૂળ વાતાવરણમાં લૂણુસાપાએ પોતાના પૌત્રને યુવરાજપદે અભિષિકત થવાની ઉજ્વળ આશાનાં પુનઃ દર્શન કર્યાં. મહારાણી લીલાદેવી પણ મૂલેશ્વરમાં લૂણુસાપાને આપેલા વચનનો અમલ કરાવવા મહારાજાને વારંવાર યાદ આપી રહી હતી.

અણહીલપુરમાં જ્યારે આ પ્રમાણેની લૂણુસાપાની સત્તા પ્રસરી રહી હતી, તે જ અરસામાં કૈલાસ મૃત્યુ પામી. કૈલાસની અંતિમ ક્રિયા પતાવ્યા પછી ત્રિભુવન કેટલાય દિવસો સુધી શોકમગ્ન દશામાં બેસી રહ્યો. કૈલાસ વગરનું જીવન જીવવું, તેને વિષ સમાન અળખામણું થઇ પડયું. તેના સલાહકારો તેને કૈલાસના અંતિમ વચનનું સ્મરણ કરાવી પ્રવૃત્તિમાં નાખવા મથન કરી રહ્યા.

## પ્રકરણ ૮ મું

## ભીમદેવની અંતિમ આજ્ઞા

મહારાજા ભીમદેવે લીલાદેવીની સૂચના પ્રમાણે લૂણસાપાના જ્યેષ્ઠ પુત્ર વીરમદેવને યુવરાજ નીમવા નક્કી કર્યું. પણ આ વાતની પટરાણી સૂમલદેવીને જાણ થતાં તેમણે નિર્બળ મનના વૃદ્ધ રાજાને યુક્તિપૂર્વક દબાવી દીધો.

"મહારાજ, વીરમદેવ લાયક છે. પરંતુ તેને યુવરાજ નીમવાથી આપની વૃદ્ધાવસ્થામાં લડાઈઓ જાગશે." પટરાણીએ મહારાજાને સમજ પાડી.

"કેમ પટરાણીજી, શાની લડાઈઓ જાગવાની ?" લડાઈઓ અને ખટપટોથી કંટાળેલા રાજાએ ચમકીને પૂછ્યું. જુવાનીમાં ભોળો ભીમ જેટલો યુદ્ધપ્રેમી હતો, તેટલો જ તે ઉત્તરાવસ્થામાં યુદ્ધથી કંટાળેલો હતો.

"ત્રિભુવન મારવાડમાં છે તે વીરમને યુવરાજપદે નીમ્યાની વાત જાણતાં જ ત્યાંના રાજપૂતોની મદદથી પાટણ પર ચઢી આવશે. તેના સંબંધીઓ તેને પોતાની સેનાની મદદ આપ્યા વગર તો નહિ જ રહે." પટરાણીએ દાવ નાંખ્યો.

ખરી રીતે તો આ વખતે પણ ત્રિભુવન તો શ્રીસ્થળમાં જ બેસી રહ્યો હતો. અલબત્ત, તે સૂમલદેવી સાથે પત્રવ્યહવાર તો ચલાવી જ રહ્યો હતો, પરંતુ મારવાડની સેનાની મદદ તેને મળવા વિષેની વાત તો તદ્દન બનાવટી જ હતી.

ભીમદેવ આ વાતથી ચમકી ઉઠયો. જીવનનાં છેલ્લાં વર્ષ તે ગણી રહ્યો હતો. કોઈ પણ જાતની લડાઈ કરવી તેને પાલવતી ન હતી. યુવરાજપદ ભલે ખાલી રહે અને પોતાના મૃત્યુ પછી થવાનું હોય તે થાય, પરંતુ પોતાની હયાતીમાં જ નિરર્થક યુદ્ધ ઉપસ્થિત કરવાનું ભીમદેવને ન ગમ્યું.

તેણે થોડી વાર વિચાર કરી પૂછ્યું: "તમારી વાત ખરેખર સાચી છે, પણ તમે આ કેમ જાણ્યું ?"

"મહારાજ, પટ્ટણની પટરાણી છું, પણ આપની તો હું દાસી જ છું. નારીને પતિના ઇષ્ટચિંતન સિવાય બીજું શું ગમે ? આ ઉંમરે આપની સલામતીની ચિંતાને લીધે હું આવી રાજકીય ખબરો પણ મેળવતી રહું છું. આપ કૃપા કરી આ વાત લીલાદેવી અને લૂણસાપાથી છુપી રાખજો, નહિ તો અનર્થ થશે. હાલ લૂણસાપાનો પણ વિરોધ કરશો નહિ. માત્ર યુવરાજપદે કોઇને પણ નીમવાની વાત કાઢે તો ધ્યાન જ આપશો નહિ. સમય આવ્યે બધું થઇ રહેશે."

અનુકૂળ સંજોગોમાં પટરાણીએ આ પ્રમાણે મહારાજાને વિશ્વાસમાં લઇ કરેલી સમજુત અસરકારક નીવડી. મહારાજા ભીમદેવને સુમલદેવીની વાતમાં વિશ્વાસ બેઠો અને ચાચીંગે પણ તેને તક મેળવી ટેકો આપ્યો. આથી ભોળા ભીમદેવે લીલાદેવીની વાત પર ટાઢું પાણી જ રેડયા કીધું. "શી ઉતાવળ છે. વીરમદેવ જ યુવરાજ થવાનો છે ને !" આવો ઠંડો જવાબ આપી રાજા લીલાદેવીને શાંત રાખતો. સુમલદેવીના દાવને ન સમજનાર લીલાદેવી આનું કાંઇ કારણ સમજી શકી નહિ, તો પણ ત્રિભુવન પટ્ટણમાં નહતો તેથી તેના મનમાં બહુ ચિંતા જણાતી નહિ.

× × × ×

આ પ્રમાણે મહિનાઓ વીતી ગયા. કાલનો મહાનદ મૌનરૂપી મહાગાન ગાતો પ્રવાહમાન થઇ રહ્યો હતો. તેના મૌનની કોઇ કડી કોઇક દિવસ પોતાને માટે સઘન અર્થભારે ભરેલી થઇ પડશે, એવી આશાથી ત્રિભુવન, સુમલદેવી અને લૂણસાપા જેવાં સમયસાધુઓ નિરવધિકાલના વ્હેણ તરફ તાકીને ચૂપ બેઠાં હતાં. એવામાં મહાકાળને વિસ્તૃત પટે એક તરંગ ઉદ્‌ભવ્યો અને ઇતિહાસનું કલેવર ડગુમગુ થઇ રહ્યું. એ તરંગ હતો વૃદ્ધ મહારાજા ભીમદેવના મૃત્યુનો. મહાકાળને મન તેની કાંઇ વિસાત નહતી, પણ અણહીલપુર પટ્ટણની ઇતિહાસવહીનો એ એક મહત્વનો બનાવ હતો.

મહારાજા ભીમદેવને સમીસાંજમાં એકાએક જીવલેણ સણકા ઉપડયા. લૂણસાપાએ સારા સારા વૈદરાજો અને પટ્ટણના એક યુનાની હકીમને પણ બોલાવ્યો, પણ મહારાજાનું દર્દ અસાધ્ય વર્તાવા લાગ્યું.

મધ્યરાતે તો મહારાજા અવાક્ બની ગયા. લૂણસાપાએ મહારાજાની અંતઘડી પરખી લીધી અને તાકીદે એક સાંઢણીસ્વારને વાંસનળીમાં સીલબંધ કરેલા પત્ર સાથે ધોળકા વિદાય કરી દીધો. માંડલથી આચાર્ય વેદગર્ભરાશિને તથા મહારાણી લીલાદેવીના ભાઇને પણ રાજગઢમાં રાતોરાત બોલાવવામાં આવ્યા. ચાચીંગ વગેરે તો હાજર હતા જ. પરંતુ પોતાના પક્ષના માણસોની આ કટોકટીને પ્રસંગે રાજગઢમાંની હાજરી લૂણસાપાને આવશ્યક લાગી.

મધરાત પછી એક કુશળ વૈદરાજે ચમત્કારિક માત્રાના પ્રતાપે મહારાજાને સચેત બનાવ્યા. મહારાજાને અંતકાળની ખાત્રી થઇ ગઇ હતી. તેમણે લીલાદેવી, વેદગર્ભરાશિ, લીલાદેવીના ભાઇ તથા ચાચીંગ અને લુણસાપાને પાસે બોલાવી કહ્યું: "હું વિદાય થાઉં છું પણ મારી પછી પટ્ટણના સિંહાસને વીરમદેવને બેસાડવા તમને ભલામણ કરતો જાઉં છું. કંકાસવડે પટ્...ણ...ની..." મહારાજા વધુ બોલી શકયા નહિ. તે સ્થિર આંખે સૌને તાકી રહ્યા.

સૂમલદેવી મહારાજાનાં આ વચનો સાંભળતી દૂર ઉભી હતી. તે ઇર્ષ્યાથી સળગી ઉઠી. મરતાં મરતાં પણ રાજાની મતિ ન ફરી, એથી તે મનમાં જ દુઃખ પામી રહી, એ દુઃખમાં વૈધવ્યનું દુઃખ ઉમેરાયું, પણ સૂમલદેવીને તે દુઃખ લીલાદેવી જેટલું વસમું ન લાગ્યું. દુઃખની કલ્પનામાં ગરક થઇ બેસી રહેવાનો તેને અવકાશ જ નહતો. ત્રિભુવનને કેવી રીતે કયે વખતે બોલાવવો અને તે પહેલાં લૂણસાપાના માર્ગમાં કેવી રીતે પથરો નાંખવો, તે વિચાર તેના મનમાં રમી રહ્યો હતો.

મહારાજાનું પ્રાણપંખેરૂં ઉડી ગયા પછી, તેમના દેહની ઘટતી વ્યવસ્થા કરી, હાજર રહેલા રાજપુરુષો મહત્વની મંત્રણા કરવા બેઠા. એ મંત્રણામાં જયંતસિંહ, ચાચીંગ, વેદગર્ભરાશિ, લુણસાપા, લીલાદેવીના ભાઈ અને સેનાધ્યક્ષ એ મુખ્ય હતા. આ અવિધિસરના મંત્રીમંડળે લાંબી ચર્ચા પછી, મહારાજાની મરણ સમયની આજ્ઞા મુજબ વીરમદેવને બોલાવી તેમનો રાજ્યાભિષેક કરવા નિશ્ચય કર્યો. ચાચીંગ અને જયંતસિંહ પણ આ બાબતમાં પ્રગટ વિરોધ કરી શકયા નહિ. આથી મહારાજાના

શબને રાજપદ ખાલી ન રહે તે માટે વીરમદેવ પધારતા સુધી જતન-પૂર્વક રાખવાનું ઠર્યું, અને બીજી તરફ રાજ્યાભિષેક માટે ઝડપથી તૈયારીઓ કરવા રાજ્યાધિકારીઓને સૂચનાઓ અપાઈ. વીરમદેવને તેડાવવાની ગોઠવણ કરવાનું લૂણસાપાને સોંપાયું અને તે માટે તેમણે વસ્તુપાળ મંત્રીને પણ એક સીલબંધ આજ્ઞાપત્ર તાકીદે મોકલાવી દીધું.

વીરમને ઉપાશ્રયના સાધુઓને પીડન કર્યાના ગુન્હા બદલ શિક્ષા કરવા ધોળકાનો મંત્રીશ્વર વિચારી રહ્યો હતો. વીરમને નજરકેદ કરવો કે જાહેર લડાઈનું કારણ ઉપસ્થિત કરી તેની સામે લડાઇ કરવી, તે વિષે મંત્રી તેજપાળ વિચાર કરી રહ્યા હતા. આ બાબત ઉતાવળ કરવી તેમને ઇષ્ટ ન લાગ્યાથી સોમેશ્વર સાથે ફરી મંત્રણા કરવા તેમણે નિશ્ચય કર્યો, પણ તે પહેલાં તો મંત્રીશ્વરને ચમકાવી મૂકનાર સમાચાર મળ્યા. અણહીલપુરના દૂતે આવી લૂણસાપાનો આજ્ઞાપત્ર તેમને આપ્યો. તે ઉઘાડીને વાંચતાં જ મંત્રીશ્વર સ્થંભી ગયા. એ આજ્ઞાપત્રમાં મહા-રાજા ભીમદેવના મૃત્યુના સમાચાર તથા વીરમદેવને મહારાજા તરીકે અભિષિક્ત કરવાનું ઠર્યાના સમાચાર હતા, અને તે કારણથી વીરમદેવ જે ધોળકામાં હતા તેમને પટ્ટણમાં સન્માનપૂર્વક મોકલવા લૂણસાપાએ મંત્રીશ્વરને આજ્ઞા કરી હતી. બીજો તેજ મતલબનો વીરમદેવપરનો પત્ર પણ હતો. તેમાં અગાઉ સાંઢણીસ્વાર મોકલ્યાનો ઇશારો હતો. મંત્રી-શ્વરના પત્રમાં રાણાજીએ સૈન્યને પણ સચેત રાખવા ઇશારો કર્યો હતો.

મંત્રીશ્વર પત્ર વાંચી ઉંડા વિચારમાં ગરક થઇ ગયો. વીરમદેવને પકડવામાં ઉતાવળ ન કરી તેજ ઇષ્ટ થયું, એમ તેને લાગ્યું, પણ આમ વીરમદેવ મહારાજાધિરાજ થઈ જાય એ વાત મંત્રીશ્વરને રૂચતી ન હતી. મહારાજા ભીમદેવ એકાએક મૃત્યુ પામ્યા ને વીરમદેવ માટે પટ્ટણના રાજપુરુષો સંમત થઇ ગયા તે પણ મંત્રીશ્વરને નવાઇ જેવું લાગ્યું. શું કરવું તેનો લાંબો વિચાર કરી મંત્રીશ્વરે જાતે વીરમદેવને મુકામે જઇ આ સમાચાર તેને માનપૂર્વક આપ્યા તથા લૂણસાપાનો પત્ર પણ આપ્યો.

આ પત્રો મોકલતા અગાઉ, લૂણુસાપાએ રવાના કરેલો સાંઢણી-સ્વાર સાથેનો પત્ર વીરમને મળ્યો હતો. તે પરથી પોતે ઝડપથી પટ્ટણ જવા તૈયાર થઇ રહ્યો હતો. તેવામાં જ મંત્રીશ્વરે આવી તેને આનંદ-જનક સમાચાર આપી લૂણુસાપાના બંને પત્રો બતાવ્યા.

"મંત્રીશ્વર, હું આજે જ પ્રસ્થાન કરવા માગું છું." વીરમે હર્ષપૂર્વક કહ્યું: "હા, મહારાજ!" મીઠાશભરી વાણી મંત્રીના મુખ-માંથી સરી. "મધ્યાહ્ન પછી પ્રસ્થાન કરશો. હું જોઇતું સૈન્ય તથા અંગરક્ષકો અને વાહનો ત્યાં સુધીમાં તૈયાર કરાવું છું."

"હા, ત્વરાથી કામ લેજો." ગુજરાતના મહારાજાધિરાજને છાજતી અદાથી વીરમે કહ્યું.

"તે તો વાર નહિ લાગે, પણ આપની ઇચ્છા હોય તો સોમેશ્વર-દેવને બોલાવી યોગ્ય મુહૂર્ત નક્કી કરીએ."

"ના, ના, शुभस्य शीघ्रम्।" વીરમદેવ હસ્યો. તે પટ્ટણ દોડી જવા અધીરો બન્યો હતો. ગુજરાતના મહારાજાધિરાજ તરીકેનાં ભાવિનાં ભવ્ય અને મોહક સ્વપ્નાં તેને ગલીપચી કરી રહ્યાં હતાં.

"જેવી આપની આજ્ઞા. હું રજા લઉં છું. આપને જોઇતાં સાધનો માટે મને ગમે તે વખતે ખબર આપજો. હું તાકીદે તજવીજ કરી દઇશ." ઉભા થતાં મંત્રીશ્વર બોલ્યા.

"ઠીક, પધારો." મંત્રીને રજા આપી વીરમદેવ હર્ષભેર અંદરના ઓરડામાં દોડી ગયો. ત્યાં સુકેશી પણ આ સમાચાર સાંભળી આનંદિત વદને બેઠી હતી. તેણે વીરમદેવને રસોન્માદી પ્રણયિનીને યોગ્ય ઉપચાર-પૂર્વક અભિનંદન આપ્યું અને વીરમદેવ તેની સમક્ષ ભાવિનાં રંગબેરંગી મનોહર સ્વપ્નોને વાણીદ્વારા આકાર આપી રહ્યો. બંનેની લાંબા સમયની આકાંક્ષા આજે સફળ થવા લાગી હતી. પછી આનંદ કેમ ન થાય?

વિસળ તથા તેના મંડળના માણસો આ સમાચારથી દિઙ્મૂઢ બની ગયા અને ઇર્ષ્યાથી બળવા લાગ્યા. પરંતુ ધોળકાની પ્રજાને તો

આ સમાચારથી હર્ષ થયો. કારણ પ્રજાનો મોટો સમૂહ વીરમદેવ પર તેના શૌર્યાદિને લીધે પ્રસન્ન હતો, અને પોતાના રાણાનો યોગ્ય પાટવી અણહીલપુરનો મહારાજા બને, તે વાત પ્રજાને મન ગર્વ અને મહા આનંદનો વિષય હતી.

ધોળકાનગર વીરમદેવને પટ્ટણ જતી વખતે માન આપવા માટેની તૈયારી કરવા લાગ્યું. જુદા જુદા પુરુષો, તથા પ્રતિષ્ઠિત નાગરીકો વીરમદેવને નમન કરવા તેના મુકામ પર ઉલટી પડયા. વીરમદેવની વિદાય માટેની તૈયારીમાં પડેલો મંત્રીશ્વર જ એકલો મૂંઝાઇને વીરમદેવને કેવી રીતે નિષ્ફળ કરવો, તેના વિચારોમાં ડુબ્યો હતો.

---

## પ્રકરણ ૯ મું

### પ્રસ્થાન

વીરમને પડખે તેના દાદા લાવણ્યપ્રસાદ હતા, તેથી જ મંત્રીશ્વરના મનમાં આટલી મુંઝવણ હતી. લાવણ્યપ્રસાદની સત્તા, મુત્સદ્દીગીરી અને ચકોરતા મંત્રી તેજપાળને પણ ડારતી હતી, છતાં પોતે પ્રગટ થઇ ન જાય તે રીતે મંત્રીશ્વરે જાળ ગુંથવા વિચાર કર્યો.

વીરમને બદલે વિસળદેવને મહારાજાપદ માટે પસંદ કર્યો હોત તો મંત્રીને સંતોષ થાત, પણ લૂણસાપાનો વીરમદેવ પ્રત્યેનો પક્ષપાત જાણીતો હતો એટલે તેવી સૂચના થઇ શકે તેમ ન હતું. વિચારવિવશ બનેલા મંત્રીશ્વરને સમાચાર મળ્યા કે, વીરમદેવ સુકેશી સાથે જ પટ્ટણ જવાનો છે, અને ત્યાં પણ તેને પોતાની પડખે જ રાખવાનો છે. આ સમાચારે મંત્રીના હાથ મજબૂત કર્યા અને તે તાકીદે પોતાની જાળ ગુંથવામાં પ્રવૃત્ત બન્યો. સોમેશ્વરદેવ વગેરે પણ મનથી વીરમદેવને ચાહતા હતા એટલે મંત્રીશ્વર તેજપાળે શૈવધર્મી વીરમને નિષ્ફળ બનાવવા ગુપ્ત યોજના કરવા માંડી. તેને મનમાં લૂણસાપાની ભીતિ તો હતી જ, છતાં પટ્ટણના રાજપ્રકરણથી મંત્રીશ્વર માહિતગાર હતો. એટલે વખતે લૂણસાપાના હાથ, મોકો મળી જાય તો હેઠા પણ પડે, એમ તેની ધારણા હતી.

તે જ દિવસે બે ત્રણ ગુપ્ત પત્રો સાથે પોતાના દૂતોને મંત્રીશ્વર તેજપાળે વિદાય કરી દીધા અને પછી હસતું મોં રાખી, તે વીરમદેવના પ્રસ્થાનની તૈયારીના કામમાં પ્રવૃત્ત થયો. વિસળને પણ ખાનગીમાં સમજાવી વીરમદેવ પ્રત્યે મીઠાશથી વર્તવા સલાહ આપી અને પરિણામે વિસળ તથા વીરમ બંને ભાઇ એકબીજાને ઘણા વર્ષે ભેટયા. ભોળા વીરમદેવે ભાઇના હૃદયપલટાને સ્વાભાવિક માન્યો હતો. પણ વિસળનું મન તેટલું નિર્મળ ન હતું અને વળી તેના મનમાં બીજા ચાણક્યમૂર્તિ મંત્રીશ્વર તેજપાળે વાવેલાં ગુપ્ત ઝેરનાં બીજ પડયાં હતાં.

ગમે તેમ પણ વીરમ અને વિસળે મોકળા મને વાતો કરી તે જાણી આખું નગર આનંદિત બન્યું અને વીરમદેવની વિદાયનો પ્રસંગ લોકોમાં એક મહોત્સવ જેવો બની ગયો.

સુકેશીને આ સમાચાર પોતાના ભાવિ પટરાણી પદના સૂચનરૂપ બની, વીરમદેવની પટરાણી બનવાના મોહક સ્વપ્નોમાં ડુબાડી રહ્યા. વીરમનો અશિથિલ પ્રેમ, તેની વચનપાલન માટેની ચીવટાઇ તથા પોતાની પ્રત્યેનો મોહ જોતાં સુકેશીને એમ લાગ્યું કે, વીરમદેવ પોતાને પડખે લઇને જ અણહીલપુરના સિંહાસને ચઢશે. સુકેશીએ પોતાનું સૌંદર્ય, કલા-નિપુણતા અને મુત્સદ્દીગીરી એ બધાં સાધનોની સહાયથી રાજરાણી બનવાના કોડ લાંબા વખતથી સેવ્યા હતા અને ખરેખર આજે તે કોડ પૂરાવાની ઘડી આવી પહોંચી હતી. વીરમદેવમાં સુકેશીને વિશ્વાસ હતો, તો પણ રાજસત્તાના નશામાં વખતે મહારાજાધિરાજ વીરમદેવ પોતાને વિસરી જાય એ બીકે, તેણે પાણી પહેલાં પાળ બાંધવાનું ઉચિત ધાર્યું. રાજવંશોની પ્રબળ રૂઢિ અને લોકમત વખતે પોતાની વિરૂદ્ધ થાય, એ બીક પણ તેને હતી.

"મહારાજ, પટ્ટણની રાજલક્ષ્મીની મને ઇર્ષ્યા આવે છે." સુકેશીએ સ્મિતસહ વીરમદેવનું ધ્યાન પોતાના તરફ ખેંચ્યું.

"કેમ એમ બોલે છે, પ્રિયા? ત્હને શું પટ્ટણની રાજગાદીનો મોહ નથી?" વીરમે હીંડોળે ઝુલતી સુકેશીની પાસે બેસતાં પૂછ્યું.

"પણ મને રાજગાદી કરતાંયે મહારાજ વીરમદેવનો મોહ વધુ છે."

"તેવું જ મારૂં પણ નથી? ત્હારા કરતાં શું હું પટ્ટણની રાજ-લક્ષ્મીને વધુ ચાહીશ?" સુકેશીને કંઠે હસ્તારોપણ કરતા વીરમે પ્રશ્ન કર્યો. તેની આંખ સુકેશીની આકર્ષણભરી આંખની પ્રભાને પી રહી હતી.

"પણ મને ભય લાગે છે. મને દેખી તમે રાણીજીને પડતાં મૂકયાં. વખતે હવે પટ્ટણની રાજલક્ષ્મીના મોહમાં મને ય પડતી મૂકો."

"ગાંડી રે ગાંડી, તને વચન આપ્યું છે તે યાદ નથી?"

"યાદ તો છે જ. પણ મને લાગે છે કે, પટ્ટણી રાજપુરુષો મને તમારાં મહારાણી તો શું પણ પ્રિયતમા તરીકે ય નહિ સાંખી લે." વીરમની ગોદમાં વધુ લપાતી સુકેશી બોલી.

"તો હું પટ્ટણની રાજગાદીને લાત મારીશ." વીરમે સુકેશીને આલિંગન આપતાં કહ્યું. એ રાજગાદી પર સુકેશીને સાથે લઈને જ હું ચઢીશ. સુકેશીની સાથે એ આસને જો નહિ બેસાતું હોય, તો હું એને જતું કરીશ, વીરમનું વચન કદી નથી ફરતું, સુકેશી, એ યાદ રાખજે." વીરમે દૃઢતાથી કહ્યું. સુકેશી એની ગોદમાં લપાઈ ગઈ હતી. તે ગોદમાંથી બહાર નીકળી કૃતજ્ઞતાપૂર્વક વીરમદેવ તરફ તાકી રહી. એ ત્રાટકથી મુગ્ધ બનેલા વીરમદેવે તેને ચુંબનોથી નવરાવતાં પુનઃ પોતાની ગોદમાં દાબી દીધી.

સુકેશી માટે કોઈ પટ્ટણી રાજપુરુષ પોતાનો વિરોધ કરે, તેવી વીરમદેવને શંકા જ ન હતી; અને વિરોધ કરે તો પણ તેને ગણકારવાની વીરમની ઇચ્છા ન હતી. ગુજરાતના તાજ વગરના રાજા લૂણસાપાનો તે પૌત્ર હતો અને હવે મહારાજાધિરાજ તરીકે નિર્ણીત થયો હતો. કોની મગદૂર હતી કે તેની સામે આંખ પણ ઉંચી કરે? આ પ્રમાણે વિચારોની ખુમારીથી ભરેલો વીરમદેવ પટ્ટણ જવા માટે તૈયાર થવા લાગ્યો. સુકેશી પણ નિશ્ચિંત મને જાણે વીરમદેવની મહારાણી બની ચૂકી હોય તેવા વિશ્વાસથી શણગાર સજવા લાગી. તેના હૃદયના ઉંડાણમાં ઉઠતી શંકાઓ ઉત્સાહના પૂરમાં ક્યાંય ડુબી ગઈ.

વીરમદેવના મુકામ તથા વિશ્રાંતિનો બંદોબસ્ત રસ્તામાં આગળ જઈ કરી રાખવા માટે એક ટુકડીને મંત્રીશ્વરે આગળ રવાના કરી દીધી હતી. દાસદાસીઓ, સ્વારો, પાલખીઓ, સાંઢણીઓ વગેરેની પૂરતી તૈયારી સાથે વીરમદેવ અને સુકેશી પણ નીકળ્યાં. સુકેશી માટે એક સુશોભિત પાલખીની વ્યવસ્થા કરાવવામાં આવી હતી.

પુરમાંથી નીકળતી વખતે ધોળકાનગરમાં રાજહસ્તી પર વીરમ તથા વિસળદેવની સ્વારી નીકળી. લોકોએ ઉત્સાહપૂર્વક વીરમદેવ તથા

વિસળદેવના નામની જયના પોકારો વડે શહેર ગજાવી મૂક્યું અને રાજહસ્તીની અંબાડી પુષ્પોથી છલકાઇ ગઇ. નગરશેઠ તથા બીજા મહાજનના અગ્રણી શ્રીમંતોએ નગરના ચોક વચ્ચે વીરમદેવને સોનારૂપાનાં ફુલડે વધાવી શુભેચ્છા સહ વિદાય આપી. રાજપુરોહિત સોમેશ્વરદેવે વીરમને પુષ્પમાળા પહેરાવી આશીર્વાદ આપ્યા અને વીરમદેવ તથા વિસળદેવ એક બીજાને ભેટયા. પછી નગરની ભાગળમાંથી વીરમદેવ પોતાના માનીતા ઘોડા પર સ્વાર થયો, અને માનવમેદની પાછી વળી.

મંત્રીશ્વર તેજપાળ સામેના ગામ સુધી ઘોડેસ્વાર થઇ મહારાજા વીરમદેવને વિદાય આપવા સાથે થયો. ભાગળમાંથી નીકળતાં જ, ઇશાન કોણમાં ભાં ભાં કરતો મસ્ત ગોધો કુદતો જણાયો. તે જોઇ એક શાકુનિકે મંત્રીશ્વર તરફ જોયું. મંત્રીશ્વર ધીમેથી બોલ્યોઃ "મહારાજ, શુકન બરાબર થતાં નથી. જરા થોભીએ તો ઠીક."

પણ મહારાજપદના અભિલાષી ઉતાવળીઆ વીરમદેવને શુકનની પરવા ન હતી. તેણે હસીને કહ્યુંઃ "મંત્રીશ્વર, ગાયનો પુત્ર આખલો પણ ગાય જેવો જ ગણાય. તેના પ્રતાપે તો આપણા કૃષિપ્રધાન રાષ્ટ્રની આબાદી છે."

"મહારાજ, આપની સમજફેર થાય છે. સારાં શુકન આવવા દો અગર તો......" શાકુનિક હાથ જોડી કહેવા લાગ્યો.

"શું મારી હાંસી કરાવવી છે? ચાલો મંત્રીશ્વર વહેમ રાખ્યા સિવાય. ભગવાન્ સોમનાથની કૃપાથી મારો વિજય જ છે" પોતાના અશ્વને ત્વરાથી ચલાવતો વીરમદેવ આગળ થયો અને મંત્રીશ્વર વગેરે તેને અનુસરવા લાગ્યા.

પાલખીમાં બેસી પાછળ આવતી સુકેશીના સમજવામાં આ વાત કંઇક આવી, પણ તે મંત્રીશ્વર વગેરેની હાજરીમાં માર્ગ વચ્ચે હઠે ચઢેલા વીરમદેવને સમજાવવા હિંમત ન કરી શકી. "શુકન તો દીવો છે." તેના અંતરમાં કોઇક બોલી ઉઠ્યું. પણ તે પાલખીમાં બેસી રહી. મંત્રીશ્વરના પાછા ફર્યા પછી તે માર્ગમાં ઘોડેસ્વાર થઇ વીરમદેવ સાથે માર્ગ કાપવા લાગી. પરંતુ શુકનની વાત સંભળાવવી તેને ઇષ્ટ લાગી નહિ.

---

## પ્રકરણ ૧૦ મું

### ખટપટનાં મહાચક્ર

જાબાલીપુરનો એક રાજવંશી રાજપૂત અણહીલપુરની સેનામાં ભટ્ટરાજ હતો અને તે સેનાવિભાગમાં મહત્ત્વનું સ્થાન ધરાવતો હતો. તેજપાળે પોતાના દૂતો સાથે જે ગુપ્ત પત્રો મોકલાવ્યા હતા તેમાંનો એક પત્ર આ ભટ્ટરાજ પર પણ મોકલ્યો હતો. તેમાં જાબાલીપુરની રાજકન્યાનું અપમાન કરી, વીરમદેવ પોતાની રખાત સુકેશી સાથે અણહીલપુર આવતો હોવાના સમાચાર મંત્રીએ જણાવ્યા હતા. વીરમદેવ જાબાલીપુરની રાજકન્યાને પટરાણી કિંવા મહારાણી તરીકે સ્વીકાર્યા વગર સુકેશી જેવી હલકી સ્ત્રીને રાજરાણી બનાવવાનો નિર્ધાર કરી ચૂક્યો હોવાનું પણ તેમાં જણાવેલું હતું. આ પ્રમાણે ન થવા દેવા માટે અને જાબાલીપુરની રાજકન્યા(જે વીરમદેવની રાણી હતી તે)ના હિતને માટે સુકેશીનો ત્યાગ કરવાની વીરમને ફરજ પાડવા તેણે ભટ્ટરાજને સલાહ આપી હતી. મંત્રીએ વિશેષમાં જણાવ્યું હતું કે, વીરમ ઉદ્ધત હોવાથી અમારા રાણાને ગાંઠે તેમ ન હોવાથી બહારનું દબાણ વ્યાજબી લેખાય, તે ખાતર આપને સૂચના કરી છે. તો હકીકત ગુપ્ત રાખી સુકેશી માટે સખત વિરોધ જમાવશો. આ બાબત આપને સહકાર આપવા મેં પટરાણી માતા તથા મંત્રીશ્વર ચાચીંગને પણ વિનતિ કરી છે.

આ સિવાય ચાચીંગ તથા સૂમલદેવી પર પણ પત્રો લખી સુકેશી સાથે આવતા વીરમનો વિરોધ કરવાનાં સૂચન મંત્રીએ કરી દીધાં હતાં. ચાચીંગ તથા સૂમલદેવીને આ ભાવતું હતું અને વૈદે બતાવ્યું. અને તેજપાળ પણ તે સમજતો હતો. તેજપાળની ગણત્રી વિસળને ગાદીએ લાવવાની હતી. વીરમ સુકેશીને છોડશે નહિ અને વિરોધ ઉગ્ર બનશે તો વીરમ બાતલ થઇ, વિસળદેવ પર રાજગાદી માટેનો કળશ ઢળશે, એમ તેની માન્યતા હતી. ચાચીંગ તથા સૂમલદેવી ત્રિભુવન માટે મથતાં હશે. જેથી તેઓ વીરમના વિરોધને ગમે તે

બહાને વધાવી લેશે, એવી તેજપાળની માન્યતા હતી અને તે ખરી પડી. તેજપાળના મનમાં એ પણ નિશ્ચિંત હતું કે, લૂણસાપા જેવા સિંહની હાજરીમાં પટ્ટણી રાજપુરુષો વિસળને છોડી ત્રિભુવનને તો રાજગાદી માટે પસંદ નહિ જ કરે. અને કદાચ તેમ થાય તો પણ વીરમદેવ કરતાં ત્રિભુવન રાજપાટે આવે તે ધોળકાના રાજપ્રકરણની દૃષ્ટિએ તથા જૈનમતના ઉત્કર્ષની દષ્ટિએ તેજપાળને વધુ ઠીક લાગ્યું.

આથી ધોળકા બેઠાં બેઠાં મંત્રીશ્વર તેજપાળે પટ્ટણમાં ખટપટનાં મહાચક્ર ચાલુ કરી દીધાં. વીરમ પટ્ટણમાં પહોંચે તે આગમચ તો રાજપુરુષોમાં આ વાત ચર્ચાતી થઇ ગઇ. જાબાલીપુરનો ચહૂઆણ ભટ્ટરાજ ગુપ્ત રીતે ચાચીંગ, સૂમલદેવી વગેરેને મળ્યો. તેણે ચાચીંગને એટલે સુધી જણાવ્યું કે, વીરમદેવ સુકેશી સાથે રાજ્યાસને બિરાજશે તો સેનામાં બેદિલી થઇ બળવો ઉઠશે.

ત્રિભુવન આ દરમ્યાન અણહીલપુર આવી ગયો હતો. તેણે મંત્રીશ્વર ચાચીંગની માફી માગી. તેને ગઇ ગૂજરી ભૂલી જવા વિનતિ કરી હતી. એટલે ચાચીંગ પૂર્વવત્ તેના માટે પ્રયાસ કરવા કટીબદ્ધ થયો હતો. વિચક્ષણ બુદ્ધિના ચાચીંગે ચહુઆણ ભટ્ટરાજને વિશ્વાસમાં લઇને પોતે સૂચવે તે પ્રમાણે જ વર્તવા સલાહ આપી. ભટ્ટરાજે તે કબૂલ કર્યું અને જરૂર પડે તો લૂણસાપા સામે પણ હથિયાર ઉપાડવાની તૈયારી બતાવી, આ રંગ જોતાં ચાચીંગ તથા સૂમલદેવીના પગમાં જોર આવ્યું.

× × × ×

અણહીપુલરમાં વીરમદેવ સુકેશી નામની હલકી જાતની રખાત સાથે આવે છે, એવા સમાચાર ચાચીંગે પ્રયાસ પૂર્વક ચાર બાજુ ફેલાવી દીધા. તથા તેનો વિરોધ મજબૂત બને તે માટે ગુપ્ત રીતે લાગતાવળગતા માણસોને જાગૃત કર્યા. જયંતસિંહ પાસે વિપુલ સૈન્યબળ હતું તેથી તેને મેળવી લેવાની ચાચીંગને ખાસ આવશ્યકતા જણાઇ. આ વિચાર તેણે સૂમલદેવીને જણાવ્યો. સૂમલદેવી પાસે આને માટે ચૌલારૂપી અસ્ત્ર તૈયાર હતું, તે અસ્ત્રનો પ્રયોગ તુરત જ કરવામાં આવ્યો.

ચૌલા મનમાં સમજતી હતી કે, પોતાના સમૃદ્ધ દેહ સૌંદર્યને વેચતાં ય તે રાજરાણી થઇ શકે તેમ ન હતી. જયંતસિંહદેવ જેવા તેના દેહની પાછળ મુગ્ધ થઇ ભમતા હતા, પરંતુ તેઓ તેનું દાસીપણું મિટાવી તેને માનવંત ગૃહિણીના પદે કે રાણી પદે સ્થાપી શકે તેમ ન હતા. એ વાત ચાલાક ચૌલાના મનમાં સ્પષ્ટ થયેલી હતી. આથી તે પોતાની જાતને સૂમલદેવી જેવાં પટરાણીની માનીતી દાસી તરીકે ધન્ય સમજતી. તેની આ સમજને લીધે જ તે જયંતસિંહના અપાર લાડકોડનાં પ્રદર્શનથી લોભાયા વગર પટરાણીની દાસી તરીકે જ રહેવામાં સ્વમાન સમજી હતી, અને સૂમલદેવીને ચૌલા પોતાની મટી જયંતસિંહની થઇ જશે, એવી ભીતિ પ્રગટી હતી તે આજ કારણને લીધે સાચી પડી નહિ.

જયંતસિંહદેવને ચૌલા લાંબે લાંબે અંતરે મળી પોતાના દેહની અપ્રાપ્યતાનો ખ્યાલ આપતી, જયંતસિંહ તેને લાંબે વખતે મળવા આવવા બદલ ઠપકો આપતો. તે ઠપકાને જ ચૌલા પોતાના સમૃદ્ધ સૌંદર્યના મૂલ્યનો સૂચક ગણી મનમાં મલકાતી. વીરમદેવના રાજ્યાભિષેક માટે સહસ્રલિંગ તળાવને કાંઠે શમિયાણા ખડા થઇ રહ્યા હતા અને રાજપુરુષો દોડધામમાં પડયા હતા, તે વખતે ચૌલાએ જયંતસિંહને પોતાની હથેળીમાં રમાડવા માંડયો. નરને નારી સર્જનકાળથી એમ રમાડતી જ આવી છે ને!

"મંડળેશ્વર મહારાજ, તમે તો ઠગારા છો." મંડળેશ્વર ચૌલાની પાસે આવી બેસવા લાગ્યા, તે વખતે દૂર ખસી જઇને ચૌલા બોલી.

"કેમ ચૌલા એમ બોલે છે?" જરા છોભીલા બનતાં મંડળેશ્વર બોલ્યા.

"કાંઇ નહિ. પુરુષો હોય છે જ એવા." એક જ સ્ત્રી કે પુરુષનો ગુન્હો તે આખી જાતિનો ગુન્હો ગણી લેતાં જાતીય દ્વંદ્વમાં પડેલાં નરનારી ભાગ્યે જ વિચાર કરવા થોભે છે.

"પ્રિય ચૌલા, આટલા પરિચયે પણ તું મને નથી ઓળખી શકી. બોલ, તારૂં હું શું પ્રિય કરૂં, કે મારામાં તને વિશ્વાસ આવે?" એમ બોલતા મંડળેશ્વર દૂર હઠેલી ચૌલા તરફ અગ્રસર થયા.

"મહારાજ, તમારા હાથમાં અણુહીલપુરનું રાજતંત્ર હતું ત્યારે તમે મને વચન આપેલું તે યાદ છે ને?"

"હા, બોલ, તારે શું જોઈએ છે? મારૂં વચન મને યાદ છે જ" લતા જેવા ચૌલાના દેહને પોતાના અંકમાં ઢાળતા મંડળેશ્વર બોલ્યા.

"મહારાજ, તમે વચને બંધાયા છો, જોજો, ના પાડશો નહિ હો."

"જયસિંહ પોતાના વચન ખાતર પ્રાણુ અર્પવા હંમેશ તૈયાર જ રહે છે." મંડળેશ્વરે ચૌલાના વ્રીડાથી લાલચોળ બનેલા કપોળ પર ચુંબન લીધું.

"તો મહારાજ, પટરાણીની વતી હું માગું છું કે, ત્રિભુવન કુમારને રાજપદે લાવવા તમે શપથ લ્યો." પોતાના બંને કોમળ કર મંડળેશ્વરના ગળે વિંટાળતાં ચૌલા બોલી.

"ચૌલા, કાલ તો વીરમદેવનો રાજ્યાભિષેક થવાનો છે, તો એ શી રીતે બને?"

"તેની ચિંતા તમે ન કરો. શી રીતે બને તે પટરાણી બતાવશે. તમે વચન પાળવા માગતા હો તો ત્રિભુવનને પડખે રહેવાના સોમનાથ ભગવાનના નામના શપથ લ્યો." ચૌલાની દ્રષ્ટિ મંડળેશ્વરના મુખ પર ઠરી રહી હતી. એ દ્રષ્ટિનું જાદુ મંડળેશ્વરને ભ્રમિત કરી રહ્યું હતું.

એ દિવસે મંડળેશ્વરને જીતીને પાછી વળતી ચૌલા, રાત્રે પટરાણીને મહેલે ગુપ્ત રીતે મળવા આવવાનું વચન પણ મંડળેશ્વર પાસેથી લેતી ગઇ. અને મંડળેશ્વરે તે વચન યથાર્થ પાળ્યું.

એ રાત્રે ચાચીંગ, જયંતસિંહદેવ, ચૌહાણ ભદ્રરાજ તથા ત્રિભુવન વગેરેએ ગુપ્ત મંત્રણા કરી. ચૌહાણ ભદ્રરાજ ચાચીંગના દાવને બરાબર સમજ્યો ન હતો. તે શૂરવીર પણ સરળ યોદ્ધો ચાચીંગનું રમકડું બની ગયો હતો. જયંતસિંહે ચાચીંગ જોડે મંત્રણા કર્યા પછી જોયું કે, વીરમદેવનો વિરોધ કરવાની યોગ્ય ભૂમિકા રચાઇ ગઇ છે. તેમાં સાથ આપવાથી પોતાને ખાસ ગંભીર જોખમ વહોરવાનું ન હતું, એમ પણ તેને લાગ્યું.

---

## પ્રકરણ ૧૧ મું

### રાજ્યાભિષેક

'અણસમજુને સમજાવ્યાની ઠાલી મેહનત શું કરીએ?
સમજુ સમજાવ્યા નહિ સમજે, તો તેને પણ શું કહીએ?'

વીરમદેવ સુકેશીને સાથે લઇ આવેલ હોવાથી અણહીલ-પુરમાં તેને માટે વિરોધનું વાતાવરણ જામ્યું હોવાની લૂણસાપાને ખબર પડી. પણ વીરમદેવને સમજાવી લેવાશે એમ તેણે ધાર્યું. આથી તેણે આ બદલ વિરોધ ઉઠાવનાર મુખ્ય રાજપુરુષો—ચાચીંગ, જયંતસિંહ વગેરેને જણાવ્યું કે, પોતે વીરમદેવને સમજાવી સુકેશીનો ત્યાગ કરાવશે. તેણે ચહુઆણ ભદ્રરાજને પણ તેના વિરોધની બાતમી ગુપ્તચરો દ્વારા મળવાથી બોલાવી મંગાવ્યો અને તેને ખાત્રી આપી કે, પોતે વીરમદેવને હાથે ચહુઆણ રાણીને અન્યાય થવા દેશે નહિ. આ બધી તજવીજ લૂણસાપાએ કરી, છતાં ચાચીંગે ચઢાવેલી ચાવીઓ જરાયે નરમ પડી નહિ.

ધોળકાથી આવેલા વીરમદેવને માટે સહસ્રલિંગને કાંઠે જ એક ખાસ તંબુ ઉભો કરાવવામાં આવ્યો હતો. ત્યાં તેનો મુકામ થયો હતો અને તેની નજીક જ રાજ્યાભિષેકની ક્રિયા માટે મોટો મંડપ બાંધવામાં આવ્યો હતો. પ્રવૃત્તિઓમાં દટાઇ ગયેલા દાદાએ પૌત્રને કુશળ વર્તમાન પૂછ્યા અને પછી પોતે પોતાના કામે ચાલ્યા ગયા. તે પછી પ્રતિષ્ઠિત રાજપુરુષો વગેરેની સાથે વીરમદેવની મુલાકાત થઇ. મોડી રાતે જેમ-તેમ થોડો સમય મેળવી લૂણસાપા પૌત્રની પાસે ગયા. તેમનો હેતુ વીરમદેવને પોતાની ભૂલ સમજાવવાનો હતો. વીરમદેવ તેમની આજ્ઞા ભાગ્યે જ ઉથાપતો હતો, એટલે તે આ પ્રસંગે પણ પોતાનું કહેવું માન્ય રાખશે, એવી વૃદ્ધ લૂણસાપાની માન્યતા હતી.

લૂણસાપાએ વિસળદેવના તથા ધોળકાના રાજમંડળના સમાચાર પૂછ્યા પછી વીરમદેવને કહ્યું: "બેટા, જો હું અત્યારે તારી આગળ

મારૂં દીલ ખોલું છું. પટ્ટણનું રાજસિંહાસન પ્રાપ્ત કરવા પાછળ આપણી પાંચ પેઢીને તપ તપવું પડયું છે. માટે તું કાંઇ અવિચારી પગલું ભરીશ નહિ. મારી વાત તને સમજાય છે ને ?"

"હા, દાદાજી પણ જરા સ્પષ્ટ વાત કરો." વીરમે કહ્યું. તંબુમાં પડખેના બાગમાં બેઠેલી સુકેશી આ સાંભળતી હતી.

"તો તારૂં આ લફરૂં છોડી દે. ઉપપત્નીઓ રાખવી હોય તેટલી રાખજે. પણ રાજ્યાભિષેકને ટાણે તું આ શું લપ સાથે લાવ્યો છે ?"

"કોની, સુકેશીની વાત કરો છો તમે ?"

"હા, તેને સાથે રાખીશ તો રાજસિંહાસન હાથતાળી દઇ ચાલ્યું જશે માટે..."

"ભલે રાજસિંહાસન ચાલ્યું જાય, હું સુકેશીને ત્યજી શકીશ નહિ." દૃઢતાથી વીરમદેવ બોલ્યો. સુકેશી પોતાનાં વચન સાંભળે છે, એ ખ્યાલે તેને વધુ દૃઢ બનાવ્યો.

લૂણુસાપાએ વીરમને મોંઢે આવો જવાબ આજે પહેલવહેલો જ સાંભળ્યો. તે ગુસ્સો ગળી જઇ ફરી બોલ્યાઃ "વીરમદેવ, શત્રુઓ ટાંપીને ઉભા છે. તને આ મતિ શું સૂઝી છે ? મારૂં કર્યું કારવ્યું ધૂળ મળશે હો."

"ભલેને ગમે તે થાય ? સુકેશીને મારી જોડે જ સિંહાસને બેસાડવાની મારી ઇચ્છા છે. તે પણ જાણી લ્યો." ઉદ્ધત વીરમદેવની ઉદ્ધતાઇ સોળે કળાએ ખીલી ઉઠી. 'મહારાજાધિરાજનું આવતું પદ તેને તે પદના ઉત્પાદક સમા લૂણુસાપાને પણ વિસરાવી રહ્યું.

"જા, ચાલ્યો જા તારા વીરમગામમાં, ફાવે તે કરજે ત્યાં રહીને. મહારાજા સિદ્ધદેવના સિંહાસને તારા જેવા રખાતોને લેઇને બેસશે ખરૂં ? અને એ રખાતોના કુમારોને પટ્ટણની પ્રજા યુવરાજ તરીકે સ્વીકારશે ખરૂં ?" લૂણુસાપા સળગી ઉઠયા.

"કુમારપાળદેવ અને તેમના પૂર્વજો કયાં હથેવાળે પરણેલી રાજપૂતાણીના જણ્યા હતા ?" વીરમદેવે દાખલો દીધો.

"લાજે છે બોલતાં યે જરા? છોકરા, તારી મતિ વિપરીત બની છે. મારૂં માન. એટલું જ કર કે, હાલ સુકેશીને વીરમગામ મોકલી દે. રાજલગામ હાથ કર્યા પછી બોલાવી લેજે."

"તેવી વાણીઆ વિદ્યા વીરમ નહિ કરે. હું તો સુકેશીની સાથે જ રાજસિંહાસન સ્વીકારીશ. તે મારી પટરાણી બનશે."

"કુલાંગાર, શું બકે છે તું? શું પટ્ટણમાં તારા જેવા કોઇ રજપૂત નથી એમ? રાજલક્ષ્મી ચાંલ્લો કરે છે, શા માટે કપાળ ધોવા જાય છે?"

"તેની ચિંતા ન કરશો. મારો નિશ્ચય ફરવાનો નથી." વીરમે અવગણનાપૂર્વક કહ્યું.

લૂણસાપાએ જોયું કે વધુ બોલવું પથ્થર પર પાણી સમાન છે. પોતાનું આવું અપમાન પોતાના જ પૌત્રને હસ્તે થતું તે બહુ વાર સહન કરી શકે તેમ ન હતા. તે જેમ તેમ ઉભા થતાં બોલ્યા: "દુર્મતિ છોકરા, રાત્રે વિચાર કરી જોજે. સુકેશીને પણ પૂછી જોજે. પાછળથી પસ્તાઇશ. યાદ રાખજે કે હું મારા સ્વાર્થ માટે નહિ, પણ તારા જ ભલા માટે આ બધું સમજાવું છું. સવારે તારો છેવટનો જવાબ સાંભળીશ."

લૂણસાપાના ગયા પછી સુકેશી વીરમદેવ પાસે આવી. તેણે વીરમદેવને દાદાની સલાહ પ્રમાણે વર્તવા અનુમતિ આપી. પણ વીરમદેવે માન્યું નહિ. 'મારૂં વચન અને ટેક એક છે.' એમ કહી તે એકનો બે થયો નહિ. તેને કે સુકેશીને કોઇને તેમની વિરૂદ્ધ વણાઇ રહેલી જાળની જરાય ખબર ન હતી. વીરમનો દૃઢ નિશ્ચય જોઇ સુકેશી થાકીને ચૂપ રહી. 'ગમે તે રીતની બાંધછોડ થઇને પણ છેવટે વીરમદેવનો રાજ્યાભિષેક તો થશે જ.' એમ તેના મનમાં આશા પ્રગટી હતી. વીરમદેવના મનમાં શું હતું તે તો ખુદ વીરમદેવ પણ જાણતો ન હતો.

એ આખી રાત રાજચિંતાકારીને જાગતા જ રહેવું પડયું. મધરાત પછી જાતજાતના ચમકાવનારા સમાચાર ગુપ્તચરો તરફથી મળવા લાગ્યા.

"શ્વભ્રમંડળમાંથી તીરંદાજો તથા પાયદળને લઇ અણહીલપુર આવી પહોંચવાના તાકીદના હુકમો કર્ણાવતીના સેનાપતિને જયંતસિંહે સમીસાંજમાં જ મોકલાવ્યા છે." કિશોરે લૂણસાપાને ખબર આપી.

"જયંતસિંહદેવ આજે પટરાણી પાસે હતા ખરૂં?" ચિંતિત સ્વરે લૂણસાપાએ પૂછ્યું.

"હા, ત્યાં ગુપ્ત મંત્રણા થઇ છે. ચહુઆણ પણ ત્યાં ગયો હતો."

તેવામાં કિશોરનો એક સહકારી આવી પહોંચ્યો. તેણે જણાવ્યું: "મહારાજ, એક નોંધપાત્ર સમાચાર છે. અણહીલપુરનું અર્ધું સૈન્ય કાલે વીરમદેવની સામે થવાનું છે. બાકીના અર્ધા સૈન્ય વિભાગને તટસ્થ રાખવા પણ પ્રયાસો ચાલુ છે."

"ભટ્ટરાજ ચહુઆણે જ આ ભાંજગડ ઉભી કરી હશે?" કિશોરે પૂછ્યું.

"હા, સુકેશીના પ્રશ્ન પર આ બધો વિરોધનો વંટોળ ચઢયો છે. પ્રાતઃકાળે શું થશે તે અનિશ્ચિત જેવું છે." ગુપ્તચરે કહ્યું.

લૂણસાપા આ ઉપરાછાપરી આવતા સમાચારોથી ગૂંચવાઇ ગયા. તેમની ચાણકય બુદ્ધિને આજે પહેલી જ વાર મહાપરાજય મળવા જેવી પરિસ્થિતિ ઉભી થઇ હતી. જયંતસિંહદેવ તથા ચહુઆણને સમજાવવા લૂણસાપા વિચાર કરી રહ્યા. પણ સવાર સુધીમાં તેવી સમજૂત થવી અશકય લાગી. કારણ ચાચીંગ અને સૂમલદેવી એ બંને સરદારોને બગલમાં દાબી બેઠાં હતાં. "હતભાગી વીરમદેવ, તને આ શું સૂઝયું?" લૂણસાપા બબડયા અને તેમની આંખને ખૂણે એક અશ્રુબિંદુ દેખાયું.

ગુપ્તચરોને વિશેષ સમાચારો માટે રવાના કરી લૂણસાપા જીવનમાં પહેલી જ વાર અસહાયતાનો અનુભવ કરી રહ્યા. તેમણે વેરાઇ જતી હિંમતને જેમ તેમ એકઠી કરી મનમાં યોજનાઓ ઘડવા માંડી, તેમણે પટ્ટણના બાકી રહેલા સૈન્યમાંથી પોતાને કેટલું સૈન્ય સહાયરૂપ થઇ શકે, તેની ગણત્રી કરી. ધોળકાના સૈન્યના બળને પણ વિચારમાં લીધું. બીજા કયા મંડળીકો પોતાના પક્ષમાં ઉભા રહે તેમ હતા તેનો વિચાર કર્યો. લાંબા વિચારને અંતે પણ જાહેર યુદ્ધ ખેલવું સલામત લાગ્યું

નહિ. એક વાર તો યવનસૈન્યની સહાય લેવા સુદ્ધાંતનો વિચાર કરી જોયો, પણ છેવટના પરિણામ વિષે તેમના મનમાં શંકા ઉઠવા લાગી. ધોળકાના જૈન મંત્રીશ્વર પ્રત્યે પણ મનમાં અવિશ્વાસ આવ્યો. વખતે એ ચાચીંગને મળી જાય તો? અને અત્યારે લૂણસાપા જેમને પોતાના ગણતો હતો તેવા બીજા સરદારોને ચાચીંગ જેવો વિચક્ષણ મંત્રી ગમે તે વખતે ફોડીને પોતાના પક્ષમાં લેઇ શકે તેવો સંભવ હતો. જાહેર યુદ્ધમાં પરાજિત થતાં અણહીલપુર કાયમ માટે છોડવું પડે. રાજના સર્વાધિકારી જેવું સ્થાન છોડયા પછી ભાવિમાં કદીએ આવો મોકો ન મળી શકે, એ સ્પષ્ટ હતું. પણ જો અત્યારે સમાધાનથી વર્તી, પટ્ટણના રાજગઢમાં જ જડ નાંખી, યોગ્ય સમયની રાહ જુએ તો ભવિષ્યમાં કદાચ દૈવયોગે બીજી તક મળવાનો સંભવ હતો. આમ વિચાર કરતાં લૂણસાપાએ જાહેર યુદ્ધનો વિચાર પડતો મૂકયો. મુત્સદ્દીઓ સમય પરખ્યા સિવાય તરવારનું નામ જ લેતા નથી. વારે ઘડીએ વખત ઓળખ્યા સિવાય ખાંડાં ખખડાવનાર તો તેમને મન નાદાન જેવા લાગે.

"સવારે વીરમ માની જાય તો એ જ એક રસ્તો હવે રહે છે." નિરાશ લૂણસાપા બબડયા અને હિંડોળા પર આડા પડી નિદ્રિત થવાનો વ્યર્થ પ્રયાસ કરવા લાગ્યા.

પ્રાતઃકાળે સહસ્રલિંગનો તીર પ્રદેશ ઢોલ, નગારાં, શરણાઇ તથા બીજાં વાજિંત્રોથી ગાજી રહ્યો. કુમારી સરસ્વતી જાણે કાન ઢાળી 'આ લોકો શું કરવા માંડયા છે?' એમ સ્વાગત બોલતી દૂરદૂરથી આ અવાજ સાંભળી રહી હતી. અણહીલપુરની ચતુરંગી સેના, હાથી, ઘોડા અને સરદાર સામંતોની તથા લોકોની ભારે ઠઠથી સરોવર આગળનું વિશાળ મેદાન ક્ષુદ્રતા અનુભવી રહ્યું.

વીરમદેવ મહારાજા પોતાના તંબુમાં પોષાક સજી રહ્યા હતા. ત્યાં વેદગર્ભરાશિ તથા લૂણસાપા આવી પહોંચ્યા. પોષાક સજાવતા પાસવાનને બહાર મોકલી લૂણસાપાએ પૌત્રને સમજાવવા પ્રયાસ કર્યો, પણ

તે નિષ્ફળ ગયો. થોડી જ ક્ષણમાં બંને વૃદ્ધો વીરમનાં વચનોથી અપમાનિત બની નિરાશ મને તંબુમાંથી બહાર આવ્યા.

વેદગર્ભરાશિએ લૂણસાપાને કાનમાં કહ્યું: "હવે હું હાલ મહારાજા ભીમદેવની પાદુકા રાજ્યાસને પધરાવવાની વિધિ કરાવું છું. દરમ્યાન તમે વિસળદેવને તેડાવવાની તથા તેને માટે રાજપુરુષોમાં સારી લાગણી પ્રગટાવવા પ્રયાસ કરો" હતાશ લૂણસાપાએ નિસાસો નાંખી સંમતિ આપી.

પછી રાજમંત્રીઓ અને મંડળેશ્વરોની મંત્રણા ચાલી. વેદગર્ભરાશિએ મહારાજા ભીમદેવની રાજપાદુકા પધરાવવાનો વિધિ કરવાનો પ્રસ્તાવ મૂકી સૌની સંમતિ મેળવી લીધી. અણી ચૂક્યો સો વરસ જીવે તે ન્યાયે ચાર્યાંગે પણ વીરમદેવની ફાંસ ટળી હતી, એટલે હવે બધું ઠીક થશે, એમ માની તાત્કાલિક સંતોષ માન્યો. લૂણસાપાની આજ્ઞાથી ઉદ્ધત વીરમદેવને નજર કેદ કરી, વીરમગામ પહોંચાડવા ગોઠવણ કરવામાં આવી; અને વાદીત્રોના ગગનભેદી નાદ તથા વિદ્વાન્ વિપ્રોના મંત્રોચ્ચાર સાથે મહારાજાધિરાજની પાદુકાઓ રાજ્યાસને પધરાવી, લૂણસાપાએ તેને નમન કર્યું અને બીજા તમામ રાજપુરુષોએ પણ પાદુકાને નમન કર્યું.

ખટપટમાં પડેલા રાજપુરુષોને બીજી પ્રવૃત્તિમાં નાંખવાની તાત્કાલિક આવશ્યકતા સમજનાર વેદગર્ભરાશિએ તેજ વખતે મહારાજાના મૃત દેહની અંતિમ ક્રિયા કરવાનું જાહેર કર્યું. અને સૌ પોતપોતાના મોભા અનુસાર મૃત મહારાજા પ્રત્યેનું અંતિમ માન દર્શાવવાની તજવીજમાં પડયા.

મહારાજાની પાદુકાઓની આણ નવો રાજા નક્કી થાય ત્યાં સુધી ચાલુ રાખવાની હતી. વીરમદેવને બોલાવી ધરાય ગયેલા લૂણસાપાએ વિસળદેવને એકાએક તેડાવી વાતાવરણને તંગ બનાવવાનું યોગ્ય ધાર્યું નહિ. ચતુર લૂણસાપાએ પ્રથમ જયંતસિંહદેવને તથા જાબાલીપુરના ચહુઆણ ભટ્ટરાજને વિશ્વાસમાં લેવાની અગત્ય જોઇ. તેણે ભટ્ટરાજને તો સમજાવ્યો, અને ભટ્ટરાજે વિસળદેવનો રાજ્યા

ભિષેક થાય તો તટસ્થ રહેવાની ખાત્રી પણ આપી. પરંતુ જયંતસિંહદેવે લાચારી બતાવી કહ્યું; "હું ત્રિભુવનપાળ માટે વચનથી બંધાઇ ગયો છું." લૂણસાપા જયંતસિંહ પર મનમાં તો ખૂબ ખીજાયો પણ ખીજ બતાવવાનો તે વખત ન હતો, એમ માની તેઓ ચૂપ રહ્યા.

સુમલદેવી તથા ચાચીંગે હાથ આવેલી તક જતી રહે નહિ તે ખાતર ત્રિભુવનને રાજગાદીએ લાવવાનો પ્રસ્તાવ મૂકયો. તેને જયંતસિંહદેવ, તથા નગરશેઠ અને બીજા કેટલાક સરદારોએ ટેકો આપ્યો. સમય ઓળખનાર લૂણસાપા ચૂપ રહ્યા. પોતાનું કંઇ ચાલે તેમ નથી એમ તેને લાગ્યુ. આવતા રાજાનો વિરોધ કરી નાહક તેને અણગમતા થવાનું દક્ષ લૂણસાપાને યોગ્ય ન લાગ્યું, છેવટે લૂણસાપાએ પોતે થઇને જ ચાચીંગ તથા સુમલદેવી સમક્ષ ત્રિભુવનનો રાજ્યાભિષેક કરવાનો પ્રસ્તાવ મૂકયો.

બે દિવસમાં જ તૈયારીઓ થઇ ગઇ. અને મહારાજાધિરાજ ભીમદેવના ખાલી પડેલા રાજસિંહાસને, પરમેશ્વર પરમભટ્ટારક શ્રીત્રિભુવનપાળદેવનો યોગ્ય મુહૂર્ત જોઇ રાજ્યાભિષેક કરવામાં આવ્યો.

અંતરમાં નિરાશા અનુભવતા મુત્સદ્દી લાવણ્યપ્રસાદે એ પ્રસંગને હસતું મોં રાખી એવો તો દીપાવ્યો કે, સુમલદેવી અને ચાચીંગ પણ તેની તારીફ કરી રહ્યાં.

---

## પ્રકરણ ૧૨ મું

### ત્રિભુવનપાળદેવનો રાજ્યકારભાર

મહારાજા ત્રિભુવનપાળદેવની રાજકારકીર્દિ યશસ્વી બનાવવા રાજચિંતાકારી લૂણસાપા મહાશ્રમ લઇ રહ્યા હતા. શરૂઆતમાં તો સૂમલદેવી તથા ચાચીંગની સૂચનાથી ત્રિભુવનપાળદેવ લૂણસાપા પ્રત્યે મનમાં સંશયપૂર્વક વર્તતા હતા. પરંતુ લાવણ્યપ્રસાદના થોડા જ અનુભવથી મહારાજાને સમજાયું કે, રાજ્યની ધુરા એ વૃદ્ધ મુત્સદ્દીના હાથમાં જેટલી સલામત હતી, તેટલી બીજા કોઇના હાથમાં ન હોઇ શકે. વળી શૈવમત પ્રત્યે જે ભક્તિ કૈલાસીના મરતી વખતના અનુરોધને લીધે ત્રિભુવનપાળ બતાવતો હતો તે પણ રાજકાજમાં અસરકર્તા નીવડી. ત્રિભુવનપાળના એ વલણથી વેદગર્ભરાશિ તથા લૂણસાપા બંનેને સંતોષ થયો; અને શૈવોમાં ત્રિભુવનપાળ પ્રત્યે તેમની પાછલી કારકીર્દિને લીધે જે અણગમો હતો તે પણ ભૂસાઇ જવા લાગ્યો.

ત્રિભુવનપાળના રાજ્યાભિષેક પછી થોડા જ મહિનાઓ બાદ મંત્રીશ્વર ચાચીંગનો સ્વર્ગવાસ થયો. એટલે ત્રિભુવનપાળે નિખાલસતાથી લૂણસાપામાં જ સર્વ વિશ્વાસ મૂકવા માંડ્યો. લૂણસાપા પણ યુવાન રાજાને ઉત્તરોત્તર પોતાનામાં વધુ વિશ્વાસ મૂકવા મન થાય તેવું વર્તન દાખવી રહ્યા. ત્રિભુવનપાળનો તેમણે અગાઉ કરેલો વિરોધ પોતે ભૂલી જઇને ત્રિભુવનપાળને પણ તે ભૂલાવવામાં તેઓ સફળ થયા. પરિણામે અણહીલપુર પટ્ટણમાં લૂણસાપાની સત્તા પૂર્વવત્ સ્થિર થઇ. જયંતસિંહદેવ જેવા પણ પૂર્વવત્ તેમનાથી અંજાવા લાગ્યા. યુવાન મહારાજાએ મહત્વની બાબતોની જવાબદારીઓ પણ લૂણસાપા પર નાંખી નિશ્ચિંતતા સેવવા માંડી.

કૈલાસના મૃત્યુ પછી ત્રિભુનપાળનું માનસ બદલાઇ ગયેલું હતું. પરંતુ કૈલાસે તેની પાસેથી અંત વખતે લીધેલા વચનની ખાતર તથા તેના સલાહકાર—મિત્રો વગેરેની સમજાવટથી તે રાજકારભાર મેળવવાની

પ્રવૃત્તિમાં પડ્યો હતો. સૂમલદેવીએ ત્રિભુવનપાળને પટ્ટણ તેડાવ્યો ત્યાંસુધી રાજ મળે ત્હોય શું ને ન મળે ત્હોય શું એવી ભાવના તેના મનમાં હતી. પરંતુ પટ્ટણમાં ચાલતી ખટપટો અને પ્રવૃત્તિઓ જોયા પછી તથા તે ખટપટોના નાયકનું પદ સ્વીકાર્યા પછી તે અલિપ્ત રહી શકે તે અશક્ય હતું. માણસ સ્વભાવ એવો છે કે, ઘણીકવાર તેની આંતરવૃત્તિઓને બાહ્ય પ્રવૃત્તિ આવરી લે છે. અને તે રીતે છેતરાયેલો માણસ બાહ્ય પ્રવૃત્તિમય જ આંતરવૃત્તિઓ અનુભવે છે. ત્રિભુવનની પણ તેવી જ દશા થઇ હતી. અણહીલપુરનાં ખટપટનાં ચક્રો પુરવેગથી ચાલતાં હતાં તે વખતે તે ત્યાં આવ્યો અને તેમાં સામેલ થયો. સામેલ થયા પછી તે પોતાનો આંતરિક અણગમો વિસરી ગયો અને રાજ્યપ્રાપ્તિ માટે પોતાની બધી આંતર તેમજ બાહ્ય શક્તિનો વ્યય કરવા તૈયાર થઇ ગયો. રાજ્યપ્રાપ્તિ થઇ અને રાજ્ય થાળે પડયું એટલે પુનઃ કૈલાસી સાંભરી. જીવનની નિરર્થકતા અંતરમાં જાગી ઉઠી. અને જે ત્રિભુવન રાજ મેળવવા મથ્યો હતો તેજ ત્રિભુવન પોતાના અંતરને પૂછવા લાગ્યો: "ત્રિભુવન, કૈલાસીના પ્રેમને ભૂલીને તું આ શી આળપંપાળમાં પડયો? તને રાજનો મોહ થયો?"

આ પ્રશ્ન ત્રિભુવનને રાજપાટ પ્રત્યે ઉદાસીન બનાવી રહ્યો. કૈલાસનાં ભૂતકાલીન સ્મરણો તેને વ્યાકુળ બનાવી રહ્યાં. રાજપાટ છોડી, કૈલાસના નામનો ભેખ લઈ ચાલ્યો જાય એમ તેને થવા લાગ્યું. ખટપટની પ્રવૃત્તિઓની રાખમાં ઢંકાઇ ગયેલો તેનો કૈલાસ પ્રત્યેનો પ્રણય, રાખ ઉડી જતાં અંગારા ચગી ઉઠે, એમ ચગી ઉઠયો.

રાજ્ય તરફ ઉદાસીન બનેલા મહારાજાએ લૂણસાપાને બધી સત્તા સોંપી દીધી. ભીમદેવના કાળમાં લૂણસાપા જે સત્તા ભોગવતા હતા તે–તે કરતાં પણ સવાઇ સત્તા ત્રિભુવનપાળે તેમને અર્પણ કરી. વેદગર્ભરાશિને પણ શૈવમત તરફ ઢળેલા રાજાએ બહુમાન આપ્યું. વેદગર્ભરાશિને ત્રિભુવનપાળ મહારાજાએ રાજકુલાચાર્યની પદવી આપી તથા ધોળકાથી વિસળદેવને માનપૂર્વક પટ્ટણ તેડાવી, પ્રથમ પંક્તિના

મંડળેશ્વર તરીકેનું માન આપ્યું. આ રીતે ત્રિભુવનપાળની અનુકૂળ રાજ્યનીતિથી પ્રસન્ન થઈ લાવણ્યપ્રસાદે રાજકારભાર શાંતિથી વહેવા માંડયો. ત્રિભુવનપાળની સત્તામાં અંજાયેલો જયંતસિંહદેવ પણ લૂણસાપાની સત્તા પ્રત્યે માનથી તથા વિશ્વાસથી જોવા લાગ્યો. આ રીતે અણહીલપુરના રાજતંત્રને લૂણસાપાએ ટૂંક મુદતમાં જ પોતાને અનુકૂળ બની ગયેલું જોયું.

કૈલાસના વિયોગ દુઃખથી દૂભાતા મહારાજા ત્રિભુવનપાળનું શરીર સુકાવા લાગ્યું અને યુવાનરાજા પટ્ટણની મોહક રાજલક્ષ્મીના અંકમાં પણ બેચેની અનુભવી રહ્યો. ઉંડા મનોદુઃખથી દૂભાતા રાજાએ કૈલાસના સ્મરણોથી અંકિત બનેલા શ્રીસ્થળમાં જ રહેવા માંડયું અને રાજસત્તાનાં સૂત્રો લૂણસાપાના હાથમાં મૂકયાં. મહારાજા માટે રાતદિન ચિંતા કરી રહેલા લૂણસાપાએ મોટા મોટા વૈદરાજો પાસે મહારાજાના દેહની ચિકિત્સા કરાવી. વૈદોએ મહારાજાને રાજરોગ ક્ષય લાગુ પડયાનું જણાવ્યું. જાતજાતની માત્રાઓ, ઔષધિઓ અને પ્રયોગો મહારાજાના સ્વાસ્થ્ય માટે કરવામાં આવ્યાં. તો પણ મહારાજાનું શરીર તો વધુ ને વધુ કૃષ થવા લાગ્યું.

યુવાન ત્રિભુવનપાળને સમજાયું કે, આ રાજરોગ પોતાના જીવનનો અંત આણ્યા સિવાય રહેશે નહિ. તેણે સત્કાર્યો કરવા માંડયાં. કૈલાસના પ્રિય શૈવમત પર તેના અંતરમાં ઉંડો પક્ષપાત પેદા થયો હતો. શ્રીસ્થળમાંના બ્રાહ્મણોને ખુલ્લા હાથે દાન દક્ષિણાઓ આપી ત્રિભુવને શૈવમતવાદીઓની તથા ખાસ કરીને બ્રાહ્મણોની પ્રશંસા પ્રાપ્ત કરી લીધી. શિવદત્ત જેવા વિપ્રની કન્યા સાથે પ્રણયસંબંધ કર્યા વિષેની જૂની વાત તો બ્રાહ્મણો વિસરી જ ગયા.

"રાણાજી, એક બે ગામ પાત્ર વિપ્રોને દાન આપવાની મારી ઇચ્છા છે." એક વખતે મહારાજાએ લૂણસાપાને કહ્યું.

"મહારાજની ઇચ્છા યોગ્ય છે. આવતી ફાલ્ગુન અમાવાસ્યાને રોજ સૂર્યગ્રહણ છે. તે વખતે જ સંકલ્પ મૂકાવી લઈશું." લૂણસાપાએ સલાહ આપી.

"પરંતુ દાન કોને આપીશું, તે નક્કી કરવું જોઇએ."

"આપણા રાજકુલાચાર્ય વેદગર્ભરાશિ મહારાજને એકાદ ગામ આપવા જેવું છે."

"હા, ઠીક યાદ આવ્યું. બેઉ ગામ તેમને જ અર્પણ કરીશું." રાજાએ સંમતિ આપી.

સંવત્ ૧૨૯૯ ના ફાલ્ગુનની અમાવાસ્યાને દિવસે સૂર્યગ્રહણને ટાંકણે, સરસ્વતીમાં સ્નાન કરીને મહારાજાધિરાજ ત્રિભુવનપાળે ભાંષળ તથા રાજપુરી ગામના દાનનો સંકલ્પ મૂકયો.* આ બંને ગામો પોતાના નામે લેવાની વેદગર્ભરાશિએ અનિચ્છા બતાવવાથી મહારાજાએ તે ગામો સત્રાગાર (અન્નક્ષેત્ર)ના નિભાવ માટે તેમને અર્પણ કર્યાં.

આ દાન તથા મહારાજાની ઉદારતાથી લોકો મહારાજા તથા લૂણસાપાની પ્રશંસા ગાવા લાગ્યાં.

---

* આ બાબતનું સંવત્ ૧૨૯૯ ના ચૈત્ર સુદી ૬ ને સોમવારનું શાસનપત્ર મળી આવેલું છે. (જુઓ રાસમાળા ભાગ. ૧ લો બીજી આવૃત્તિના પૃષ્ઠ. ૪૯૮, ૪૯૯, ૫૦૦)

## પ્રકરણ ૧૩ મું

## સુકેશીની શેતરંજ

અણહીલપુર પટ્ટણમાં મહારાજા બનવાની નેમથી દબદબા પૂર્વક આવેલો વીરમદેવ, મહારાજા થવાને બદલે નજરકેદ બની વીરમગામ પાછો ફર્યો, તે તેના માટે કંઈ જેવીતેવી નામોશીની કથા ન હતી. એ નામોશી ભૂંસી નાંખવા માટે વીરમદેવ પોતાનો જીવ આપતાં પણ પાછો પડે તેમ ન હતું. નિઃશસ્ત્ર બનેલો હોવા છતાંય તેણે પટ્ટણી સૈનિકોને મુક્કા તથા લાતોથી નવાજ્યા હતા. વીરમગામ આવ્યા પછી એક દિવસ સુધી તો ખાધાપીધા વગર આવેશમાં આવેલા વીરમે આમતેમ આંટા મારી, પોતાની તલવાર હવામાં વિંઝયા કીધી. શું કરવું? કોનું માથું કાપવું? લૂણસાપાનું? વિસળનું? ત્રિભુવનનું? આખા પટ્ટણી સૈન્યનું? આવા આવા આવેશભર્યા તરંગોમાં ઉછળતા વીરમને શાંત પાડવાની કોઇની પણ હિંમત ચાલી નહિ. સુકેશી પણ તેનાથી ડરીને એક દિવસ સુધી તો દૂર જ રહી.

વૈર અને રોષથી ધમધમી ઉઠેલા વીરમદેવે અણહીલપુર પટ્ટણને ઉખેડી સમુદ્રમાં ફગાવી દેવાના, ધોળકાને પાતાળમાં ચાંપી દેવાના અને પટ્ટણીઓનાં લોહી પીવાના આવેશ અને ઘેલછાભર્યા વિચારો જ આખી રાત કર્યા કીધા. સવારે તેનો આવેશ કંઈક કમી થતાં તેણે ઉઠતાં વેંત જ પોતાના વિપ્ર મંત્રીને બોલાવ્યો અને તેની સલાહ માગી.

"મહારાજ, ઠંડા પડો. થનાર થઇ ગઈ. વળી વખત આવ્યે સૌ સારાં વાનાં થશે." વૃદ્ધ બ્રાહ્મણે વીરમદેવને શાંત કરવા કહ્યું.

"મારે વખત નથી જોઇતો. મારી તલવારનું પાણી આ પળે જ મારે જગતને બતાવવું છે! બોલો પહેલા પટ્ટણ કે ધોળકા?" આવેશભર્યા સ્વરે વીરમે પૂછયું.

"મહારાજ, હાલ તો એકે નહિ. દક્ષ પુરુષો ઉતાવળા નથી કરતા. मनःपूतं समाचरेत। પુખ્ત વિચાર કરીને જ ડાહ્યા માણસે કામ કરવું જોઇએ."

બ્રાહ્મણનાં આ વચનો વીરમદેવને શાંત રાખી શકે તેમ ન હતું. તેણે પોતે જ જે તે નિર્ણય કરી લેવો ઇષ્ટ માન્યો.

"તમે તો લૂણસાપાના માણસ. તમારી સલાહ તો એવી જ હોય. હું હવે બીજાઓથી દોરાવવા માગતો જ નથી." વીરમે મનમાં આવ્યું તે બોલવા માંડયું.

ઉદ્ધત વીરમને અત્યારે કંઇ કહેવું નિરર્થક છે, એમ સમજી બ્રાહ્મણ માનપૂર્વક નમન કરી જતાં જતાં બોલ્યો: "જેવી આપની ઇચ્છા. સંધ્યાવંદનની ક્રિયા આટોપવાની બાકી હોવાથી, હું રજા લઉં છું મહારાજ."

બ્રાહ્મણ કારભારીના ગયા પછી વીરમદેવ સહજ વિચારે ચઢયો. તેની સાન જરા ઠેકાણે આવવા માંડી. એકલા હાથે પછડાઇ મરવાથી પરાજય જ મળે, એમ સાદી સમજનો તરંગ ઉઠયો અને કંઇક યુક્તિપૂર્વક કામ લેવું જોઇએ, એવા વિચારનો દોર અનાયાસે તેના હાથમાં આવ્યો. આવેશની માત્રા ઉતરતી જતી હતી એટલે આ દોર તેને પકડવા જેવો જણાવા લાગ્યો. તેવામાં વળી લાગ જોઇ સુકેશીએ પણ મહારાજાની તંગ મનોદશાને કુમાશ અર્પતો વાર્તાલાપ શરૂ કર્યો.

"મહારાજ, મંત્રી બિચારા મૂંઝાઇને નાઠા હો! આમ અમને ડારી ડારીને આઘાં કયાં સુધી રાખવાં છે?" સુકેશીએ મીઠાસથી કહ્યું.

"સુકેશી, તુંય ડરે છે મારાથી?" અચાનક વીરમે પૂછયું.

"હા જ તો. મેં તો ધાર્યું કે, મારા હૃદયપિંજરમાંથીય મહારાજ નાસશે કે શું?"

"વજ્રનાં પિંજર તોડનાર પ્રેમનાં સુકુમાર તંતુ નથી તોડી શકતા. પણ તું જુએ છે ને સુકેશી અત્યારે પ્રેમની વાત સાંભળવાય અવકાશ મારાથી લેવાય?"

"મહારાજ પ્રેમની વાત તો ઠીક છે, પણ આપ તો યુદ્ધની વાતનેય પૂરી સાંભળતા નથી. યુદ્ધ એ કંઇ કેવળ શસ્ત્રોનું યુદ્ધ નથી હોતું, ચાતુરી અને બુદ્ધિના ગર્ભમાં શસ્ત્રો તો છુપાઇ જાય છે."

"તું શું કહે છે તે નથી સમજાતુ" શાંતિથી વીરમદેવે પૂછ્યું.

"સમજવા મથશો તો સમજાશે. નહિ સમજવું હોય તો કોઈ સમજાવનાર સફળ થવાનો નથી." વિચિત્ર રીતે બોલતી સુકેશીએ વીરમનું કુતૂહલ જાગૃત કરી તેને વાતચીત તરફ દોર્યો.

ચતુર સુકેશીએ વીરમને શાંત કરી તેને 'બળ કરતાં કળ વધે,' એ સૂત્ર સમજાવ્યું. સુકેશી કહે તેજ પૂર્વ દિશા માનનાર વીરમદેવે સુકેશીની વાત સાંભળી. સુકેશીએ અણહીલપુરમાં રાજ્યાભિષેક વખતે, લોકોને દેખાડવા પૂરતી પોતાને વીરમગામ મોકલાવી દેવા વીરમદેવને બહુ સમજાવ્યો હતો, પણ તેણે તે માન્યું ન હતું, પરિણામે રાજગાદી ગૂમાવી નામોશી વહોરવી પડી. આ વાત પણ સુકેશીએ યોગ્ય શબ્દોમાં વીરમને સમજાવી. વીરમદેવને પણ આવેશમુકત સ્થિતિમાં એ ભૂલ સમજાઈ. મહારાજાધિરાજ થતી વખતે સુકેશીને વીરમગામ મોકલાવી દેઈ; રાજ્યસત્તા પ્રાપ્ત કર્યા પછી તેને પટ્ટણ બોલાવી ગમે તે પદે બેસાડત તો પણ લોકો કે રાજપુરુષો વિરોધ ન કરી શકત, એમ વીરમને સમજાયું. વિરોધ કરત તો પણ એવા રાજવિરોધીઓને સત્તા વડે દાબી શકાત પણ ગઈ તિથિ તો જોશીયે નથી વાંચતો એટલે પાછલી ભૂલને વિસારીને હવેથી તેવી ભૂલ ન થાય, તે રીતે વર્તવાની સુકેશીની સલાહ વીરમદેવને ગમી ગઈ.

વર્ષોથી પટ્ટણ તથા ધોળકાના રાજ્યપ્રકરણનો બારીક અભ્યાસ કરી રહેલી સુકેશીએ જ વીરમદેવના મંત્રી તરીકેની ફરજ બજાવવા માંડી. આ નવા મંત્રીના મંત્રો સમજવામાં અને તે પ્રમાણે અમલ કરવામાં વીરમદેવને પણ આનંદ આવવા માંડયો. વીરમની હવેની લડત ત્રિભુવનપાળ, લૂણસાપા અને વિસળ સામે જ મંડાય તેમ હતું. તેથી લૂણસાપાના નીમેલા બ્રાહ્મણ મંત્રીને આ કાર્ય માટે અયોગ્ય લેખી સુકેશીએ જ તેનું સ્થાન લીધું. સુકેશીની તીક્ષ્ણ બુદ્ધિ અને ચાતુર્ય આ પ્રસંગે ઝળકી ઉઠયું.

ધોળકાના પાટવીકુમાર તરીકે ધોળકાની ગાદી પરના પોતાના હક્કને માટે વિસળ સામે લડવાની યોજના વીરમદેવને ગમી. સુકેશીએ તે યોજના માન્ય રાખી. પણ લડાઇ ક્યારે અને કેવી તૈયારી પછી કરવી તે વિચારવા તેણે યોગ્ય સમય માગી લીધો. ધોળકા હાથ થાય, તો પછી ત્યાંના બળ વડે અણહીલપુરના પ્રતિસ્પર્ધીઓને હંફાવી શકાય, એમ સુકેશીની માન્યતા હતી. વીરમ પણ પોતાનો હક્ક નષ્ટ કરનાર વિસળ પર ઓછો બળતો ન હતો. પણ આજ સુધી લૂણુ-સાપાએ તેને આશ્વાસન આપ્યું હતું એટલે તે સખણો રહ્યો હતો, પરંતુ હવે તો લૂણુસાપા પણ તેના દુશ્મન બન્યા હતા. એટલે હવે ક્યારે ધોળકા પર ચઢીને પોતે વિસળદેવ તથા જિનમંત્રીનાં માથાં ઉડાવી દે તેની વીરમદેવને અધીરાઇ પ્રગટી હતી. પણ સુકેશીએ દક્ષતાથી તેને શાંત કર્યો.

એ સમયે લૂણુસાપા તથા ત્રિભુવનના દુશ્મનોને સહાય કરે તેવી કોઇ સત્તા સુકેશીને માલમ પડી નહિ. અણહીલપુરના જૂના દુશ્મન યવનો પર તેની આંખ ઠરવા લાગી. પરંતુ યવનો પણ મલેક કુતુબુદ્દીનના મરણ પછી નરમ પડયા હતા. અણહીલપુરમાં તેમની સત્તા માત્ર નામની–મંડળિક જેવી રહી હતી. તો પણ તે લોકો પાસે સૈન્યબળ વિપુલ હતું એટલે તે મદદ કરે તો જ લૂણુસાપાની તથા તેના પૌત્ર વિસળદેવની સામે થવાય, એમ ચતુર સુકેશીને લાગ્યું. યવનો ધોળકાના મંત્રીશ્વર તથા લૂણુસાપાની શેહથી દબાઇ ગયા હતા તો પણ પ્રસંગ મળે તો પોતાની લુપ્ત સત્તા પ્રાપ્ત કરવા ઇંતેજાર હતા. આથી કરીમબક્ષ નામનો મુસ્લિમ પ્રતિનિધિ અણહીલપુરમાં હતો તેને લલચાવીને, તેની સાથે મંત્રણા કરવાનું સુકેશીને ઠીક લાગ્યું.

સુકેશીએ એટલી તો દક્ષતા દાખવી કે, કરીમબક્ષ વેશ બદલીને વીરમગામ આવી વીરમદેવ તથા સુકેશીને મળીને પાછો અણહીલપુર ગયો, તો પણ મંત્રી તેજપાળ કે લૂણુસાપા બેમાંથી કોઇને તેની ગમ પડી નહિ. કરીમબક્ષે વીરમદેવને સૈન્યબળની સહાય આપી પોતે દૂર

રહેવાનું કબુલ્યું હતું. લૂણસાપાના ગૃહકલહને પરિણામે પોતાને લાભ થતો હોય તો તે દૂર રહીને સાધી લેવાનું ભૂલે તેવો કરીમબક્ષ ન હતો. તે માટે થોડું ઘણું જોખમ વેઠવું પડે તો તે પણ યવન પ્રતિનિધિને વધુ પડતું લાગ્યું નહિ.

યવનસૈન્ય ધોળકા તરફ કયો સબબ બતાવી કુચ કરતું આવે તો ધોળકાના રાજપુરુષોને વહેમ ન આવે તેનો વિચાર કરીમબક્ષે અણુહીલવાડ જઈ કરવા માંડ્યો. તથા આ કામે કોને કોને સેનાધ્યક્ષ તરીકે તથા મદદનીશ તરીકે નીમવા તેનો પણ વિચાર કરી લીધો. પછી તેણે પોતાની આખી યોજના દિલ્હી મોકલાવી દીધી.

યવનનો હાથ મળવાથી ઉત્સાહિત બનેલી સુકેશી વીરમગામમાં શસ્ત્રસામગ્રી, વાહનો તથા લડવૈયાઓનો સંગ્રહ કરવા લાગી. પોતે પણ સ્વારી તથા નિશાનબાજી અને પટ્ટાબાજીના દાવ શિખવા લાગી. ધોળકાના મંત્રીશ્વર તથા રાણાજી આ સમાચાર સાંભળી હસતા હતા. વીરમદેવ ચઢી આવે તો આ વખતે તેને પીલી નાંખવાની તક છે, એમ તે માનતા હતા. એટલે પોતાના વિપુલ સૈન્યબળ પર નજર રાખી તેઓ ચૂપ રહ્યા.

કરીમબક્ષના ગુપ્ત સંદેશવાહકે વીરમગામ આવી, દિલ્હીથી વીરમદેવને ગુપ્ત સહાય કરવા સંમતિ મળ્યાના સમાચાર જણાવ્યા, તે સંદેશવાહક સાથે મંત્રણા કરી, સુકેશી તથા વીરમદેવે યવનસૈન્ય કયે રસ્તે ક્યાં મોકલવું અને પોતાના કયા અધિકારીને તે સૈન્ય દોરવા કયે વખતે વીરમદેવ મોકલશે તે નક્કી કર્યું. પછી તે વિગતનો એક ગુપ્ત પત્ર તૈયાર કરી કરીમબક્ષને પહોંચાડવા ગુપ્તચરને આપવામાં આવ્યો.

વીરમદેવ સુકેશીની આ બધી ચતુરાઈ જોઈ મનમાં જ ગર્વ ધરી રહ્યો હતો. આવી વિચક્ષણ સુંદરી માટે પોતે અણુહીલવાડના રાજ્યાસનને લાત મારી હતી, તે યોગ્ય જ થયું હતું, એમ તેણે મનમાં આશ્વાસન મેળવ્યું. સુકેશી ખરેખર, મહારાણી થવાને યોગ્ય સુંદરી હતી એમ વીરમદેવની ખાત્રી થઈ. સુકેશીનું બુદ્ધિચાતુર્ય હાલના

સંજોગોમાં અજબ ખીલી નીકળ્યું હતું. તે રાતદિવસ, વિચારો, મંત્રણાઓ, મુલાકાતો અને આજ્ઞાપત્રો તૈયાર કરવા તથા કરાવવામાં જ મશગુલ બની હતી. યુદ્ધકળાની તેને માહિતી ન હતી. તો પણ તે વિષયમાં પણ તે એવાં સૂચનો કરતી કે જે બીજાઓને પ્રશંસાયોગ્ય લાગતાં. રાજનીતિની શેતરંજ, એ પહેલીજવાર પ્રત્યક્ષ રીતે ખેલવા બેઠી હતી. પણ એ રમતમાં એ જીતશે, એમ નાનકડા વીરમગામના રાજપુરુષોને લાગવા માંડયું.

સુકેશીએ આમ વીરમગામની સત્તાનું સૂત્ર પોતાના હાથમાં લીધું હતું. તેણે લૂણસાપાના પક્ષના માણસોને વીરમગામ છોડાવી, નવા વિશ્વાસુ અને લાયક માણસોને તેમની જગાએ રાખ્યા હતા. પોતાના મંત્રોનું રહસ્ય સચવાય તે માટે તે હદપારની કાળજી રાખતી. અને દરેક માણસ પર તે ચોક્કસ નજર રાખતી.

આવી દક્ષતાથી વીરમદેવને સફળતાની સંપૂર્ણ આશા બંધાઇ. પરંતુ તે સફળ થતાં અગાઉ એક અણધાર્યો બનાવ બન્યો અને સુકેશીની બાજી અવળી પડી.

---

## પ્રકરણ ૧૪ મું

## નિષ્ફળ શિવદત્ત

રતનપોળ આગળ થઈને એક પડ્ણી બ્રાહ્મણ દાઢી પસવારતો શિવશિવ એમ ધીમે બોલતો ચાલ્યો જતો હતો. સેંકડો માણસોથી ઉભરાતા રાજમાર્ગમાં તેના પર કોઈની નજર ન હતી. પરંતુ એક રજપૂત તેના તરફ કુતૂહલથી જોઈ રહ્યો હતો. તે પણ તેની પાછળ પાછળ જ ચાલતો હતો. થોડે ગયા પછી બ્રાહ્મણ એક ગલીમાં વળ્યો. રજપૂતે પાછળ ચાલતાં ચાલતાં તેને પૂછ્યું: "ભૂદેવ, ક્યાંથી આવો છો?"

આ સાંભળી બ્રાહ્મણે ચમકીને પાછળ જોયું. રજપૂતને બરોબર અવલોકી લઈ તે બોલ્યો: "તમારે કેમ પૂછવું પડે છે તે? હું શ્રીસ્થળથી આવું છું."

"અમસ્તું જ પૂછ્યું, મહારાજ." કહી રજપૂત તેની સાથે સાથે ચાલવા લાગ્યો.

"આમ ક્યાં જશો, ભૂદેવ? આ તરફ તો યવનની વસ્તી છે." રજપૂતે થોડી વાર રહીને પૂછ્યું.

બ્રાહ્મણની આંખમાં જરા રોષ દેખાયો, રજપૂતે તે જોયો, પણ ચૂપ રહ્યો. "તમારે શું કામ છે તેનું, ભાઈ!" કહીને બ્રાહ્મણે એક નાનો ચોક આવતાં રજપૂતની જરા પાછળ પડી રસ્તો ફંટાવી દીધો.

ફંટાયેલા રસ્તે બ્રાહ્મણ જરા આગળ ગયો તેટલામાં પાછળથી બૂમ પડી. "એ ચોર! ચોર! પકડો એને!" પાછળથી બે માણસો દોડતા આવતા હતા. બ્રાહ્મણ વાત સમજી જઈને દોડવા લાગ્યો. પણ તે સાંકડો નિર્જન રસ્તો પૂરો થતાં જ એક ચોક આવ્યો, તે ચોકમાં ઉભેલા ઘોડેસ્વારે, ઘોડેથી કુદી પડી તેને પકડી લીધો. ઘોડેસ્વાર દ્રાંગકનો માણસ હતો. તેણે પેલા બ્રાહ્મણને પકડ્યો. તે જ વખતે પેલો બ્રાહ્મણ સાથે વાત કરનાર રજપૂત આવી પહોંચ્યો. તેણે સ્વારના કાનમાં કંઈક કહ્યું ને જરા હસીને સ્વારે બ્રાહ્મણને પેલા રજપૂતને હવાલે સોંપ્યો. બ્રાહ્મણની પાછળ પડેલા બે માણસોની મદદથી બ્રાહ્મણના હાથ બાંધીને

કબજે કરી લેઇ રજપૂત ચાલતો થયો. "લાવો ભૂદેવ, તમારો ખડિયો ઉપાડી લઉં." એમ વ્યંગપૂર્વક હસીને એક જણાએ બ્રાહ્મણના ખભેથી ખડિયો ઉપાડી લીધો. બ્રાહ્મણ માત્ર ડોળા કાઢી જોઇ રહ્યો.

આ ગરબડાટથી એકઠા થયેલા રાહદારીઓના ટોળામાંથી કોઇકે પેલા સ્વારને પૂછ્યું: "શું હતું, ભટજી ?"

"કાંઇ નહિ. ચોરી કરીને એ બ્રાહ્મણ નાસતો હતો, તે મારા હાથે અચાનક પકડાઇ ગયો." એમ કહીને ભટજી ઘોડે ચઢી રવાના થયા.

આ ચોર તરીકે પકડાયેલો માણસ યવન પ્રતિનિધિ કરીમબક્ષનો ગુપ્તચર હતો અને તે વીરમગામથી ગુપ્ત સંદેશો લઇ આવતો હતો. તેનો પીછો પકડનાર રજપૂત લૂણસાપાનો જ ગુપ્તચર હતો. યવન સરદારના ગુપ્ત સંદેશવાહકના ખડિયામાંથી દોરી, લોટો, પોથી, સંધ્યા-વંદનની સામગ્રી એવું જ નીકળ્યું. પરંતુ તેના શરીરની જડતી લેતાં કમરપટામાંથી એક કપડામાં સીવેલો ગુપ્ત પત્ર મળી આવ્યો. તે વીરમદેવે કરીમબક્ષ પર લખેલો હતો, તે જ ગુપ્ત પત્ર હતો.

લૂણસાપાએ તે પત્ર વાંચ્યો અને તે ચમકી ઉઠયા. કરીમબક્ષ પર તે બળી ઉઠયા. તે જ વખતે રોષે ભરાયેલા લૂણસાપાએ યવન પ્રતિનિધિને તેડાવી, તેનો પત્ર તેને વંચાવ્યો. કરીમબક્ષ લૂણસાપાની સત્તા જાણતો હતો. તે ધારે તો યવનસત્તાને એક વાર તો કાયમને માટે ગુજરાતમાંથી નાબુદ કરી શકે તેમ હતું. તેણે લૂણસાપાની ઘણા જ નરમ શબ્દોથી માફી માગી, અને વગર માગ્યે યોગ્ય નજરાણો આપવાનું પણ કબુલ કર્યું.

લૂણસાપાએ તેને ઉધડો લઇ, તાકીદ કરી: "અમારા ઝઘડામાં વચ્ચે પડવાની તમારે શી જરૂર છે? જો ફરી એવું થશે તો યવન-સત્તાને દિલ્હી પણ નહિ સંઘરે, એ યાદ રાખજો." કરીમબક્ષ આર્જવભર્યા સ્વરે લૂણસાપાને ભવિષ્ય માટે ખાતરી આપી કિસ્મતને દોષ દેતો ચાલ્યો ગયો.

આ રીતે યવનસૈન્યની સહાય ન મળવાથી સુકેશી નિરાશ થઇ ગઇ. તેણે વીરમને વાર્યો છતાં વીરમ રોકાયો નહિ અને તેણે એકલે હાથે ધોળકા પર ચઢાઇ કરી, તેનું પરિણામ નિશ્ચિંત જ હતું. તેનું નાનું લશ્કર કપાઇ ગયું અને તે પોતે ઘાયલ થઇને વીરમગામ પાછો ફર્યો.

ફરી નાસીપાસ થયેલો વીરમ વળી સુકેશીની સલાહથી થોડો વખત શાંત રહ્યો. સુકેશી હવે શું કરવું તેના વિચારમાં પડી ગઇ. તેને લડાઇનો રસ્તો હવે સલામત ન લાગ્યો. વારંવાર વીરમદેવ ધોળકાની રાજસત્તા સામે જાહેર રીતે માથું ઉંચકે તે હવે ધોળકાના મંત્રી ચલાવી લે તેમ ન હતું. આથી કોઇ ગુપ્ત ષડ્યંત્ર રચવાની સુકેશીને ઇચ્છા થઇ. રાજપ્રકરણની કીચ્ચડમાં ઉંડો ઉતરેલો માણસ ભાગ્યે જ સ્વાર્થ સિવાય બીજું જોઇ શકે છે. સુકેશી પણ હવે येन केन प्रकारेण વિસળદેવનું કાસળ કાઢવાનો રસ્તો શોધવા લાગી.

ગ્લાનિ તથા નિરાશાથી ઘેરાયેલો શિવદત્ત સંન્યાસી બન્યો, કિન્તુ પોતાની રત્ન જેવી કન્યાનું શીલ, ધર્મ, કર્મ અને દેહસુદ્ધાંત નષ્ટ કરનાર ત્રિભુવનપાળ ગુજરાતનો રાજા થાય, એ તેનાથી સહન ન થયું. લૂણસાપા પણ તે નરાધમની ઉપર છાયા ધરી, તેના પડખે પેઠા હતા. તેથી સમયસાધુ લૂણસાપા પ્રત્યે પણ સરળ બ્રાહ્મણ રોષથી સળગી રહ્યો. પોતાનું જીવન, યશ, માન બધું ધૂળધાણી કરાવનારા ત્રિભુવનપાળને સ્વહસ્તે ધૂળ ચાટતો કરવાની વૈરવૃત્તિ તેના ઉરમાં પ્રગટી નીકળી. શરીરપરના ભગવા અંચળાના રંગ જેવો જ વૈરનો ભગવો ભડકો શિવદત્તના અંતરમાં સળગી રહ્યો. સંન્યસ્તનું પરિપાલન તે વિસરી ગયો અને રાતદિવસ ત્રિભુવન પરનું વૈર લેવાના જ વિચારમાં તે ડૂબેલો રહેવા લાગ્યો.

ત્રિભુવનપાળનો શત્રુ માત્ર તે વખતે વીરમદેવ જ હતો. તેના તરફ શિવદત્તનું ધ્યાન ગયું. એક જ સ્વાર્થની સિદ્ધિ માટે ભેગા થયેલા વૈરવૃત્તિવાળાજનો આપસઆપસમાં જલદી મિત્ર બની શકે છે. અને પોતાના સૈદ્ધાંતિક મતભેદને પણ કંઇક અંશે જતા કરવા તૈયાર થાય

૧૬

છે. વીરમદેવ અને શિવદત્તને પણ તે રીતે મેળ પડયો. ચતુર સુકેશીએ આ સંન્યાસી બાવાને જ ગુપ્ત શસ્ત્ર બનાવવા નિશ્ચય કર્યો.

વીરમદેવે વિસળદેવનું કાસળ કાઢયા પછી, ત્રિભુવનપાળપર ચઢાઇ કરી, તેનું માથું કાપી લાવવાની શિવદત્તને ખાત્રી આપી. તેણે કહ્યું: "ત્રિભુવનપાળ અને લૂણસાપાનું રક્ત મારી તરવાર પીશે ત્યારે જ મને શાંતિ થવાની છે."

"મારી પણ તે જ નેમ છે. એ નહિ થાય ત્યાં સુધીમાં જો હું મૃત્યુ પામીશ તો પ્રેતભૂત થઇને પણ મારે એ જ કાર્ય માટે મથવું પડશે." વૈરવૃત્તિની પ્રબળતાને લીધે જ્ઞાનભ્રષ્ટ થયેલો વિપ્ર બોલ્યો.

"તો, શર્માજી તમે મને પહેલાં વિસળદેવને ઠેકાણે કરી દેવામાં સહાય કરો. પછી ધોળકાનું રાજ્ય મેળવી તે બળવડે જ પટ્ટણની સત્તા ઉખેડી નાંખી, આપણા દુશ્મનોને આપણે ઠાર કરીશું." સુકેશીનો ભણાવેલો ક્ષત્રિય વીરમ વૈશ્યોચિત સાટું કરવા લાગ્યો.

મતિભ્રષ્ટ થયેલો શિવદત્ત ઉત્તરોત્તર તેનું બ્રહ્મત્વ ગુમાવ્યે જતો હતો. વૈરની લાગણીમાં અંધ થયેલો તે વિપ્ર વિસળદેવનો ઘાત કરવાની યોજનામાં સામેલ થવા કબૂલ થયો. ચતુર સુકેશીએ આ બ્રાહ્મણ–સંન્યાસીનો સારામાં સારો ઉપયોગ કરવાનો વિચાર મન સાથે કરવા માંડયો.

દાઢી મૂછ મૂંડાવી સંન્યાસી બનેલો શિવદત્ત દેખાવમાં બદલાઇ ગયો હતો. 'વાટયું ઓસડ અને મૂંડયો સાધુ ઓળખાય નહિ.' જેણે લાંબી દાઢી અને અર્ધશ્વેત કેશવાળા પડછંદ શિવદત્તને પ્રથમ જોયા હોય તે પરિચિત માંણસ પણ હાલના દાઢી, મૂછ ને કેશ મૂંડાવી સંન્યાસી બનેલા કૃષ શિવદત્તને ઓળખી શકે તેમ ન હતું. શિવદત્તનો આ સ્વાભાવિક વેશપલટો તેને એક કુશળ ભેદી પુરુષ તરીકે સફળ બનાવે તેમ હતું.

× × × ×

શૈવધર્મી પિતાનો પુત્ર વિસળદેવ જૈનમત તરફ ઢળતો હતો તથા જિનમંત્રીઓ જોડે કાયમ સંપર્કમાં રહેતો હોવા છતાં શૈવ મતને છેક ભૂલ્યો ન હતો. સોમેશ્વરદેવ જેવા પ્રતિષ્ઠિત રાજપુરોહિતને

સંપર્ક તેને શૈવમત પ્રત્યે પણ આકર્ષી રહેતો. એ આકર્ષણને વારસાઇ સંસ્કારોનો ટેકો પણ મળતો. ત્રિસળદેવ રોજ સાંજના માત્ર એક જ અનુચર સાથે મલાવ કાંઠે ફરવા આવતો. ત્યાંથી થોડે દૂર આવેલા પ્રાચીન ધવલકેશ્વરના શિવાલયમાં તે રોજ જતો ને દર્શન કર્યા પછી નગરમાં પાછો ફરતો. કોઇ કોઇ વાર ત્યાં આવતા સાધુ સંન્યાસીઓ જોડે થોડી વાર બેસીને જ્ઞાનવાર્તા પણ સાંભળતો. ઉપાશ્રયો અને જૈન દેરાસરોમાં જતો રાણો શિવદર્શન માટે નિયમિત આવતો તે જોઇ, આ જૂની જગોના વૃદ્ધ સાધુને મનમાં સંતોષ રહેતો હતો.

થોડાક દિવસથી ધવલકેશ્વર મહાદેવની નિર્જન જગામાં એક અદ્ભુત સંન્યાસીબાવા હિમાલય તરફથી આવી વસ્યા હતા. તેમની સાથે એક બ્રહ્મચારી પણ હતો. તે સંન્યાસી બાવાનાં બહુ જ વખાણ કરતો. હિમાલયની અદ્ભુત જડીબુટ્ટીઓ, યોગવિદ્યાના ચમત્કારિક પ્રયોગો અને વેદવેદાંતનું રહસ્યમય જ્ઞાન સ્વામીજીને હસ્તામલકવત્ હતું. હઠયોગના બળથી તો સ્વામીજી ૧૫૦ વર્ષ ઉપરની ઉમરના હોવા છતાં ૫૦ વર્ષ જેટલા જ દેખાતા હતા. આ પ્રમાણે બ્રહ્મચારી મહારાજ સ્વામીજીનાં વખાણ કરતાં થાકતા નહિ અને મહાદેવનો વૃદ્ધ સાધુ આ સાંભળીને બીજાઓને પણ તે વાત સંભળાવતો હતો.

નગરમાંથી લોકોનાં ટોળેટોળાં સ્વામીજીના દર્શને આવવા લાગ્યાં પણ તે આખા સપ્તાહ દરમ્યાન એક જ દિવસ મૌન છોડતા હતા, તેથી સ્વામીજીનાં વચનામૃતો સાંભળ્યા વગર જ, બ્રહ્મચારીના મુખેથી તેમના વિષેનું માહાત્મ્ય સાંભળી લોકો પાછા ફરતા હતા. બ્રહ્મચારી બાવા કહેતા કે, સ્વામીજી ક્યાંય સ્થિર રહેતા નથી, પણ અહીં તેઓ હઠ-યોગનો એકાદ પ્રયોગ કરી રહ્યા છે, તેથી રોકાયા છે.

"એવો શું પ્રયોગ છે, મહારાજ ?" એક માણસે પૂછ્યું.

"હું તે જાણતો નથી, પણ સ્વામીજીના કહેવાથી એમ સમજાય છે કે, તે પ્રયોગ સિદ્ધ થતાં તે ધારે તે માણસને અમરત્વ આપી શકશે.

આ જવાબથી આખા ધોળકાના લોકો ચમકી ઉઠયા. રાણા વિસળદેવ રોજ ત્યાં આવતા. તેમણે પણ આ વાત જાણીને સ્વામીજીની સાથે વાત કરવા ઇચ્છા દર્શાવી. બ્રહ્મચારીએ સ્વામીજીનું મૌન છુટે તે વખતે પધારવા કહ્યું. સ્વામીજી મૌન છુટે ત્યારે પણ થોડી જ વાતચીત કરતા હતા. તેમણે રાણાને સમજાવ્યું કે, પોતાનો પ્રયોગ પુરો થયો છે, અને પોતે તે પ્રયોગની સિદ્ધિ અજમાવવા માત્ર એક યોગી પર પોતાનો પ્રયોગ સાધી, તેને અમર બનાવશે.

રાણા વિસળદેવને પોતાને અમર થવાની લાલસા જાગી. રાણો બીજા સપ્તાહમાં મૌન છુટવાના દિવસની રાહ જોવા લાગ્યો. તે દિવસે તેણે સ્વામીજીને પોતાની ઇચ્છા જણાવી, પોતાને અમરત્વ અર્પવા વિનતિ કરી.

મહાકષ્ટે સ્વામીજી કબૂલ થયા, પણ એક શરત મૂકી. "રાણાજી, તમારી આ ઇચ્છા પ્રયોગ પૂરો થતાં પહેલાં કોઇને પણ સ્વમુખે જણાવશો, તો પ્રયોગ અફળ જશે. બોલો, તમે રોજરોજની વાતોમાં મંત્રીઓ સાથે મંત્રણા કરવા ટેવાઇ ગયેલા રાજામહારાજાઓ આ વાત જીરવી શકશો?" સ્વામીજીના આ પ્રશ્નનો વિસળદેવે હકારમાં જવાબ આપ્યો અને પ્રયોગ માટેનો દિવસ ગુપ્ત રીતે નિર્ણીત થયો.

મંત્રીશ્વર તેજપાળે આ અદ્‌ભુત સ્વામીની વાત સાંભળી અને તે તેને જોવા એક દિવસ આવ્યા. સ્વામીજીને જોયા ત્યારથી જ મંત્રીશ્વર વિચારમાં પડી ગયા હતા. રાત્રે તેમણે ઘણો વિચાર કર્યો, પણ આ સ્વામીજીને કયાં જોયા હતા તે યાદ આવ્યું નહિ. છતાં તે મુખાકૃતિ મંત્રીશ્વરને પરિચિત લાગી. તે મુખાકૃતિ મિત્રની હતી કે શત્રુની તે પણ યાદ આવ્યું નહિ.

પરંતુ એક ગૂઢ પુરુષે, રાણા વિસળદેવ રોજ એ સ્વામીજી પાસે એકાંતમાં બેસે છે, એમ બીજે દિવસે મંત્રીને જણાવ્યું, ત્યારે તો મંત્રીશ્વર ચમકી ઉઠયા. રાણાને તેમણે સ્વામીજી વિષે પૂછતાં, રાણાએ વાત ઉડાવી, તે પરથી ચાણકય મંત્રી વહેમાઇ ગયો. બીજે દિવસે તેના ગુપ્તચરે વધુ માહિતી આપી કે, આ સ્વામીના ચહેરાને મળતા ચહેરાવાળો

બીજો એક સ્વામી, વીરમગામમાં એકાદ માસ પર જણાયો હતો. આ સાંભળી મંત્રી વિચારમાં પડી ગયો, તેની બુદ્ધિનાં ચક્રો ચાલુ થઇ ગયાં અને તૂટતા અંકોડા સંધાઇ ગયા. "એ જ શિવદત્ત !" મંત્રીશ્વર મનમાં બબડી ઉઠયા.

બીજે દિવસે, વિસળની ઘાત કરવા માટે સ્વામીજી બની આવેલો શિવદત્ત મંત્રીશ્વરનો કેદી બની ગયો.

---

## પ્રકરણ ૧૫ મું

### વિસળદેવ યુવરાજ બને છે

**મંત્રીશ્વર તેજપાળ** વખતસર જાગૃત થયા ન હોત તો વીરમદેવ તથા સુકેશીની પ્રેરણાથી આવેલો શિવદત્ત, યોગક્રિયાના પ્રયોગને બહાને વિસળદેવ પર વિષપ્રયોગ કરી છટકી જાત. પણ રાણા વિસળદેવના ચતુર મંત્રીની બુદ્ધિ જાગતીજ રહેતી હતી. શિવદત્તનો સંન્યાસી વેશ જોયો તે ઘડીએથી જ તે વિચારમાં પડી ગયો હતો. અંતે શિવદત્તને પકડયો ત્યારે જ તે વિચારચક્ર શાંત થયું.

શિવદત્ત લૂણુસાપાનો જૂનો મિત્ર હોવાથી તેનો ન્યાય કરવા માટે મંત્રીશ્વરે તેને કેદીની સ્થિતિમાં જ અણહીલપુર મોકલાવી દીધો. લૂણુસાપાએ તેને માત્ર સખત ઠપકો આપી મુક્ત કર્યો. આ બનાવની અસર શિવદત્ત પર બહુ ઉંડી થઇ. સંસારની નિઃસાર ખટપટો પર તેને હવે ખરેખર વૈરાગ્ય આવી ગયો અને તે ખરેખરો સંન્યાસી બની સીધો કાશી તરફ રવાના થઇ ગયો. આત્મકલ્યાણનો મહામાર્ગ છોડી સંસારના કીચડમાં સંન્યાસી થયા પછી પણ પોતે ખૂંપવા લાગ્યો હતો તે ખ્યાલ આવતાં તે પશ્ચાત્તાપ કરી રહ્યો. પશ્ચાત્તાપની પુનિત ગંગામાં માનસિક સ્નાન કરતો શિવદત્ત કાશી પહોંચ્યો ને ત્યાં ગંગામાં સ્નાન કરી, વીતરાગ સંન્યાસીઓની જમાતમાં ભળી ગયો.

× × × ×

મહારાજા ત્રિભુવનનું શરીર ક્ષયથી વધુ ને વધુ ક્ષીણ અને નિર્બળ થઇ રહ્યું હતું. એમની જીવનજ્યોત ધીમે ધીમે ઝાંખી પડવા લાગી હતી. એ ઝાંખી પડતી જ્યોત થોડોક કાળ વીતતાં તદ્દન બૂઝાઇ જશે, એમ સૌના મનમાં ખાત્રી થવા લાગી. ત્રિભુવનપાળ માટે ભૂતકાળમાં મહાખટપટો આદરનાર વૃદ્ધ સ્વમલદેવી પણ ત્રિભુવનપાળનું નજીક આવતું મૃત્યુ કળી શકયાં. ગુજરાતના સિંહાસને ત્રિભુવનપાળ પછી ગમે તે આવે તેમાં તેમને રસ ન રહ્યો. છતાં ત્રિભુવનપાળના મૂર્ખ પિતરાઇઓ કરતાં ચતુર લૂણુસાપાના વંશજ એ સિંહાસને આવે એ વધુ

ઇષ્ટ હતું, એમ તો તેમને લાગતું જ હતું. પણ હવે એ ખટપટો તેમને અળખામણી લાગતી હતી. એટલે એ વૃદ્ધ મુત્સદ્દી નારી તટસ્થ ભાવે ઇશ્વિરસ્મરણમાં પોતાનો કાળ વિતાવી રહી હતી.

લૂણસાપાએ જોયું કે, ત્રિભુવનપાળ થોડા દિવસ કે માસનો જ મહેમાન છે. પોતાના પૌત્ર વિસળદેવને ત્રિભુવન પછી ગુજરાતની ગાદીએ લાવવાની તક ફરી સાંપડતી હોય એમ તેને લાગ્યું. પોતાની મીઠાશભરી મુત્સદ્દી બુદ્ધિવડે તેણે સઘળા રાજપુરુષો તથા પ્રજાનાં મન જીતી લીધાં હતાં. એટલે હવે તેનો વિરોધ કરનાર કોઇ જ ન હતું. માત્ર ત્રિભુવનપાળના કેટલાક પિતરાઇઓ રોષે ભરાય તેમ હતું. પણ એ સોલંકીઓમાં કોઇ એવી પ્રભાવશાળી વ્યક્તિ ન હતી કે જે લૂણસાપાને ડારી શકે. લૂણસાપાએ બૂઝાતા દીપક જેવા ત્રિભુવનપાળનો જીવન મોગરો ખરી પડે તે પહેલાં વિસળદેવને તેને જ હસ્તે યુવરાજ તરીકે નીમાવી દેવાનો વિચાર કર્યો. પણ આ વાત પોતે થઇને મહારાજાને જણાવે તે અજુગતું લેખાય. આથી આ કાર્ય રાજકુલ શ્રી વેદગર્ભરાશિને સોંપાયું ને તે તેમણે ખુશીથી સ્વીકાર્યું. લૂણસાપાના વંશની લાંબી રાજસેવાનો બદલો તેમને યોગ્ય રીતે મળવાનો પ્રસંગ હવે આવ્યો હતો, એમ વેદગર્ભરાશિ પણ માનતા હતા. અને ગુજરાતના મહારાજ્યના ભાવિ હિતની દૃષ્ટિએ પણ લૂણસાપાનો પ્રતાપી રાજવંશ ગુજરાતની ગાદીએ આવે એ જ તેમને ઇષ્ટ જણાતું હતું.

× × × ×

"મહારાજાધિરાજ, એક વાત આપને કહેવાની અંતરમાં ઘણાક દિવસથી ઘૂંટાઈ રહી છે." એક દિવસ એકાંતમાં વેદગર્ભરાશિએ મહારાજાને કહ્યું.

"ખુશીથી કહો, દેવ. સંકોચ રાખશો નહિ." ત્રિભુવનપાળે કહ્યું.

"રાજેન્દ્ર, દેહ ક્ષણભંગુર છે. તે આજે પડે કે કાલાંતરે, તેનું બહુ મહત્વ તત્ત્વ જાણનારને હોતું નથી. એટલે હું દેહના ક્ષણભંગુરત્વને ખ્યાલમાં લઇને બે શબ્દો કહું તો માઠું ન લગાડશો."

"આપના કથનથી મને માઠું લાગે જ નહિ, દેવ." ક્ષીણ સ્વરે રાજા બોલ્યા.

"આપને સંતતિ નથી, નિઃસંતાન રાજવીના સિંહાસન માટે કેવા કાવાદાવા થાય છે તે આપ જાણો છો. તેવા કાવાદાવા ભાવિમાં ન થાય, તે માટે દીર્ઘદૃષ્ટિપૂર્વક વિચાર કરવો આપના જેવા સુજ્ઞને યોગ્ય છે."

"મને પણ તે વિચાર આવે છે. હું તો હવે માસ બે માસ કે છ માસનો મહેમાન છું. પણ રાજની ભાવિ લગામ માટે વિચાર કરવો યોગ્ય છે."

"રાજેન્દ્રનો શું વિચાર છે તે બાબતમાં ?" આચાર્યે પૂછ્યું.

"મારી નજર લુણસાપા પર ઠરે છે. ગુજરાતના મહારાજ્ય માટે તે જ લાયક છે."

"એ ખરું પણ એ તો પાકું પાન કહેવાય, રાજેન્દ્ર."

"તેમના પૌત્રને યુવરાજપદે નીમવા તે કબૂલ થાય તો બીજા રાજપુરુષોનું મત લેઇ અભિષેક કરી લઇએ. મને હવે મારો તો જરાયે ભરોસો નથી, દેવ." રાજાએ અંતરની વાત કહી દીધી.

"આપનો વિચાર મને પ્રશસ્ય લાગે છે. લૂણસાપાને હું કહીશ એટલે તે તો સંમત થશે જ. સૈકાઓથી ગુજરાતના સિંહાસનને વફાદારીપૂર્વક સાચવી રહેલા વાઘેલ વંશને જ ગાદીના વારસ તરીકે યોગ્ય લેખવામાં આપે અતિ ઉચિત સંકલ્પ કરેલો છે, તે સફળ જ થશે." સંતુષ્ટ વેદગર્ભરાશિએ કહ્યું.

"આમ થવાથી મારા નિકટના કેટલાક ભાયાતો નારાજ થશે, પણ એ તો ગિરાસમાં વધારો કરી આપી એમને મનાવી લેવાશે."

"યથાર્થ છે, રાજેન્દ્ર ! રાજમાં અસંતોષ રહેવા દેવો ન જોઇએ."

"અસંતોષ નહિ જ રાખીએ, છતાંય નિરૂપાયે રહી જશે, તો તેને નિર્મૂળ કરવા લૂણસાપાની તરવાર સમર્થ છે." નિસ્તેજ બનેલા રાજાના ક્ષીણ થયેલા મ્હોં પર જરા હાસ્ય છવાયું.

"રાણાના નામથી તો દિલ્હી બેઠા બેઠા યવનોય ફફડે છે, મહારાજ. અને પાણીદાર તરવારની ધાર જેવી લૂણસાપાની બુદ્ધિની ધાર પણ ગુજરાતના રાજસિંહાસનના રિપુઓને ડારી રહી છે." વેદગર્ભરાશિ પ્રશંસા કરી રહ્યા.

× × × ×

લૂણસાપા ત્રિભુવનદેવનું વલણ જાણી આનંદિત થયો. પોતાની લાંબી રાજસેવા અને ધીરજ તથા સહનશીલતાનો બદલો મળવાનો પ્રસંગ છેવટે ઈશ્વરે આપ્યો, એમ તેને લાગ્યું. લૂણસાપાએ ધીમે ધીમે તમામ મંડલિકો, મંડળેશ્વરો, મંત્રીઓ, અને રાજ્યાધિકારીઓમાં આ કાર્યને અનુકૂળ વાતાવરણ પેદા કરી દીધું. લૂણસાપાનો પૌત્ર ત્રિભુવનપાળની પાછળ મહારાજા બને તે વાત સૌ રાજ્યકર્મચારીઓને મન જાણે સહજ જણાવા લાગી. એક કાળે ત્રિભુવનપાળનો પક્ષ લઇ, લૂણસાપાને નારાજ કરનાર જયંતસિંહદેવ આ પ્રસંગે પોતાની ભૂતકાળની ભૂલનો બદલો વ્યાજ સાથે આપવાના નિશ્ચયથી લૂણસાપાને પડખે હતો. વિસળદેવને યુવરાજ નિમવાના કાર્યમાં કોઇ આડો આવે તો તેની સામે એકલે હાથે લડાઈ કરવા માટે પણ આ કર્ણાવતીનો મહામંડળેશ્વર તૈયાર થઇને બેઠો હતો.

ત્રિભુવનપાળ મહારાજાના નિકટના ભાયાતોમાં એક ભુવનપાળ સોલંકી નામનો ભાયાત હતો. તે સ્વભાવે ઉગ્ર પણ ભોળો હતો. તેનો સાડા પાંચ હાથ ઉંચો દેહ તેની સરળતાની સાખ પુરતો હતો. તરવાર ચલાવવામાં તે જેટલો શૂરો હતો તેટલો જ બુદ્ધિમાં પછાત હતો. પ્રસંગ ઓળખવાની તેનામાં ચતુરાઇ ન હતી. પોતાની તરવાર માટે તેનામાં કંઇક વધારે પડતું અભિમાન પણ હતું અને એ અભિમાનને તેની મૂર્ખતા પોષણ આપી રહેતી. ત્રિભુવનપાળ પછી રાજસિંહાસને ચઢવાનો પોતાને હક્ક છે, એમ તે છડેચોક કહેતો અને હવે પોતાને મહારાજાધિરાજ બનવાનો સમય નિકટ આવી રહ્યાનું તે મનથી પણ માનતો હતો.

મહારાજા ત્રિભુવનપાળે લૂણુસાપાના પૌત્રને યુવરાજ નીમવાની વાત ચર્ચવા માંડી છે, એ સમાચાર ભુવનપાળ સોલંકીના કાને પડતાં જ તે ચમકી ઉઠયો. તેના હાથ સળવળાટ કરી રહ્યા. પોતાના વારસાઈ હક્કને પડતો મૂકી મહારાજા વાઘેલના ગિરાસીયાઓ પર શા માટે નજર નાંખતા હતા તે તેને ન સમજાયું. લૂણુસાપા તથા ત્રિભુવનપાળ પ્રત્યે તે મનમાં જ બળી ઉઠયો. પરંતુ તે બંનેને કોઈ રીતે મ્હાત કરવાની તાકાત તેનામાં ન હતી, એટલે તેનો આંતરિક રોષ વધુ ધૂંધવાઈ રહ્યો.

રાજગઢમાં યુવરાજપદે વિસળદેવને નીમવાનો નિર્ણય કરવા મહારાજાનું મંત્રીમંડળ તથા બીજા રાજ્યાધિકારીઓ અને મંડળેશ્વરો વગેરે એકઠા થયા હતા. લીલાદેવી તથા સૂમલદેવી અને યવન પ્રતિનિધિ કરીમબક્ષ જેવી વ્યક્તિઓને પણ નિમંત્રણપૂર્વક બોલાવી હતી. ભુવનપાળ તથા બીજો એક સોલંકી રાજપૂત પણ તે પ્રસંગે હાજર હતો. વેદગર્ભરાશિ તથા જયંતસિંહદેવે વિસળદેવને યુવરાજ નીમવાની અગત્ય સમજાવી તથા મહારાજાની પણ તે બાબતમાં સંમતિ હોવાનું જણાવ્યું. એકઠા થયેલા દરેક માણસને પોતાનો સ્પષ્ટ મત જણાવવા પણ કહેવામાં આવ્યું.

કોઈને ખાસ વિરોધ કરવાનું હોય એમ લાગ્યું નહિ. પરંતુ ભુવનપાળ તે જોઈ બળી ઉઠયો. તેણે કહ્યું: "મહારાજા, અમારૂં તો અસ્તિત્વ પણ આપ ભૂલી જ જાઓ છો? અમે હજી જીવતા છીએ."

"તમારા માટે પણ મહારાજાએ યોજના વિચારી રાખી છે." જયંતસિંહે કહ્યું.

"અમારે માટે શી યોજના વિચારી છે? અમે મહારાજાની પાછળ ગુજરાતની ગાદીએ આવવાનો અમારો દાવો છોડી દેવા તૈયાર નથી. યોજના જે વિચારવાં હોય તે વાઘેલ શાખા માટે જ વિચારો."

સહુ જનો આ વિરોધથી ચમકી ઉઠયા. મહારાજાએ ધીમેથી કહ્યું: "ભુવનપાળ, તમે આ પ્રસંગે હઠ ન કરશો. તમે મારા નિકટના

ભાયાત છો તે હું નથી ભૂલ્યો. તમને મહામંડળેશ્વર બનાવવાનો મેં વિચાર કર્યો છે. યુવરાજ તો વિસળદેવ જ બને તે સૌને યોગ્ય લાગે છે."

"અમને એ નિર્ણય કબૂલ નથી. બીજાના નિર્ણયને કબુલ કરી લેનાર વૈશ્ય અમે નથી. અમે રાજપૂત છીએ, અમારી તરવાર સાબૂત છે." ભુવનપાળ તપી ઉઠયો.

"સરદાર, મહારાજાને આવો પડકાર ન થાય તે સમજો." લૂણસાપાએ દૃઢ સ્વરે કહ્યું.

"રાણાજી, તમારૂં ધાર્યું અમે નહિ થવા દઇએ. અમે મંડળેશ્વરો બનીએ અને તમો વાઘેલના ગિરાસદારો અમારો હક્ક ઝૂંટવી મહારાજા થશો, એ અમે સહન નહિ કરીએ. મહારાજ, આપનો નિશ્ચય નહિ ફેરવો તો સોલંકીઓ પોતાની તરવાર ઉઠાવતાં વાર નહિ કરે. "ભુવનપાળ ઉભો થઇ ગયો. રક્તવર્ણી તેની આંખ ફાટી ગઇ હતી. તેનો સાથીદાર રાજપૂત તેને શાંત કરી ત્યાંથી બહાર લઇ ગયો."

પટ્ટણના દરબારમાં ભુવનપાળની કાંઇ મહત્તા ન હતી. તેના પડકારને સૌએ હસી કાઢયો અને વિસળદેવને યુવરાજ નીમવા નિર્ણય થયો.

યોગ્ય મુહુર્ત નક્કી કરી, વિસળદેવને પટ્ટણ બોલાવી યુવરાજ-પદે તેનો અભિષેક કર્યો અને તે બદલનું લેખિત આજ્ઞાપત્ર મહારાજાની મહોર–સહી સાથેનું તેને સુપ્રત કરવામાં આવ્યું.

---

## પ્રકરણ ૧૬ મું

### બહારવટે

ભુવનપાળ સોલંકીમાં મુત્સદ્દીપણું ઓછું હતું, પણ મધ્ય-યુગને માટે શોભાસ્પદ લેખાતું ક્ષાત્રતેજ તેનામાં હતું જ. તે અપમાન કે નામોશીને જરાપણ સહન કરી શકે તેવો ન હતો. વિસળદેવને યુવ-રાજપદે નીમ્યાથી તેનું ક્ષાત્રતેજ સળગી ઉઠ્યું. તેણે પોતાના સર્વસ્વને ભોગે વિસળદેવ તથા ત્રિભુવનપાળને ઉખેડી નાંખવા નિશ્ચય કર્યો. તેના મિત્રોએ તેને ઘણું સમજાવ્યો, પણ એવી વૈશ્યવૃત્તિને અનુસરવા યોગ્ય સમજૂત એ ક્ષત્રિયને ગળે ઉતરે જ શી રીતે ? તે તો તરવાર ખખડા-વતો તૈયાર થઇ ગયો. કાં હું નહિ કે કાં વિસળદેવ નહિ. પોતાના બળનો કે સંજોગોનો વિચાર કરવા બેસે તે સાચો ક્ષત્રિય નહિ, એમ ભુવનપાળ માનતો હતો.

વિસળ સામે દુશ્મનાવટ ધરાવતા વીરમદેવની મૈત્રી કરવાનો ભુવ-નપાળને વિચાર થયો. વીરમદેવના શૌર્ય માટે ભુવનપાળને પણ માન હતું. વીરમદેવ અને પોતે એક થાય તો વિસળદેવને ઉખેડી નાંખવો એ સહેલું થઇ પડે અને વિસળને ઉખેડી નાંખ્યા પછી ત્રિભુવનને ઠેકાણે લાવવામાં પણ ઝાઝો શ્રમ ન પડે, એમ ભુવનપાળને લાગ્યું. ભાવિમાં ગમે તે થાય, તો પણ વિસળદેવને તો ઉખેડી જ નાંખવો, એવો નિર્ણય ભુવનપાળનો થઇ ગયો.

ભુવનપાળ તથા વીરમદેવે એકઠા થઈ, વિસળ સામે થવાનો તાગડો રચ્યાની વાત લૂણસાપાના જાણવામાં આવી ગઈ. ભુવનપાળ માણસો તથા હથિયારો એકઠાં કરવાની ચેષ્ટા કરી રહ્યો હતો. આથી તે વીરમ-દેવને જઇ મળે અને બંને એકત્ર થાય તે પહેલાં તેમનું બળ તોડવાની આવશ્યકતા લૂણસાપાને જણાઈ.

લૂણસાપા વીરમદેવ પર ક્રુદ્ધ થયા હતા, તો પણ તેમના વત્સલ હૃદયના ઉંડાણમાં પિતૃપ્રેમનું એક ગુપ્ત નાનકડું ઝરણ વહી રહ્યું હતું.

આથી વીરમદેવ વીરમગામમાં સખણો રહી પડયો રહે તો તેનો જે ગિરાસ હતો, તે તેની પાસે રહેવા દેવાની લૂણસાપાની આંતરિક ઇચ્છા હતી. પરંતુ શિવદત્તને વિસળનો ઘાત કરવાનું કાવત્રું રચવામાં વીરમે પ્રેરણા આપી હતી, તે જાણ્યા પછી લૂણસાપા હતાશ થયા. એ ઉદ્ધત છોકરો સુખે બેસશે નહિ ને પોતાના પિતૃકુળને સુખે રહેવા પણ દેશે નહિ, એ ખ્યાલથી લૂણસાપાનું અંતર દગ્ધ થવા લાગ્યું. વાઘેલ વંશની ખાતર એ ઉદ્ધત છોકરાને કેદ કરવો જ પડશે, એમ તેમના મનમાં ઠસવા લાગ્યું હતું.

પરંતુ જ્યારે લૂણસાપાએ, ભુવનપાળ સાથે વીરમદેવ મળી ગયો હતો, તે વાત જાણી, ત્યારે તો વીરમ પ્રત્યેનો રહ્યોસહ્યો સ્નેહ પણ તે વિસરી ગયા. એ કબાડી કુલાંગારને હવે છુટો રહેવા દેવો એ જ તેમને ભયાવહ લાગ્યું. તેમણે મંત્રીશ્વર તેજપાળને ફરમાન મોકલ્યું કે, વીરમ ભુવનપાળ સાથે જોડાઇ જાય તે પહેલાં તેને કેદ કરી પટ્ટણ મોકલાવી દો. ભુવનપાળને એકલાને તો ગમે તે વખતે પાંસરો કરી શકાશે, એવી લૂણસાપાની ગણત્રી હતી.

તેજપાળ અને વિસળદેવના સલાહકારો તો વીરમદેવને પીલી નાંખવાની તકની રાહ જોતા જ બેઠા હતા, પરંતુ તેમને લૂણસાપાની કંઇક ધાક હતી એટલે વીરમદેવ સલામત રહ્યો હતો. હવે લૂણસાપાનું જ ફરમાન વીરમદેવને પકડવાનું હતું, એટલે તે કામમાં ધોળકાના મંત્રીને ઘણો ઉત્સાહ આવ્યો. તેજપાળ તથા મંત્રી નાગડ સેના સાથે વીરમગામ પર ચઢ્યા. તેજપાળની મનની ઇચ્છા તો વીરમદેવ પકડાય તો ઠીક અને ન પકડાય તો ઠાર કરવાની હતી, પણ આ વાત તેણે મનમાં જ રાખી હતી.

વીરમદેવને ધોળકાનું કટક પોતાની પર ચઢી આવતું હોવાના સમાચાર મળતાં જ તે ટટાર થઇ ગયો. એની નાનકડી સેના અને સુકેશી પણ તૈયાર થયાં. સુકેશીએ જાહેર લડાઇ ન કરતાં દાવ ખેલવાની સૂચના કરી, પણ વીરમદેવને તે ગમી નહિ. તેજપાળ મંત્રીને

સામે મોઢે પાણી બતાવવાના તેને ઘણા જ કોડ હતા. સુકેશી નિરૂપાયે વીરમના અંગરક્ષક તરીકે તેની સાથે જ યુદ્ધમાં ચઢી.

ધોળકાના અસંખ્ય સૈનિકોના મહાબળ સામે ટકવું વીરમને માટે મુશ્કેલ હતું. સામી છાતીએ લઢતાં તે ઘવાયો અને સુકેશીની સૂચનાપરથી તેને પાછો હઠાવી લઇ, લડત દેખાવ પુરતી ચાલુ રાખી. સુકેશી તથા વીરમને નાસવું પડયું. તેજપાળના કેટલાક સૈનિકો પાછળ પડયા, પણ તેમને સુકેશીએ દીર્ઘદૃષ્ટિપૂર્વક પ્રથમથી જુદા રાખેલા વીરમના તાજા સૈનિકોએ કાપી નાંખ્યા ને નાસવાનું શક્ય બન્યું. વીરમને સલામત રીતે સાથે લેઇ નાઠેલી સુકેશીએ દૂરના એક નાના ગામમાં થોડાક સૈનિકો, વાહનો અને છુપાવાની સગવડ પણ પ્રથમથી કરી રાખી હતી. ધોળકાના પ્રચંડ બળ સામે હાર થવાની છે, તે એ ચતુર નારી પ્રથમથી સમજી ગઇ હતી. તેથી તેણે આગમચેતીથી બધી તૈયારીઓ રખાવી હતી. દુશ્મનના માણસો એકાએક ન સપડાવી જાય, તે માટે થોડાક ચારો પણ તેણે ગોઠવી દીધા હતા.

વીરમદેવ જ્યાં છુપાયો હતો ત્યાં વધુ રહેવું સલામત ન હતું. વળી તેને તે સંજોગોમાં આશરો આપનાર પણ કોઇ ન હતું. આ મૂંઝવણમાં વીરમને છેવટે જાબાલીપુર સાંભર્યું. જાબાલીપુરમાં તેનો સસરો ઉદયસિંહ રાજસિંહાસને હતો, અને પોતાની રાણીને (જાબાલીપુરની રાજકન્યાને) વીરમદેવે સુકેશીના કારણે અપમાનિત કરી હતી, છતાં તે જ રાણી વીરમદેવને પોતાના પિતાને ત્યાં લઈ જવા તૈયાર બની. પોતાના સૌભાગ્યનાથ વીરમદેવની નિર્દયતા તે આર્યનારી અત્યારે ભૂલી ગઈ. દુશ્મનોના મોમાં પડેલા પતિની દયા ન ધરે, એવી નિષ્ઠુર નારી તે ન હતી. તેની ઉદારતા અપૂર્વ હતી. પોતાની શોક્ય સમી સુકેશીને વીરમદેવ માટે મરી ફીટતી જોતાં, તેને પણ સાથે લેવાનું તેણે વ્યાજબી ગણ્યું. નિરૂપાય વીરમદેવ અને સુકેશીએ ન છુટકે જાબાલીપુર જવાની રાણીની માગણી કબૂલ રાખી. અને થોડાક માણસો સાથે વેશપલટો કરી તેઓ જાબાલીપુર તરફ ઉપડી ગયાં.

ઉદયસિંહ વીરમદેવનાં લક્ષણથી પરિચિત હતા, તો પણ પોતાની પ્રિય પુત્રીના કહેવા પરથી તેમણે વીરમદેવને સત્કારી, જાબાલીપુરની બહારની રાજવાડીમાં મુકામ આપ્યો. જાબાલીપુરનાં દાસદાસીઓ તથા નોકર વાહનો વગેરે વીરમદેવ તથા સુકેશીની સેવામાં હાજર રહેવા લાગ્યાં. વીરમદેવને આ ઓશિયાળું જીવન ગમતું ન હતું, પણ જ્યાં સુધી કાંઈ માર્ગ જડી ન આવે ત્યાં સુધી બીજો ઉપાય ન હતો.

ગુજરાત સામે બહારવટે નીકળેલા ભુવનપાળને વીરમે પોતાની પાસે બોલાવી મંગાવ્યો. વીરમદેવને ભુવનપાળે પોતાની સાથે બહારવટામાં સામેલ થવા જણાવ્યું. અને બધી રીતે નાસીપાસ થયેલા વીરમદેવને તે રસ્તો જ અનુસરવા યોગ્ય જણાયો. જાબાલીપુરનાં થોડાંક માણસો સાથે લઈને સુકેશી, વીરમદેવ તથા ભુવનપાળ બહારવટું ખેડવા નીકળી પડયા; ગુજરાતની ઉત્તર સરહદથી થોડે દૂરના ડુંગરોને પોતાનું નિવાસસ્થાન બનાવ્યા અને જોઈતી મદદ વગેરે જાબાલીપુરથી મંગાવવા લાગ્યાં. ગુજરાતનાં ગામડાં ભાંગવાં તથા વણઝારો લૂંટવી એ આ બંને લાચાર રાજવંશીઓનું કર્તવ્ય થઈ પડયું.

---

## પ્રકરણ ૧૭ મું

## સુકેશીનું મન

વિસળદેવ તથા ત્રિભુવનપાળ સામે બહારવટું ખેલી તેમને થથરાવવાનું કામ સહેલું નહતું. ગુજરાતની ગુપ્તચરોની જાળ અને લૂણસાપાનો બંદોબસ્ત વારંવાર બહારવટીઆઓને મુશ્કેલીમાં મૂકતો હતો. ભુવનપાળ અને વીરમદેવ બંને ખરા શૂરવીર પુરુષો હતા, પરંતુ તેમનું આંધળું શૌર્ય ગુજરાતની સત્તાને ડારવા અસમર્થ હતું. દિન-પ્રતિદિન બહારવટીઆઓમાં નિરાશા પ્રસરતી હતી, પણ આદરેલું અધુરૂં મૂકવા જેવી તો તેમની સ્થિતિ જ નહતી, એટલે લૂંટફાટ અને છુપા હલ્લાઓથી તે ગુજરાતની સરહદને ત્રાસ આપી રહ્યા:

જાબાલીપુરથી વીરમદેવ તથા ભુવનપાળને મદદ મળે છે, એ વાતની જાણ થતાં લૂણસાપાએ ઉદયસિંહપર ઠપકાનો પત્ર લખી મોકલાવ્યો. અને બંને રાજદ્રોહીઓને પકડવામાં મદદ કરવા જણાવ્યું. આ પત્રથી ઉદયસિંહનું મન પલટાયું. સર્વ સંબંધીઓથી તજાયલા ઉછૃંખલ વીરમને સહાય કરવામાં કાંઇ અર્થ તેને જણાયો નહિ. ગુજરાતની મહાન્ રાજસત્તાનો વિનાકારણે રોષ વહોરવો તેને ઇષ્ટ લાગ્યો નહિ. વીરમદેવ રાજગાદી મેળવે તો પણ તે પોતાની પુત્રીને તો સુકેશીની પાછળ જ રાખવાનો, એ ખ્યાલ પણ જાબાલીપુરના રાજાને આવ્યો. તેણે બહારવટીઆઓને મદદ કરવાનું બંધ કર્યું. જાબાલીપુરનાં કેટલાંક માણસો તો ઉદયસિંહની સૂચનાથી વીરમને છોડી ચાલ્યાં ગયાં. વીરમનાં માણસોની સંખ્યા આથી ઘટી ગઇ. પણ તે નિરૂપાય હતો. ભુવનપાળની મોટી ટુકડીની તેને સહાય હતી, તે ખાતર તે મન વાળી શાંત રહ્યો.

મહારાણીપદની મહત્વાકાંક્ષા સેવનાર સુકેશીને ડુંગરોમાં ચોરી-છુપીથી રહેવાનું ને નાસભાગ તથા ઉચાટથી ભરેલું જીવન અકળાવવા લાગ્યું. પ્રથમ તો તેને આશા હતી કે, આ સ્થિતિનો અંત આવશે, પણ જેમ જેમ દિવસો જવા લાગ્યા ને વીરમ માણસો વગરનો બનવા

લાગ્યો તેમ તેમ સુકેશીની ચિંતા વધવા લાગી. ઉદયસિંહે પણ પોતાના જમાઇને ઉવેખવા માંડયો હતો, એટલે તેને ધરતીમાં બીજા કોઇનો આશરો ન હતો, એ ખ્યાલથી સુકેશીનું હૃદય બળી રહ્યું હતું: વીરમદેવ પર તેને વહાલ હતું, પણ તે વહાલ તેની આ સ્થિતિમાં જરા ડગમગવા લાગ્યું.

એક વખતનો મહાન્ વીરમદેવ આ દુઃખની વેળાએ કોણ જાણે કેમ પણ સુકેશીને 'બિચારો' લાગવા માંડયો. તેના તરફ સુકેશીને જે આકર્ષણ હતું તેના બદલે હવે દયાએ તે સ્થાન લેવા માંડયું. સુકેશી ડુંગરાળ મેલાણમાં બેઠી બેઠી રોજ "શું થશે?" તેના વિચારો સાથે પોતાનું ભાવિ વીરમદેવ સાથે સંકળાઇ ગયા વિષેનો વિચાર પણ કરતી. તે શા માટે એમ માની લેતી હતી? તે કયાં વીરમદેવની પત્ની હતી? તે ગમે ત્યાં જઇ શકતી ન હતી? આ પ્રશ્નો તેના મનમાં ઉઠતા અને તે પોતે જ તેના જવાબો આપતી. પોતે વીરમદેવની પત્ની ન હતી, પણ પત્ની કરતાંય વિશેષ હતી; તેની પ્રાણેશ્વરી હતી, એવો ખ્યાલ મનમાં લાવી તે શાંત થતી. પરંતુ તે ખ્યાલમાં જોઇએ તેટલી ભાવના ભીનાશ ન હતી એમ તેને કોઇકવાર સમજાતું જ હતું.

રાજરાણીના ઠાઠથી રહેવા ટેવાયેલી સુકેશી બહારવટિયાના ડુંગરાળ મેલાણમાં અર્ધપશુ જેવું જીવન વિતાવતી. ભુવનપાળ પણ વીરમદેવનાં માણસો ઘટી જવાથી તેના તરફ કાંઇક ઉપેક્ષાની નજરે જોતો થયો હતો. આની અસરથી વીરમદેવ તથા સુકેશી પ્રત્યેનું ભુવનપાળના માણસોનું વર્તન પણ પલટાવા લાગ્યું હતું. તે પ્રથમ જે માન અને સદ્ભાવ વીરમ તથા સુકેશી તરફ દાખવતાં તે ઘટવા લાગ્યો હતો. સુકેશીને આ અસહ્ય લાગતું હતું. તે ભુવનપાળને પોતાની બુદ્ધિથી ઘણી વાર પ્રસન્ન કરી ચૂકી હતી. પોતાની એ ચતુરાઇ, ઉત્તરોત્તર વધુ વિકસાવી બહારવટિયાના દળમાં પોતાના તથા વીરમના સ્થાનને ટકાવી રાખવા તે મથી રહી.

પણ ભુવનપાળ જોડેના સંસર્ગમાંથી તે ભુવનપાળના વિચારો કરતી બની. તે વિચારો તેને ભુવનપાળ અને વીરમદેવની તુલના કરવા

પ્રેરી રહ્યા. એ તુલનામાં ભુવનપાળ હાલના વીરમ કરતાં ઘણી વાર ચઢિયાતો લાગતો હતો. આ વિચારસરણી સુકેશીને દિનપ્રતિદિન સ્વાભાવિક બની ગઈ, પણ તેમાં રહેલું અસ્વાભાવિક તત્ત્વ તેના હૃદયમાં ઘર કરવા લાગ્યું. વીરમનાં જ સ્વપ્નોમાં ચકચૂર રહેતી સુકેશી ભુવનપાળને વગર સમજ્યે ઘડી ઘડી પોતાના માનસમાં ખડો થયેલો જોવા લાગી, જો કે આ સ્થિતિ તેને પોતાને પણ ગમતી નહિ.

ભુવનપાળે સુકેશીને પ્રથમ જોઈ ત્યારથી જ તે મનમાં તેની તારીફ કરી રહ્યો હતો. જંગલના એકાંત જીવનમાં સુકેશીની હાજરીનો ખ્યાલ જ ભુવનપાળને હૃદયપટે મધુર ઝણઝણાટી જગાવી મૂકતો. તે ઝણઝણાટ દિનપ્રતિદિન મીઠા સંવેદનનું સ્વરૂપ પકડી રહ્યો હતો. સુકેશી સાથે વાર્તાલાપ કે ચર્ચા કરવામાં ભુવનપાળને અતિ આનંદ થતો હતો. એ આનંદની પળો તે શોધ્યા જ કરતો હતો. સુકેશી જેવા રત્નનું સ્વામીત્વ પ્રાપ્ત કરનાર વીરમદેવ પર તેના અંતરમાં અપ્રગટ ઈર્ષ્યા પણ પ્રગટવા માંડી હતી. એક દિવસ સુકેશી પોતાની થાય, એ ખ્યાલ પણ ભુવનપાળને ડોલાવી ગયો. પછી તો ભુવનપાળ પટ્ટણની રાજગાદીને પણ સુકેશી માટે ડુલ કરવા મન સાથે તૈયાર થઈ ગયો.

એક વાર તેણે વાતમાં જ સુકેશીને કહ્યું: "વીરમદેવે એક સ્ત્રીની રઢ ખાતર ગુજરાતની ગાદી ગૂમાવી, એ વાતથી હું તે વખતે આશ્ચર્ય પામેલો, પણ તમને જોયા પછી તો થયું કે વીરમદેવનો નિર્ણય યોગ્ય હતો."

"કેમ, એવું શા પરથી માન્યું?" સુકેશી હસી.

"શા પરથી? તમને જોયા પરથી જ તો. તમારે માટે ગુજરાતનું તો શું પણ ત્રિભુવનનું સામ્રાજ્ય પણ ડુલ કરવા તૈયાર થઈ જવાય."

"ઘેલા છો, સરદાર, તમે તો." પોતાના સૌંદર્યની પ્રશંસાથી મુગ્ધ થતી સુકેશી બોલી. ઓશિયાળા વીરમની ઉપપત્ની તરીકે તે આ સરદારને રાજી રહેલો જોવા માગતી હતી.

"તમને જોયા પછી કોઇ ઘેલો ન બને એ વાત જ ખોટી. એક શ્લોકમાં કથન છે તેમ स योगी ह्यथवा पशुः। એ ન્યાયે તમને જોઇ ઘેલો ન બનનાર કાં યોગી હોય કે કાં પશુ હોય." ભુવનપાળે રસિક બનવાનો પ્રયાસ કર્યો.

સુકેશી ભુવનપાળની પ્રશંસા સાંભળી કૃત્રિમ લજ્જા દાખવી સરદારને વધુ અકળાવી રહી. સરદાર એ સૌંદર્યને પોતાનું કરવાનો નિશ્ચય મન સાથે જ કરવા લાગ્યો. ગુજરાત સામે બહારવટું ખેડવા નીકળેલો ભુવનપાળ વીરમદેવ સામે જ ગુપ્ત બહારવટું ખેલવા મનમાં ચિંતન કરી રહ્યો.

રોજરોજની વાતચીત, કટાક્ષો અને મોહક સંભાષણોથી સુકેશીના અંતરમાં ભુવનપાળ બધી રીતે શ્રેષ્ઠ હોય તેમ તેના મનમાં ઠસવા લાગ્યું. એના મુખેથી પોતાની પ્રશંસા એકાદ વાર ન સાંભળે, તે દિવસે સુકેશીને ચેન પડતું નહિ. વીરમદેવ પાસે લાંબો વખત બેશી રહી નિરર્થક વાતો કરતાં હવે સુકેશીને કંટાળો આવવા લાગ્યો. વીરમદેવના કેટલાક પ્રગટ દોષ જે તેણે આજ પૂર્વે પણ જોયા હતા તે તેને હવે વધુ ખૂંચવા લાગ્યા. વીરમની સુકેશી જાણે કોઇ અદ્રશ્ય જાદુના બળે પલટાઇ રહી હતી. તે જાદુ તે પોતે પણ જાણતી ન હતી. જાણતી હશે તો તે જાદુના પરિણામની તેને ખબર નહિ હોય. ભુવનપાળ પાસે તે કોઇને કોઇ બહાને હવે વધુ વખત બેસવા લાગી.

---

## પ્રકરણ ૧૮ મું

## ઓશિયાળી સુકેશી

વીરમદેવની અકળામણનો પાર ન હતો. તેને ચારે તરફથી નિરાશા ઘેરી વળી હતી. દાદાભાઈ, સસરો, મિત્રો બધાંય તેને ઉવેખી ચૂકયાં હતાં. કોઈને તેની ચિંતા તો શું પણ દયા સરખીયે ન હતી. તેની પત્ની પિતાના રાજમહેલમાં જઈ બેઠી હતી. અને તેની પ્રણયિની જે તેના પ્રાણના આધાર જેવી હતી તે પણ બદલાતી જતી હોય, એમ વીરમને લાગતું હતું. આ વિચારથી વીરમદેવનું સરળ દિલ હચમચી ઉઠયું હતું. ચારે બાજુ ઘન અંધકારથી ઘેરાયેલો તે લમણે હાથ દઈ એક ટેકરી પર બેઠો હતો. સુકેશીનું વર્તન અને તેનાં ઉચ્ચારેલાં વાકયો તે વારંવાર સ્મરીને વિચારતો હતો કે, એ વર્તન અને વચનોવાળી સુકેશી જાણે પ્રથમની સુકેશી જ ન હોય. 'શું તે પોતાનાથી નારાજ બની હશે? તેને ત્રિભુવનપાળે ભંભેરી હશે? સુકેશી શું ખરેખરી ઠગારી નીવડશે?' આવા પ્રશ્નોથી અકળાતો વીરમદેવ ભર્તૃહરિની પ્રખ્યાત ઉકિત यां चिन्तयामि मयि सा सततं विरक्ता નું સ્મરણ કરી રહ્યો.

પોતાના જેવા બધી રીતે નિષ્ફળ બનેલા એકાકી આદમીને દુઃખની વખતે સુકેશી જેવી સુંદરી તજી દે, એ કંઈ અસંભવિત ન હતું. છતાં સુકેશીનો વર્ષોનો પ્રેમ અને દૃઢ સ્નેહાકર્ષણ તેને એ વાત માનવા વારંવાર મના કરતાં હતાં. અરસ્પરસ વિરૂદ્ધ વિચારોના પ્રવાહની પ્રમત્ત અથડામણમાં વીરમદેવ ભ્રમિત જેવો બની ગયો હતો.

"મહારાજ, શું વિચારમાં પડયા છો? આપણે માથે ચક્ર ભમી રહ્યું છે." પાછળથી આવતા વીરમના એક સૈનિકે ધીમેથી કહ્યું. વીરમે તે વિચારલીનતાને લીધે સાંભળ્યું ન હતું. તેણે પૂછ્યું: "શું વિજય? કાંઈ નવા જૂની છે?"

"મહારાજ, હવે નવા ને જૂની. આપણું ભાગ્ય પલટયું છે એટલે આખું જગત્ આપણે માટે પલટાઇ જવાનું. હવે તો આપણે ભાગ્ય સામે મોરચો માંડવો નકામો છે. મને આજે આ વાત દિવા જેવી સ્પષ્ટ થઇ ગઇ." વિજયે કહ્યું.

"વિજય, તારા જેવો શૂરવીર આજે આવું કેમ બોલે છે? ક્ષત્રિયનો છેલ્લો મહાપુરુષાર્થ એ મૃત્યુ છે. તું એ કેમ આજે ભૂલી ગયો?" પોતાની આંતર મથામણને પડતી મૂકી વીરમે પૂછ્યું.

"કંઇ નહિ, મહારાજ. પણ આજ તો હું સાચું જ બોલવાનો છું. આપની પડખે હું અને બીજા ચારેક વિશ્વાસુ માણસો સિવાય હવે કોઇ નથી. યોગિનીપુરથી આવતી વેપારી વણઝારને લૂંટી હતી તે જાબાલીપુરની હતી. એટલે ઉદયસિંહજી હવે આપણને જંપવા નહિ દે. સમય પલટાય ત્યારે જ આવી અવળી મતિ સૂઝે છે." વિજયે થોડીક વરાળ કાઢી.

"એ તો ભુવનપાળે કહ્યું એટલે એ વણજાર લૂંટી. હવે જે થયું તે ખરું."

"મહારાજ, એ ભુવનપાળ જ આપનો દુશ્મન છે. હવે ચેતો ને અહીંથી નાસો."

"કેમ આમ બોલે છે, વિજય? નાસીને ક્યાં જશું?" વીરમે ઢીલા સ્વરે પૂછ્યું.

"ગમે ત્યાં નાસો. અહીં રહ્યા તો હવે કુતરાના મોતે મરવાના. નામોશી થશે તે તો જુદી જ."

"વિજય, મને તારૂં કથન નથી સમજાતું. અહીં તેં એવું શું જાણ્યું કે, આમ ચમકી ઉઠયો છે?"

"મેં ઠીક જ જોયું છે, કુદરત આપણને ચેતાવે છે. મારૂં માનો તો હવે અહીંથી ભાગો, નહિ તો પસ્તાશું."

"કાંઇ કહેતો નથી ને ગાંડી ગાંડી વાતો કરે છે. ક્યાં ભાગીને જવાનું હવે રહ્યું છે, તે તો બતાવ?" વીરમે પીઠ પાછળના પથ્થરને અઢેલી જરા ટટાર બનતાં પૂછ્યું.

"ગમે ત્યાં જઈએ. પટ્ટણ કે ધોળકા જઈ દાદાજીની માફી માગીએ. કે જાબાલીપુર જઈ ઉદયસિંહજીના પગ પકડી લઈએ."

"નાદાન છોકરા, તું આ શું બોલે છે? હું દુશ્મનોના પગે પડું એમ?" વીરમદેવ તપી ઉઠયો.

"દુશ્મન બનેલા દાદા પાછા 'દાદા' બની શકશે. મારું માનો." વિજયે હાથ જોડયા.

"દૂર થા, નાલાયક! તને તારો જીવ વહાલો લાગતો હોય તો ચાલ્યો જા, કુતરા!" ક્રુદ્ધ વીરમનો હાથ કમરપરની તરવારની મૂઠ પર પડયો.

"માફ કરો, મહારાજ, હું જો મારા અન્નદાતાને છોહ દેવાનો વિચાર કરૂં, તો મારા પર આભ તૂટી પડે, પણ વાત જુદી રીતે વણસી છે."

"તો જલદી કહી નાંખનો કાં નથી?" વીરમે જરા શાંત થતાં કહ્યું.

"મહારાજ, જે પદ્મિની તે દિવસે મુનસરને કાંઠે મેં તમને બતાવેલી તે જ આજે આપણો નાશ કરાવનાર પાંચાલી બની છે."

"શું કહે છે તું? મને વહેમ તો હતો જ!" સડક થતો વીરમ બોલ્યો.

"મહારાજ, નજરે જોઈને ચાલ્યો આવું છું." એમ કહી વિજય ઘૂંટણભર થઈ વીરમદેવના કાનમાં મુખ રાખી કંઈક કહેવા લાગ્યો.

એ સાંભળતાં વીરમદેવ લાલચોળ બની ગયો. એના હોઠ સખ્તાઈથી બીડાઈ ગયા અને આંખમાં કેશર ઢોળાઈ રહ્યું. "મને નજરે બતાવ, એનાં માથાં ઉડાવી દઉં." વીરમ ઉભો થઈ ગયો.

"મહારાજ, ઉતાવળા મ થાઓ. હવે જો આંધળીઆં કરશો તો એમનું ધાર્યું તો થશે જ ને આપણે બૂરા મોતે મરશું. યુક્તિથી કામ લેવાની જરૂર છે."

વીરમદેવ જરા વાર વિચાર કરી બોલ્યો: "ઠીક, પણ મને તું એ નજરે બતાવ તો ખરો. મારે ખાત્રી કરવી પડશે."

"મહારાજ, આપનાથી એ નહિ જોવાય. જોતાં જ રૂદ્રાવતાર બની જશો. માટે જવા દો. સૌને યોગ્ય શિક્ષા થાય તેવો રસ્તો હું કાઢીશ." વિજયે કહ્યું.

"ન જોવાય તેવુંયે જોવાનું મારે નશીબે હવે આવ્યું છે, વિજય. મારો જમણો હાથ, મારો પ્રાણ સુકેશી તેય આ વસમી વખતે બદલાઈ ગઈ? એને માટે મેં પટ્ટણની રાજગાદીને લાત મારી વનવાસ લીધો તેનો આ રીતે તેણે બદલો આપ્યો?" વીરમદેવના હૃદયમાંનો સદા અપ્રગટ રહેતો કોમળ ભાવ એકાએક પ્રગટી નીકળ્યો, તેની આંખ ભીની થઈ.

"જીવ ન બાળો, મારા અન્નદાતા! દુષ્ટ સોલંકીનાં જ આ વાનાં છે. હજી સુધી તો સુકેશીદેવી અડગ જ છે." વિજયે આશ્વાસન આપ્યું.

"સાચી વાત? વિજય, મને એમની વાતચીત સાંભળવા દે. હું શાંત જ રહીશ."

"તમે શાંત રહી જ શકો નહિને! હું તમને ઓળખું છું."

"મારી તરવારના કસમથી કહું છું શાંત રહીશ. ચાલ મને ખરી વાત સમજવા દે."

"મહારાજ, આ ડહાપણનું કામ તો નથી જ. રહેવા દો વિપરીત થશે. સૌ સમય ઓળખી લ્યો." વિજયે વીરમને સમજાવવા પ્રયાસ કર્યો.

"બસ હવે, માથાઝીક ન કર. ચાલ તે ક્યાં આગળ બેઠાં છે?"

"મહારાજ, નહિ જ માનો?"

"ના, સમય ન ગુમાવ." વીરમ તપ્યો:

"ચાલો ત્યારે, પણ જોજો છુપા રહી વાત સાંભળીને ચાલ્યા આવવાનું છે. તરવારના કસમ ભૂલી ન જતા" એમ કહી વિજય આગળ થયો અને તેની પાછળ વીરમ ટેકરી ઉતરવા લાગ્યો.

ટેકરી ઉતરી જંગલમાં થોડોક ચકાવો લઈ તેઓ એક ઘીચ ઝાડીમાં ધીમે ધીમે ચૂપકીદીથી ચાલવા લાગ્યા. આગળ જતાં એક નાનકડું તળાવ જણાયું. તે તળાવને સામે કાંઠે એક ઝાડ તળે

સુકેશી પથ્થર પર બેઠી હતી. તેની સામે ભુવનપાળ સોલંકી ઉભો હતો. તે બતાવીને વિજયે વીરમને કાનમાં કહ્યું: "હવે પેલાં જોવાં ને? વાત સાંભળવી હોય તો મારી પાછળ જરાય અવાજ ન થાય તે રીતે ચાલ્યા આવો."

રાતો પીળો થતો વીરમદેવ પાંદડું પણ હાલે નહિ તેની કાળજી રાખી ઝાડોને ઓથે લપાતો વિજયની પાછળ ચાલ્યો. ઝાડોને ઓથે અર્ધ ચક્રાવો લઇ, સુકેશી તથા ભુવનપાળનો વાર્તાલાપ સંભળાય તેટલે દૂર એક ઘટાવાળા ઝાડની ઓથે સંતાઇને બંને ઉભા રહ્યા. વીરમની છાતી આ દૃશ્ય જોતાં જ ફાટવા લાગી હતી. સિંહની પેઠે તરાપ મારી ભુવનપાળની ડોક મરડી નાંખવા તે ઉત્સુક બન્યો, પણ તરવારના કસમ તેને યાદ આવ્યા એટલે શાંત બની ઉભો રહ્યો.

"સરદાર, જાબાલીપુરનું કટક અને અણહીલપુરની થોડી સેના આપણી ઉપર ચઢી આવવાની વાત ખરી છે?" સુકેશી ભુવનપાળને પૂછવા લાગી.

"હા, તમને શી ખબર તેની?" ભુવનપાળે પૂછ્યું.

"વાહ! અમે તે કંઈ બહારવટે આવ્યાં છીએ કે મહેમાન ગતે? ખબર ન કેમ પડે? પણ એ સેના આવશે તો શું થશે?"

"તમે શા માટે ચિંતા કરો છો? હું ને મારા માણસો તેમને આ ડુંગરોમાં ધૂળ ચાટતા કરી મૂકીશું. અમે કાંઇ વીરમદેવ પેઠે બીજાનાં બાવડાંપર આધાર રાખનારા નથી." મૂછને વળ દેતો સરદાર બોલ્યો. તેની દૃષ્ટિ સુકેશીના સૌંદર્યથી છલકાતા સરોવર જેવા દેહ પર તૃષાતુર બની રહી હતી.

"કેવું બોલો છો, તમેય સરદાર? વીરમદેવ મહારાજ તો સાચા કેસરી છે."

"હશે, તે પણ તમને વખત આવ્યે બતાવીશ. પણ તમે મેં પૂછેલા પ્રશ્નનો જવાબ ન આપતાં આડી વાત કાઢી." ભુવનપાળે કહ્યું.

છુપાયેલો વીરમદેવ આ સાંભળતો હતો. તે સુકેશીને મનથી જ પ્રશંસી રહ્યો. ડગી ઉઠેલી એ નારી હજી પતિત થઇ ન હતી તેની એને ખાત્રી થઇ.

"તમારા જેવા શૂરા પૂરા મને ગમે છે, ત્યારે તો હું આવી એકાંત વિનોદની તક મેળવું છું, પણ મારો પ્રાણ અને દેહ વીરમદેવને ચરણે એક વાર અર્પણ થઇ ચૂકયો છે. તે ઉચ્છિષ્ટ દેહ તમને ન ધરાય, સરદાર."

"મને તેની પરવા નથી. વણસુંધ્યા પુષ્પ જેવું લાગતું આ સૌંદર્ય તે ઉચ્છિષ્ટ હોય સુંદરી?"

સુકેશી નીચું જોઇ રહી. ભુવનપાળ ફરી બોલ્યોઃ "સુંદરી, હવે વીરમદેવને ભૂલી જાઓ. એના અંગપરનાં લુગડાંય હવે એનાં સગાં નથી."

"એવું ન બોલો, સરદાર, હું તો વીરમદેવની જ રહીશ, તમે મને ચાહો છો તે મારૂં સદ્દભાગ્ય. હું તમારી સાથે હરવા ફરવામાં ગર્વ અને આનંદ લઉં છું. પણ...પણ..." સુકેશી આગળ ન બોલી શકી.

"પણ વીરમથી ડરો છો એમને? એમ ડરવાની જરૂર નથી, સુંદરી. ભુવનપાળના હાથ લાંબા છે." એમ કહી સરદારે પોતાના હાથ પહોળા કર્યાં. તે સુકેશી તરફ ધસ્યો.

"એમ ન કરો, સરદાર." ઓશિયાળા જેવી સુકેશીએ આડો હાથ ધર્યો.

વ્યાકુળ બનેલા સરદારે સુકેશીનું સુંદર મુખ પકડી ચુંબન લીધું. સુકેશીના ઓઠ ચુંબનના ઉચ્છવાસથી ગુંગળાઇ ગયા. "સુંદરી, તું મારી જ છે. હવે વીરમની નથી તેનું આ નિશાન." ભુવનપાળે ફરી ચુંબન લીધું.

ઘટામાં છુપાયેલો વીરમ આ સહન કરી શકે તેમ ન હતું. તેણે ખભેથી ધનુષ્ય ઉતારી તીર ચઢાવવા માંડયું, પણ વિજયે તેને પગે પડી વિનવીને તીર પાછું ભાથામાં મૂકાવ્યું. "જરા સબૂર રાખો, મહારાજ." વિજયે વિનતિ કરી.

"સરદાર, સુકેશીનો મોહક દેહ તમે ભલે કબજે કરશો; પણ સુકેશીનું મન નહિ જીતી શકો." ઓશિયાળા જેવી સુકેશી બોલી. અને તે ચાલી જવા માટે ઉભી થવા લાગી.

"દેહમાં જ મન વસે છે, સુંદરી. દેહ જ સૌંદર્યનું અમૃત ધામ છે." કહેતા ભુવનપાળે સુકેશીને બાથમાં લીધી. સુકેશી ઝીણી ચીસ પાડી ઉઠી.

"સબૂર, નરાધમ!" બોલતો વીરમદેવ ઝાડીમાંથી સિંહની પેઠે ભુવનપાળ પર કુદ્યો.

---

## પ્રકરણ ૧૯ મું

## સુકેશીને શાપ

તીર વેગે આવતા ક્રુદ્ધ વીરમદેવને જોતાં જ ભુવનપાળ ચેત્યો. તેની પાછળ આવતા વિજયને પણ તેણે જોયો. પળમાં જ તેની મોહ-વિવશતા ઉડી ગઈ. બાથમાં પકડેલી સુકેશીને પડતી મૂકી તે છલંગ મારી દૂર હઠયો. સુકેશી ફસડાઈને ભોંય ગબડી પડી.

"ચાલ, નરાધમ હથિયાર ઉઠાવ." રોષાકુળ વીરમ ગર્જી ઉઠયો. તેણે પોતાની તલવાર ખેંચી કાઢી.

"મહારાજ, જરા શાંત થાઓ. સરદાર, તમે રોષાકુળ ન થશો. મહારાજાની સમજફેર થતી લાગે છે." વિજયે પ્રસંગને સમાલી લેવાની ઇચ્છાથી વાત બદલવા પ્રયાસ કર્યો, પણ વાત વણસી ચૂકી હતી. તે વીરમદેવને આ દૃશ્ય જોવા સાથે લઈ આવ્યો એ જ તેની ગંભીર ભૂલ હતી. એ ભૂલ બદલ તે મનમાં જ પસ્તાવા લાગ્યો.

"વિજય, ચૂપ થા. આજે કાં હું નહિ, કાં ભુવનપાળ નહિ." વીરમ સળગતી આંખે બોલ્યો.

ભુવનપાળ શાંતિથી, પણ પોતાના પર કુદી પડવા આતુર વીરમના દાવને ચૂકાવવાની તૈયારીથી ઉભો રહ્યો. તે વીરમદેવને પડકારવા તૈયાર બન્યો હતો, પણ વિજયના વચ્ચે બોલાયેલા શબ્દોએ તેને જરા વિચારમાં નાંખી દીધો.

ફસડાઈ પડેલી સુકેશી વીરમને જોતાં જ ચમકી ઉઠી. પોતાના રહ્યા સહ્યા સૌભાગ્યનો અંત આવ્યો હોય એમ તેને લાગ્યું. દેવપટ્ટણના આચાર્યનો શાપ તેના કાનમાં ગૂંજી ઉઠયો. ભૂતકાળ જાણે તેની દૃષ્ટિ સમક્ષ ચલચિત્રની પેઠે એક બે ક્ષણોમાં જ પસાર થઈ ગયો. સુકેશીનો એ ભૂતકાળ તેને રહેંસી નાંખવા લાગ્યો. શૈશવથી માંડીને ગઈ કાલ સુધીનું જીવન જીવંત બની તેની આંતર આંખ આગળ ખડું થઈ ગયું.

સોમનાથ પટ્ટણની પ્રખ્યાત ગણિકા સુમુખીને ત્યાં પોતે ઉછરતી હતી. સુમુખીને તે 'બા' કહીને બોલાવતી અને તેનાં અનેક લાડકોડને તે પાત્ર બની હતી. સુમુખીએ આ ફુટડી છોકરીને પોતાનાથી સવાઈ બનાવવા નિશ્ચય કર્યો હતો, ચોસઠ કળા અને ચૌદ વિદ્યામાં તેને નિપુણ બનાવવા સુમુખીએ શિક્ષણ અને તાલીમની વ્યવસ્થા કરી હતી. વિદ્વાન્ શાસ્ત્રીઓ, કવિઓ, ગવૈયાઓ, બજવૈયાઓ, નર્તકીઓ તથા બીજા ગુણીજનો સુકેશીમાં અદૃષ્ટ રહેલાં કલા અને રસિકતાને પ્રગટ કરવા અને ઘાટ આપવા મન મૂકીને મથી રહ્યાં હતાં. સુમુખીની પોતાની તાલીમ પણ ઓછી મળતી ન હતી. થોડા જ વર્ષોમાં સુકેશીનો સૌંદર્યપૂર્ણ દેહ યૌવનસુલભ તરવરાટ તથા મોહકતાની સાથે ઉચ્ચ પ્રકારનું કલા-નૈપુણ્ય દાખવી રહ્યો. સુકેશીનું હલનચલન, વાતચીત, વેશભૂષા અને ચતુરાઇ સર્વની પ્રશંસા પ્રાપ્ત કરી રહ્યાં. જોતજોતામાં દેવપટ્ટણમાં તેની ખ્યાતિ થઇ ગઇ. વૃદ્ધ સુમુખીના જુના ઘરાકો તેની હવેલીએ ફરી આવવા લાગ્યા, પણ શુદ્ધ સોનાની ટેટી જેવી પોતાની યુવાન કન્યાને સુકેશીએ ગ્રાહકો માટે અસ્પૃશ્ય જ રાખી. પરિણામે સુકેશીનું મૂલ્ય અને પ્રશંસા અનેકગણાં વધી ગયાં.

સુમુખીનો વિચાર સુકેશીને કોઇ સમર્થ અને સમૃદ્ધ ગુણીજનને અર્પણ કરી, ભારે મૂલ્ય મેળવવાનો હતો. યૌવન પુષ્પોના મઘમઘતા પરાગથી મસ્ત બનેલી સુકેશી પણ પોતાના ફાટફાટ થતા યૌવન અને રૂપને કોઇ એકજ રસિક ભ્રમરને પદે અર્પવા ઇચ્છતી હતી. ગણિકા-અવાસમાં ઉછરેલી હોવા છતાં, તેની વૃત્તિ ગૃહસ્થ કન્યા જેવી હતી. પોતાના રૂપ, વિદ્યા અને ચતુરાઇને યોગ્ય કોઇ સમર્થ યુવકની પ્રિય ગૃહિણી થવાના તેના કોડ હતા. દૂરદૂરના અણહીલવાડના તથા જૂના-ગઢના રાજપુરૂષો તેના સૌંદર્યના ઉપભોગ માટે તલસી રહ્યા હતા. પણ સુમુખીને સંતોષે તેટલું મૂલ્ય મળે નહિ ત્યાં સુધી તે આ મોંઘી રૂપ-સુંદરીને પારકી બનાવી દે તેમ ન હતું.

વર્ષોથી વિસારે પડેલી સુમુખીનું પાછું માન વધી ગયું હતું. સુકેશી જેવું રત્ન જલદી વટાવી તે માન ગૂમાવી દેવાની પણ સુમુખીને

ઉતાવળ ન હતી. દિનપ્રતિદિન રત્નનું તેજ તો વૃદ્ધિ જ પામતું હતું. તેમાં તેને લાભ જ હતો, પરંતુ એક દિવસ વાતવાતમાં સુકેશીને તેણે તેની બાલ્યાવસ્થાની વાત કહી. સુકેશી કોઇ પરદેશી વૈશ્યની બાળકી હતી અને તે દેવપટ્ટણમાં તેનાં માબાપથી વિખૂટી પડી જવાથી પોતાને હાથે ચઢી હતી. આ વાત જાણ્યા પછી સુમુખી પ્રત્યે સુકેશીને કંઇક ન સમજાય તેવો અભાવ પ્રગટ્યો. પોતે વેશ્યાપુત્રી ન હતી તે ભાનથી તેનું મસ્તક ઉન્નત રહેવા લાગ્યું. પોતે કોઇક પ્રતિષ્ઠિત શ્રીમંત કે સત્તાધીશની હૃદયરાણી બનવા બધી રીતે લાયક હતી, એમ તેના મનમાં ખાત્રી થઇ.

પણ જગત્ તો તેને સ્વરૂપવતી વેશ્યાપુત્રી જ ગણતું હતું. એટલે જે જે રૂપઘેલા માણસો તેની પાછળ ફરતા હતા, તે તેને પત્ની બનાવવા માટે નહિ, પણ ઉપપત્ની બનાવવા માટે જ ફરતા હતા. આ વાતની સુકેશીને જાણ થતાં તે સળગી ઉઠી. "ઉપપત્ની બનવા કરતાં હું મૃત્યુને પસંદ કરીશ." તે મન સાથે બબડી ઉઠી, પણ એક બે સૌંદર્યઘેલા યુવાનોનો દાણો દાબી જોતાં તે હતાશ બની. તેઓએ તેને પત્ની બનાવવા અશક્ત હોવાનું જણાવ્યું. તેઓ ધારે તો પણ તેને પત્ની બનાવી શકે નહિ, સમાજ તે થવા દે નહિ, એમ પણ તેઓએ જણાવ્યું. ઉચ્ચ વર્ણના હિંદુઓમાં કોઇ પણ પોતાને પત્ની તરીકે સ્વીકારશે નહિ તેવી સુકેશીને થોડા જ વખતમાં જાણ થઇ ગઇ. પણ આથી તો એનો આત્મા પ્રકોપ કરી રહ્યો. સમાજના એ આઘાતનો તેના હૃદયમાં પ્રત્યાઘાત પડ્યો. તે દાંત પીસી બોલીઃ "હું ભૂખે મરીશ તોય કોઇની રખાત તો નહિ જ બનું."

સુમુખી પોતાને કોઇ મોટા શ્રીમંતની રખાત તરીકે ગોઠવી દેવા મથી રહી હતી, એ વાત જાણતાં સુકેશી ચેતી ગઇ. તેણે સુમુખી પાસેથી નાસવામાં જ સલામતી જોઇ, પણ નાસવું સહેલું ન હતું. નાસીને જવું પણ ક્યાં? પકડાતાં પણ કેટલી વાર? પણ મૂંઝવણમાંથી તેને એક વિચાર સૂઝ્યો. "પોતાને પત્ની બનાવે એવું દુનિયામાં કોઇ નહિ હોય?" આ પ્રશ્ને તેને વિચાર કરતી બનાવી.

'देहं पातयामि वा अर्थं साधयामि।' સુકેશીએ દૃઢ નિશ્ચય કરી લીધો. હવેલીની પાછલી બારીએથી રોજ દિવસમાં બે વાર રસ્તેથી જતો આવતો એક ફુટડો નવજુવાન તેની નજરે પડતો હતો. થોડા થોડા ઘાટે ઘડેલું એનું શરીર અને બદનની તાજગીભરી લાલી એને કામદેવ જેવો મોહક બનાવી રહ્યાં હતાં. એની આછી ફૂટેલી મૂછ અને તેની નીચે આવેલા ઘાટીલા મોહક ઓષ્ઠ સુકેશીને તેના તરફ આકર્ષી રહ્યા હતા. તે જુવાન વારંવાર સુકેશી તરફ તાકીને તૃષાતુર નયનોને શાંત કરવા મથતો. જાણે એ રસ્તે થઈને સુકેશીને જોવાની પડતી મૂકી આગળ જવું તેને ગમતું ન હોય તેમ તેના પગ કહી આપતા. એની દ્રષ્ટિ જાણે સુકેશી પાસે પ્રેમની ભિક્ષા માગી રહેતી. સુકેશીને એ યુવાનની રઢ લાગી ગઈ હતી.

પણ એ તો યવન હતો. તેથી શું થયું? યવન જો તેને પોતાની પત્ની બનાવવા કબૂલ થાય, તો તેનું યવનપણું સુકેશીને મન વસે તેમ ન હતું. હિંદુઓ તો તેને ચાકરડી બનાવવા માગતા હતા. જ્યારે આ યુવાનની મુખાકૃતિ જ સુકેશીને કહી આપતી હતી કે, તે એને એની પત્ની બનાવી દેશે. બંનેના હૃદયના ભાવ આંખોમાં આવી પ્રગટ થવા લાગ્યા. એથી આગળ વધતાં વાર્તાલાપની પણ શરૂઆત થઈ. સુમુખીની ચોકી છતાં, મિલન માટે સ્થળ અને સમય મળી ગયાં અને સુકેશી મનથી તે યવન જુવાનની પત્ની બની ગઈ.

એ ફુટડો જુવાન મલેક ઇબ્રાહીમ દેવપટ્ટણમાં થોડાં વર્ષોથી આવેલા, એક શ્રીમંત વેપારીનો પુત્ર હતો. ધનની તેને ત્યાં છોળો ઉડતી. માતાપિતાનો તેના પર સ્નેહ હતો અને વ્યાપારમાં તે પોતે પણ દિનપ્રતિદિન નિપુણ બની રહ્યો હતો. દેવપટ્ટણના રાજ્યાધિકારીઓ આગળ પણ તેની સારી શાખ હતી. તેણે રતિનું માન મૂકાવે એવી સુકેશીને પોતાની બનાવવા હામ ભીડી.

પણ નસીબ બે ડગલાં આગળ ને આગળ જ હોય. સુકેશીના નસીબે રાત્રે મલેક સાથે નાસતાં તે પ્રાંગક (નગરપાળ)ના હાથે પકડાઈ

ગઈ. સુમુખીને આ વાતની જાણ થતાં જ તે સળગી ઉઠી. પોતે હજારો દ્રમ્મ ખરચી જેને ઉછેરી હતી, જેને માટે તે ભિખારી બની હતી, તે નાલાયક છોકરીને આમ બેવફા બનેલી જોઈ, તેના ઉશ્કેરાટનો પાર રહ્યો નહિ. "રાંડને આખું જીવન સડયા કરે એવી શિક્ષા કરૂં ત્યારે જ હું ખરી." ગણિકાએ મનમાં નિશ્ચય કર્યો.

સુકેશીની મોટી મોટી કિંમતથી માગણીઓ આવેલી તે જતી કરી, એક ગૃહસ્થ પાસેથી થોડી ઘણી રકમ લઈ, તેણે સુકેશી સોમનાથને અર્પણ કરી દીધી. મહાદેવ આગળ નૃત્ય, ગાયન કરવું અને ત્યાં વાસ કરી, સૌના વિકારી દૃષ્ટિપાતો ઝીલતાં ઝીલતાં બળ્યા કરવું, એ ત્યાંનું કર્તવ્ય હતું. સુકેશીનું હૃદય રડી ઉઠયું. પણ તેને માટે બીજો ઇલાજ ન હતો. મહાદેવના સ્થાનમાંથી નાસવાનું પણ શક્ય ન હતું. તે હવે ભગવાન્ સોમનાથની જ મીલકત બની હતી.

પણ સુકેશીનું સ્વરૂપ અહીં ઢાંકયું રહે તેમ ન હતું. દેશદેશાવરમાંથી આવેલા લોકો તેના નૃત્યથી મોહિત થવા લાગ્યા. ભગવાન્ સોમનાથના દર્શનથી ય વધુ રસ આ નટીના દર્શનમાં લોકો દેખવા લાગ્યા. સોમનાથના આચાર્યના શિષ્યો પણ આ નવી નર્તકીના મોહક નૃત્યથી ભાન ભૂલી જતા હતા. સોમનાથના મંદિરની અંદરની શાંત સૃષ્ટિ આ નર્તકીના આગમની સાથે ચંચળ બની ને ઉંચી નીચી થવા લાગી. જાણે આવાસના જડ પથ્થરોય આ નર્તકીને આંખ ઢાળી જોઈ રહ્યા હોય એમ આચાર્યના શિષ્યોને લાગવા માંડયું. સુકેશી સૌની ચર્ચાનો વિષય થઈ પડી.

આચાર્યનો એક માનીતો શિષ્ય આ નટી તરફ પક્ષપાતની નજરે જોવા લાગ્યો. શરુઆતમાં તે કહેતો: "આ તો સાચેસાચ જોગમાયા છે. એનું નૃત્ય અને ગાન ભગવાનની સમાધિને પણ ડોલાવી દે તેવું સુંદર છે."

આ પ્રશંસા કરનાર શિષ્ય સુકેશીની પાછળ ભમવા લાગ્યો. સુકેશી પણ પોતાના હૈયાના ઉછળતા કોડને ઘુંદાતા સહન કરી શકતી

ન હતી. તેના પર સુમુખીએ કરેલા અત્યાચારથી બળી રહેલી સુકેશીએ સોમનાથના મંદિરને વિકારોથી સળગાવી મૂકવા વિચાર કર્યો. તેનું રૂપ તેને આ બાબતમાં સારી સહાય કરે તેમ હતું. તેણે વારંવાર પોતાની પાછળ ભમતા પેલા શિષ્યને કટાક્ષો અને મિષ્ટ ભાષણથી વશ કરી લીધો. વારંવાર તે એકાંતમાં પેલા શિષ્યને પટાવતી, પણ તેને પોતાનાથી દૂર ને દૂર જ રાખતી.

પણ એમ લાંબો વખત ચાલ્યું નહિ. સુકેશી પણ જરા પીગળી. શિષ્યે અને તેણે નાસીને દેશાંતરમાં જઈ પતિપત્ની તરીકે રહેવા નિશ્ચય કરી દીધો. ભાગવાની ગોઠવણ શિષ્યે કરી લીધી.

મધરાતે ભાગી નીકળતાં, કમભાગ્યે દાઢીવાળા આચાર્ય જ તેમને દરવાજા બહાર અથડાયા. આચાર્ય રોષથી કંપી ઉઠયા. શિષ્યે પગે પડી માફી માગી લીધી, પણ સુકેશી તો અડગ જ ઉભી રહી. આચાર્ય તેની વૃત્તિ પરખી જઇ બોલ્યાઃ "કેમ દુષ્ટા, ભગવાનને અર્પણ કરેલો દેહ પામર માનવીને માટે ભ્રષ્ટ કરવો છે?"

"હા, મને જો મંદિરમાં રાખવી હોય તો રાખો. હું એ જ કરવાની. મારે ભગવાનને નથી પરણવું. હું તો તમારા કોઈ શિષ્યને જ મારો પતિ બનાવીશ."

"જા કુલટા, હજારો વર્ષે તું જ એક ભગવાનના મંદિરને પતિત કરનારી નીવડી. તને જવા દઉં છું, પણ યાદ રાખજે, તને પતિ મળશે, તો પણ તે તારે જ પાપે પાયમાલ થશે. તું વનવગડે રઝળીને મરીશ. જા દૂર થા ભગવાનના ધામમાંથી."

---

## પ્રકરણ ૨૦ મું

### ઉદય અને અસ્ત

મધરાતે અંધારઘેર્યા રસ્તા પર સુકેશી દોડવા લાગી. તે ક્યાં જતી હતી તેનું એને ભાન ન હતું. માત્ર સોમનાથના કારાગૃહ જેવા મંદિરથી તે દૂર ને દૂર નાસી રહી હતી. આચાર્યે તેને જતી કરી હતી, પણ તે મંદિરની રૂઢિ વિરૂદ્ધ હતું. એટલે પાછળ કદાચ માણુસો પકડવા દોડે તેની એને બીક હતી. સવાર સુધી દિશાના ભાન વગર સુકેશી દોડયેજ ગઇ. પછી તે ઠેર ઠેર રખડી, પાસે વાટ ખરચી જોગું લીધું હતું તેમાંથી પોતાનું ગુજરાન કરવા લાગી. તે પોતાના અદીઠ પતિને શોધતી હતી, પણ એમ પતિ કયાંથી જડે?

ચતુર સુકેશીએ છેવટે પોતાની કળાને બળે માનભેર ગુજરાન ચલાવવા નિશ્ચય કર્યો. પોતાની પાસેની રહી સહી મૂડી વડે તેણે સાજ તથા માણુસો રાખ્યા અને નૃત્યના મોહક અભિનય તથા રૂપ છટા વડે, ભલભલાને ડોલાવી સુવર્ણ મહોરોના ઢગ પોતાને ચરણે કરાવતી ગામે ગામ ફરવા લાગી. સમૃદ્ધિ વધતાં સુકેશીનો પતિ માટેનો આદર્શ ઉચ્ચ બનવા લાગ્યો. તેની મહત્વાકાંક્ષા વધવા લાગી. દેશાટનથી તેનું જ્ઞાન તથા માહિતી વધવા લાગ્યાં. રાજાઓ અને રાજપુરુષો તેને લોભાવવા લાગ્યા. આ સંજોગોમાં તેના મનમાં રાજરાણી થવાની અભિલાષા જાગી ઉઠી. તે અભિલાષાને માટે તે અનેકાનેક યોજનાઓ ઘડતી પ્રવાસ કરવા લાગી.

એવામાં તેણે વીરમદેવને જોયો, તે તેને ગમ્યો અને પોતાની મહત્વાકાંક્ષાઓને પણ ત્યાં ફળિત કરવા તક મળશે, એમ તેને લાગ્યું. આથી તે મન અને દેહથી એકનિષ્ઠપણે વીરમને વરી. વીરમે તેને પોતાનાથી શકય તેટલે દરજ્જે પત્ની બનાવી હતી. અને તેને માટે ગુજરાતના રાજસિંહાસનને પણ લાત મારી હતી. વીરમદેવે પોતાની ખાતર શું શું વેઠયું હતું, પોતાના જેવી અનાથને કેવી ઉદારતાથી સનાથ કરી હતી તે ખ્યાલથી સુકેશીનું અંતર રડી ઉઠયું. તેને સોમ-

નાથના આચાર્યનો શાપ યાદ આવ્યો. જાણે આજે જ તે શાપ સાચો પડવાની પળ આવી લાગી હોય એમ તેને લાગ્યું. આ બધો ખ્યાલ અને ભૂતકાળની સ્મૃતિ સુકેશીના મનમાં એટલી તો ઝડપથી રમી રહી કે, વિજયના બોલવાથી વિચારમાં પડેલો ભુવનપાળ કાંઇ પણ નિર્ણય કરી શકે, તે આગમચ તો સુકેશી વિચારના સાગરમાં ડૂબકી મારી નિર્ણયરૂપી મોતી સાથે ઉપર આવી ગઈ હતી.

"મહારાજ! મહારાજ! મારૂં સાંભળો. તરવાર મ્યાન કરો." સુકેશી બોખરા સાદે બોલી. એનો કંઠ ગદ્ગદિત બની ગયો હતો.

"ચૂપ રહે, સુકેશી. વિજય, તને હું આજ્ઞા કરૂં છું કે, તારે આ યુદ્ધમાં વચ્ચે પડવું નહિ. હું એકલો ને ભુવનપાળ પણ એકલો જ છે. અમારા દ્વન્દ્વમાં વચ્ચે ન પડશો. ચાલ ખૂટલ." કહી વીરમદેવે હવામાં તરવાર વીંઝી.

ભુવનપાળ ચેત્યો. તેણે તરવાર ખેંચી ખભે ભેરવેલી ઢાલ હાથમાં લીધી. વીરમનો પ્રથમ ધા ચુકવી તે ઢાલથી રક્ષણ કરતો દાવ શોધતો ઘૂમવા લાગ્યો. બંને યોદ્ધાઓની ઢાલ તથા તલવારોના ખડખડાટથી જંગલ ગાજી ઉઠ્યું. બંને વીર હતા, પ્રચંડ હતા, કુશળ લડવૈયા હતા, કોઇ કોઇને જલદી થાપ આપી શકે તેમ ન હતું. સુકેશી અને વિજય ચિત્રવત્ બની જોઇ રહ્યાં હતાં. ભુવનપાળ દગાબાજી ન ખેલી જાય તેની જ વિજયને ચિંતા હતી.

સુકેશીને થયું કે, આજે જરૂર દેવપટ્ટણના આચાર્યનો મધરાતે ઉચ્ચારેલો કારમો શાપ સાચો પડશે. તે સ્થિર ન રહી શકી. પોતાના શરીરને સ્પર્શતી વખતે જ તેણે ભુવનપાળના પેટમાં પોતાની કટાર ખોસી ન દીધી એ ભૂલ તેને સમજાઇ. વીરમદેવ જેવા અણમોલ રત્નને-પોતાના પ્રાણાધિક પ્રિયતમને તેણે જ આ જોખમમાં મૂકયો હતો. તેણે શા માટે ભુવનપાળને પોતાના શરીર સાથે છૂટ લેવા દીધી એ ભૂલ, એ પ્રાયશ્ચિત્ત માટેનો વખત વીતી જવાની ભીતિ તેના અંતરમાં પ્રગટી, એકાએક તેણે નિશ્ચય કરી લીધો ને તે કટાર ખેંચી

યોદ્ધાઓના અઆઘાતમાં ધસી ગઇ. શું થયું તે કોઇ જુએ તે પહેલાં તો તરવારથી કોમળ વેલ કપાઇને ભોંય પડે તે રીતે ભુવનપાળની તરવારથી કપાઇને સુકેશી ઢળી પડી.

વીરમદેવે આ જોયું પણ તે ન જોયા બરાબર થયું. તે યોદ્ધો અત્યારે રૌદ્રરસના આવેગમાં ભાન ભૂલ્યો હતો. વિજયે પળવાર વચ્ચે કૂદી પડવા વિચાર કર્યો પણ વીરમની આજ્ઞા સંભાળી તે શાંત રહ્યો. તેણે ઘાયલ સુકેશીના દેહને ઉપાડી લીધો. તે બેભાન બની ગઇ હતી. વિજય તે વખતે સુકેશીની શુશ્રૂષા કરી શકે તેમ ન હતું. તે દ્વન્દ્વ ખેલી રહેલા યોદ્ધાઓ પર આંખ રાખી રહ્યો હતો. તેને વીરમની બહુ ચિંતા હતી. ભુવનપાળના માણસો પણ ગમે તે પળે આવી પહોંચવાની બીતિ હતી.

ભુવનપાળ એક બે વખતે જરા ઘવાયો. વીરમના જેટલી દક્ષતા તેની ન હતી. તે વાત લક્ષ્યમાં આવતાં વિજય જરા ઉત્સાહિત બન્યો. પણ તે જ પળે તેની આંખ ફાડી નાંખે તેવો બનાવ એકાએક બની ગયો. કુશળતાથી ઘૂમતો વીરમદેવ હવે જોતજોતામાં શત્રુને કાપી નાંખશે એમ વિજયને ભુવનપાળની અપટુતા પરથી જણાવા લાગ્યું. પણ તે જ પળે સામેની ઝાડીમાંથી એક તીર સણસણાટ કરતું આવ્યું. અને તેણે વીરમદેવની છાતી વીંધી નાંખી, શત્રુ પર કુદી પડવા ઉછળેલો વીરમદેવ લથડ્યો ને તેની તરવાર છુટી ગઇ. તે જ પળે ભુવનપાળની તરવારે તેને જનોઇ વઢ કાપી નાંખ્યો.

"દગો! દગો" કરતો વિજય તરવાર ખેંચી ઉછળ્યો. તેણે ભુવનપાળ પર કૂદી વીરમનું વેર લેવા નિશ્ચય કર્યો, પણ તે જ પળે એક સૈનિક દોડતો આવી બંનેની વચ્ચે ઉભો રહી બોલ્યો: "સબૂર! સબૂર, સરદાર! દુશ્મનો ચઢી આવ્યા છે. આ ઘર મેળે શું વિનાશ વહોરી બેઠા છો?"

આવનાર ભુવનપાળનો મદદનીશ હતો. તે આ કાંડ જાણતો જ ન હતો. તેણે વિજયને તથા ભુવનપાળને લઢતા રોકયા. તેને ગુસ્સાથી

નિરખતો ભુવનપાળ બોલ્યો: "તું દૂરથા હમણાં. આ વિજયને પણ એના ઠાકોરની સાથે પરલોક પહોંચાડી દઉં, પછી તારી વાત સાંભળું."

"સરદાર, જાબાલીપુર અને પટ્ટણનું સંયુક્ત દળ આવ્યું છે ને સામેની તળેટીમાં લડાઇ જામી છે. આપ જલ્દી ત્યાં ચાલો, નહિ તો આપણા માણસો પાછા ભાગશે તો અહીં ઘેરાઇ જશું." સૈનિકે પરિ-સ્થિતિનો ખ્યાલ ટુંકામાં આપ્યો.

"મારા વિના દુશ્મનો નહિ જ હઠે ?" આત્મશ્લાઘા પૂર્વક ભુવ-નપાળે પૂછ્યું.

"ના, ના સરદાર, આ ઝઘડો અત્યારે દાટી દો. પ્રથમ ત્યાં ચાલો, નહિ તો સરદાર વગર આપણાં માણસો પાછાં હઠશે. ચાલો, વિલંબ ન કરશો."

"હા, ચાલો ! વિજય, તને તારા મહારાજ પાસે મોકલવા હું તુરત આવી પહોંચું છું. અધીરો ન થતો." એમ કહી સુકેશીના ઢળેલા દેહ તરફ નજર નાંખતો ભુવનપાળ જવા લાગ્યો. સુકેશીની શુશ્રૂષા માટે વિજયને કંઇક કહેવા તેને ઇચ્છા થઇ પણ તે ચૂપ રહ્યો.

તેણે પેલા સૈનિકને કહ્યું: "સુકેશીની સારવાર માટે એક બે માણસો મોકલાવી દો."

"હા, ત્યાંથી જ મોકલાવીશું." જેનું તમામ ધ્યાન યુદ્ધમાં જ રોવાયેલું હતું તે સૈનિકે વિચારમગ્ન ચિત્તે જ જવાબ વાળ્યો. તેને એ વાત ધ્યાન આપવા જેવી ન લાગી.

"પણ, મહારાજ, આપે કવચ તોપ ધારણ કર્યાં હોત તો સારૂં. મામલો ગંભીર છે." સૈનિકે ભુવનપાળને સૂચના કરી.

"હવે સમય નથી. ચાલ, કવચ વગર યુદ્ધમાં ન ચઢે એવો ભુવ-નપાળ કાયર નથી." ગર્વથી ભુવનપાળ બોલ્યો. વીરમને દગાથી માર્યાની વાત ભૂલીને તે તે બદલ મનમાં ગર્વ લઇ રહ્યો હતો. સુકેશી–ઘવાયેલી સુકેશી જીવશે તો તે પોતાની જ બનશે એ વાતે પણ તેને પ્રમત્ત બનાવી મૂક્યો હતો. કવચ ટોપ વગર જ તે યુદ્ધસ્થાને જઇ પોતાના માણસોને શૂર ચઢાવતો મોખરે થયો.

વિજય પળવાર આવેશમાં આવી ગયો હતો, પણ પછી શાંત થયો. ચારે બાજુ ભુવનપાળના માણસોથી ઘેરાયેલી તળેટીમાં તેનું શૌર્ય નકામું જાત ને મરતા મહારાજા તથા સુકેશીના શબનું દુશ્મનો અપમાન કરત એમ તેને લાગ્યું. આથી તે ભુવનપાળના મદદનીશને જોતાં જ શાંત થયો. યુદ્ધસ્થાન તરફ રવાના થતા ભુવનપાળનાં કટાક્ષ વચનો પણ તેથી જ તે મૂંગો મૂંગો સાંભળી રહ્યો હતો.

ભુવનપાળ ગયો એટલે ઢગલો થઈ પડેલા વીરમદેવના દેહ પાસે વિજય બેઠો. પેલું તીર સાંધનાર ભુવનપાળનો ગુપ્ત રહેલો માણસ પણ લડાઈમાં ચાલ્યો ગયો હશે, એમ તેણે માન્યું અને ન ગયો હોય તો પણ તેને પકડવાની તેની ઇચ્છા ન હતી. વીરમદેવનો દેહ નિશ્ચેષ્ટ બની ગયો હતો. વિજયની આંખમાંથી આંસુ પડયાં. તે જેમતેમ ઉપરણાથી આંસુ લ્હોતો ઉઠયો અને તેણે સુકેશીની નાડ તપાસી. તે બેભાન હતી, પણ તેનામાં જીવ હતો એમ વિજયને જણાયું.

વિજયે પાસેના તળાવમાં કપડું ભીંજવી લાવીને બેભાન સુકેશીના મુખમાં તથા આંખ પર જળસિંચન કર્યું ને પછી તેને પવન નાંખવા લાગ્યો. થોડી વારે સુકેશીની આંખ ઉઘડી. વિજયે ફરી મુખમાં જળસિંચન કર્યું. સુકેશીએ ક્ષીણ અવાજે કહ્યું: "તમે, વિજયસિંહ અહીં છો ?"

"હા, બા." વિજયે પવન નાંખતાં કહ્યું.

"વિજયસિંહ, મહારાજ કયાં છે ? એમને મારી પાસે બોલાવો. મારા મહારાજને મૂકી મારો જીવ નહિ જાય."

"બા, મહારાજા તો શત્રુના દગાનો ભોગ બની પરલોકમાં જઈ બેઠા છે."

"હેં મારા મહારાજ, મારા નાથ ગયા ? વિજયસિંહ સાચું કહે."

"સાચું કહું છું બા, આ સામે જ એમનો દેહ પડયો છે, પણ એ તો ગયા." વિજયની આંખમાંથી આંસુ ઝરતાં હતાં.

"કયાં છે મારા પ્રભુ ?" કહેતી સુકેશી લોહી નીતરતા શરીરે બેઠી થઈ ગઈ. પણ બેઠી થતાં જ લોહીનો ધોધ છાતીમાંથી વહેવા લાગ્યો ને તે ભોંય પટકાઈ ફરી બેશુદ્ધ બની ગઈ.

વિજયે ફરી ફરી જળસિંચન કર્યું, અને બૂમો પાડીઃ "બા, બા," પણ તે ન બોલી. "બા, બા," વિજયસિંહના ગદ્‌ગદ કંઠનો અવાજ નિર્જન વનમાં પડઘો પાડી ઉઠયો. તેના મહારાજાની માનીતી સુકેશી–તેની સુકેશી બા મહારાજાને પહોંચી વળવા માટે, વધારે છેટું પડે તે પહેલાં વિદાય થઇ ગઇ હતી.

વિજયની આંખમાંથી શ્રાવણ ભાદરવો વરસી રહ્યો. કયાંય સુધી તે બંને મૃતદેહોની સમીપ નાના બાળકની પેઠે રડતો બેસી રહ્યો. દૂર દૂર તળેટીમાંથી યુદ્ધના પોકાર અને જયગર્જનાઓ સંભળાઇ રહી હતી. વનનાં ઝાડવાં માથાં નીચાં ઢાળી રડતા વિજય તરફ આશ્ચર્યથી જોઇ રહ્યાં હતાં.

"પળે પળે પલટાતા સ્થૂલદેહને માટે તે વળી રડવાં શાં?" એમ જાણે ઝાડવાં કહી રહ્યાં હતાં. એ જોતા (વિજયે) પોતાનાં આંસુ લૂછવા માંડયાં.

× × × ×

વીરમદેવના મૃત્યુથી લૂણસાપાને દુઃખ તો થયું, પણ રાજ-સત્તાનો અને કુટુંબનો દ્રોહી ગયો તેટલા પૂરતી નિશ્ચિંતતા તો થઇ જ. ભુવનપાળ પણ જાબાલીપુર તથા અણહીલપુરના સંયુકત સૈન્ય સાથે લડતાં કપાઇ મૂઓ, એટલે પટ્ટણનું રાજ્ય નિષ્કંટક બન્યું. લૂણસાપા વાઘેલવંશને વરેલી પટ્ટણની ભાવિ રાજલક્ષ્મીને નજરે દેખવા લાગ્યા.

વેદગર્ભરાશિ તથા લૂણસાપા બંને અણહીલપુર પટ્ટણના રાજ-પ્રકરણના નીલ ગગનપટમાં, ડૂબી જતો સોલંકીનો સૂર્યાસ્ત નજરે જોઇ રહ્યા હતા, એ આથમતા સૂર્યના છેલ્લા ઝાંખા કિરણ જેવો ત્રિભુવનપાળદેવ ઉતરતા અંધકારમાં વિલીન થઇ રહ્યો હતો. પણ તેજ પળે ગગનપટની સામી ભીંતે–પૂર્ણિમાના ઉદયમાન પૂર્ણેન્દુ જેવો વાઘેલ વંશનો ચંદ્ર ચઢી રહ્યો હતો, એ અમી વર્ષાવતા ચંદ્રના તેજમાં ન્હાતા લૂણસાપા પેલા સૂર્યાસ્તને એક સામાન્ય પરિણામ તરીકે જ લેખી રહ્યા.

ઉદય અને અસ્ત, દિવસ અને રાત્રિ તથા સુખ અને દુઃખ એવા એવા દ્વન્દ્વોથી ઘેરાયેલા વિશ્વની ઘટમાળ પર તત્વચિંતન કરતા વૃદ્ધ વેદગર્ભરાશિએ દિવસ અને રાત્રિના જેવા બે યુગોનું જોડાણ નજરે જોયું. જાણે આથમતા યુગ કરતાં હવે આવવાનો યુગ નિસ્તેજ હોય એમ તેમને લાગવા માંડયું.

"લુણસાપા, તમારી બુદ્ધિને કાટ ચઢતો અટકાવે એવું હવે ગુજરાતમાં કોઇ ન રહ્યું." વેદગર્ભરાશિ હસ્યા.

"ધીમે ધીમે હથિયારોને ય કટાવા વખત આવશે દેવ." રાણાએ જાણે આવતા યુગનું ભાવિ ઉચ્ચાર્યું.



# ગુજરાતનો બુઝાતો દીપક
## અને
# ઈસ્લામી સત્તાનો ઉદય

ગુજરાત–પાટણના છેલ્લા હિંદુ રાજા કરણ વાઘેલાના શાસનકાળના અંતિમ સમયની સચિત્ર ઐતિહાસિક નવલકથા (૧૯૩૬)–અત્યાર સુધીમાં ઐતિહાસિક વાતોમાં કેટલીક વાર લોકોની માન્યતાઓનો શંભુમેળો થયેલો આધુનિક સત્યશોધકને માલુમ પડયો છે, તેમણે શોધ ચલાવીને લોકોની ચાલી આવતી માન્યતામાં ઘણો ફેરફાર કર્યો છે. કરણ જેવો શ્રદ્ધાસંપન્ન ધાર્મિક રાજા પ્રધાનની પત્નીને છળે અને તે પ્રધાન છેક દિલ્હી જઈ યવન બાદશાહ અલાઉદ્દીનને, પેટનો બાળ્યો ગામ બાળવા, બોલાવી લાવે, કરણ રાજા મુસલમાનો સાથે યુદ્ધ ન કરતાં ડરીને નાસી જાય, પાછળથી તેની રાણી કમળાદેવીને મુસલમાનો ઉપાડી જાય અને દિલ્હી મોકલી દે અને ત્યાં તે સુલતાન અલાઉદ્દીનની માનીતી બેગમ બને, પાછળથી કમળાદેવી સુલતાનને પોતાની પાછળ રહી ગયેલી પુત્રી દેવળદેવીને તેડી લાવવા માટે સૂચના કરે અને મલેક કાપુર દક્ષિણ ઉપર ચડાઈ કરતાં દેવળદેવીને તેડી લાવે અને તેના શાહજાદા ખીજખાન સાથે લગ્ન કરવામાં આવે વગેરે ચાલી આવતી કપોલ કલ્પિત વાતો નવી શોધખોળ પછી નિરાધાર પૂરવાર થઈ છે. એ વાત આજે અભ્યાસકોને ગળે ઉતરે, તેવી નથી છતાં છેલ્લી શોધખોળને પરિણામે, વિશ્વાસપાત્ર આધારો લઈને, શુદ્ધ કલ્પનાને આશ્રયે કરણઘેલાનું જીવન અને તેના ગુજરાતની સ્વતંત્રતા સાચવી રાખવાના પ્રયત્નો નવી દિશામાં જ વાચકને લઈ જાય છે. મુસલમાનોની વટાળ પ્રવૃત્તિ, હિંદુ ધર્મને સંરક્ષવાની તમન્ના, મલેક કાપુરનો પૂર્વ ઇતિહાસ, દુર્દૈવ સામે ટક્કર ઝીલવાની હિમ્મત, સ્વદેશનો ત્યાગ વગેરે બાબતો નવી જ રીતે વર્ણવી છે. ગુજરાતનો બુઝાતો દીપક હોલવાતાં, હોલવાતાં પણ ઝબકે છે, આશા આપે છે અને નષ્ટ થાય છે. પૃષ્ઠસંખ્યા ૩૪૩. કિંમત રૂ. ૩–૦–૦.

# ગુજરાતના વેરની વસુલાત

## 'ગુજરાતનો બુઝાતો દીપક' પછીના સમયની

## ઐતિહાસિક સચિત્ર વાર્તા

(૧૯૩૭)—ગુજરાતના છેલ્લા હિંદુ રાજા કરણ વાઘેલાએ હાર્યા પછી, પાટણ છોડયા પછી દેવગિરિમાં રહી ગુજરાત પાછું સર કરવા કેવા કેવા પ્રયત્ન કર્યા, તેણે અલ્લાઉદ્દીન પરનું વેર કેવી રીતે વાળ્યું, મલેક કાફુરને કેમ ફોડયો, તે જાણવા માટે આ પુસ્તક ઘણી બાબતો પુરી પાડે છે. કર્ણદેવ બાયલો હતો, તે પરસ્ત્રીલંપટ હતો, વગેરે લોકોની ખોટી માન્યતામાં આ પુસ્તકે જબરો પલટો આણ્યો છે. આ વાર્તા ગુજરાતના બુઝાતા દીપકના અનુસંધાનરૂપે લખાઇ છે અને તેમાં કર્ણ વાઘેલા એ પાટણ પડયા પછી બાગલાણના કિલ્લામાં જઈ વસી પાટણ પાછું મેળવવાના કરેલા પ્રયાસોનું વર્ણન કરેલું છે. ઐતિહાસિક ઘટનાઓના પાયા ઉપર કલ્પનાની ખૂબી ભરી ઇમારત રચવામાં આવી છે. જે વાંચતાં ઘણું નવું જાણવાનું મળી આવશે. દેવળદેવીના લગ્નની ચિંતા, જમાઇની પસંદગી, તે સમયનું દિલ્હીનું વાતાવરણ, ગુજરાત અને દક્ષિણના રાજા રામદેવના ઐતિહાસિક પ્રસંગો, ગુજરાતમાં મુસલામાનોની ધમપછાડ, અલ્લાઉદ્દીનનું ખૂન મલેક કાફુરે કરાવ્યું, મલેક ગાદી પર આવ્યો; મલેકનું ખૂન મુશીરખાને કર્યું, મુબારક ગાદીએ આવ્યો; મુબારકનું ખૂન ખુશરૂએ કરાવ્યું અને ખુશરૂ ગાદીએ આવ્યો; તેણે દિલ્હીમાં હિંદુ ધર્મની સ્થાપના કરી હિંદુ રાજ્ય ચાલુ કરવા કેવો પ્રયત્ન કર્યો; ખુશરૂએ પાંચ મહિના હિંદુ તરીકે રાજ કર્યું; વટલાયલા હિંદુનું શુદ્ધિકરણ; તખલખખાન સાથે લડતા ખુશરૂનું રણમેદાનમાં મરણ વગેરે પ્રસંગો એક પછી એક રજુ થતા જાય છે અને વાંચનારને ચકિત કરી વાર્તાનો પ્રવાહ ત્વરાથી આગળ વધે છે.

પૃષ્ઠસંખ્યા ૩૬૬. કિંમત રૂ. ૩–૦–૦.

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ,
સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ

# મહારાણી લક્ષ્મીબાઇ

અથવા

# ખાલસાનું ખપ્પર

(૧૯૩૪)—સન ૧૮૫૭ ના હિંદીઓનાં સ્વરાજ્ય પ્રાપ્ત કરવાના આંદોલનમાં ઝાંસીનાં મહાન્ રાણી અહલ્યાબાઇએ કેવી બહાદૂરીથી અંગ્રેજો સામે કામ લીધું હતું તેનો આબેહુબ ચિતાર આ ઐતિહાસિક પુસ્તકમાં રજુ થાય છે. એક અંગ્રેજ સર હ્યુરોઝ લખે છે કે, 'શત્રુઓ (હિંદીઓ) તરફથી સહુથી મહાન્ વ્યક્તિ રણમાં પડી તે એક સ્ત્રી હતી; તે બીજી કોઇ નહીં પણ ઝાંસીની રાણી.' 'ઘોડેસ્વાર લશ્કરના ઉપરી તરીકે પુરૂષનો પોષાક પહેરી એણે શત્રુઓ (અંગ્રેજો) પર હલ્લો કર્યો અને છેવટ સુધી એકલે હાથે યુદ્ધ કરી વીર ગતિને પામી.' ૧૮ વર્ષની વયે વિધવા થયા પછી રાજકારભાર સંભાળી જગતને ચારિત્ર્ય શુદ્ધિનું અલૌકિક અદ્દભુત દૃષ્ટાંત તેણીએ પૂરૂં પાડયું છે. તેની વીરતા અને ચારિત્ર્ય વિશુદ્ધિ માટે બે મત છે જ નહીં. એક અંગ્રેજ લેખકે તેના સંબંધમાં નાટક લખી તેના ચારિત્ર્યને ડાઘ લગાડવાનો પ્રયાસ કરેલો; પરંતુ તેના લખાણમાં સત્યાંશ માલુમ પડયું નથી, તે માત્ર તેના ભેજાંની કલ્પના જ હતી. એમ આ વાર્તામાં જણાવ્યું છે. નાની વયથીજ તેણે ઘોડેસવારી તેમજ રાજ ચલાવવાના કામકાજનો અભ્યાસ કર્યો હતો અને તેમાં તે આગળ જતાં પાવરધી થઇ હતી. તેણે જે વીરતાથી ૧૮૫૭ ના સ્વાતંત્ર્ય યુદ્ધમાં ભાગ લીધો છે તેનો સુંદર ચિતાર તેમજ તે સમયે નાના સાહેબ વગેરેએ કરેલી યોજના તે વખતના હિંદના કેટલાક રાજાઓની મનોવૃત્તિ વગેરેનો ચિતાર આ પુસ્તકમાં જોવા મળે છે. ઝાંસી અંગ્રેજ સરકાર સાથે જોડાઇ ખાલસા થાય તે પહેલાં લક્ષ્મીબાઇએ કેટલી દક્ષતા, દૂરંદેશી વડે રાજવહીવટની આંટીઘુંટી ઉકેલી તે જાણવાને આ પુસ્તક અજોડ છે. પૃષ્ઠસંખ્યા ૨૫૦. કિંમત રૂ. ૩–૦–૦.

# શત્રુંજયનો શ્યામ

અને

# જોગણીનું ખપ્પર

(૧૯૩૨)–નાયક નવઘણ અને ભાલંદનીનો રોમાંચક પ્રેમ વાંચવા જેવો લેખક આ વાર્તામાં નવલ કથાકાર શ્રી. મુનશીની શૈલીને અનુસર્યો છે, તેથી તેમાં વર્ણવેલા પ્રેમપ્રસંગો, રાજ ખટપટ, યુદ્ધની વાર્તા, રીસામણાં, મનામણાં જરૂર વાચકને ગમી જશે. જામ્બુનું પાત્ર તો વાચકને આકર્ષીજ રાખે છે. જોગીના ખપ્પરમાં કયા કયા બત્રીશ લક્ષણાઓ હોમાયા હતા તે જાણવાને વાર્તા જ વાંચવી જોઇએ. નાયિકા ગહુંલીએ રાણીના સ્વાંગમાં આરંભથી અંત લગી સુભટોને પોતાના પ્રાણનું પાન કરાવી સમરાંગણમાં દેશને કાજ ઝુઝવા કેમ પ્રેર્યા, અને પોતે ચંડીનો પાઠ ભજવ્યો, તે અદ્ભુત કથા આ વાર્તામાંથી વાંચકને સાંપડશે.

કિમત રૂ. ૩–૦–૦.

# પાટણની પ્રતિષ્ઠા

(૧૯૩૩)–સિદ્ધરાજ જયસિંહે પાટણની પ્રભુતાનાં પગરણ કીધાં, પણ પાટણ-પ્રતિષ્ઠા તે કુમારપાળેજ જમાવી. આ વાર્તામાં સિદ્ધરાજ નસંતાન મૃત્યુ પામવાથી ત્રિભુવનપાળનો પુત્ર કુમારપાળ કેવી રીતે ગુજરાતની ગાદીપર આવે છે જૈન ધર્મનું પ્રાબલ્ય માનીતી અને અણમાનીતી રાણીઓના કાવાદાવા, કુમારપાળનું અવસાન; અજયપાળ, ભીમદેવ અને મૂળરાજની પાટણની પ્રતિષ્ઠા સાચવી રાખવાના પ્રયત્નો, છેવટે પાટણની પ્રતિષ્ઠાનો ધ્વંસ અને પડતીનો પ્રારંભ વગેરે વર્ણનો એક પછી એક ઝપાટાબંધ રજુ થાય છે. ગુજરાતનો વાર્તામય ઇતિહાસ સરળ રીતે વાંચવાને આ પુસ્તક અતિ સુંદર છે. ચિત્રો પણ પાને પાને છે. લાયબ્રેરીઓ માટે પાકું પુઠું બાંધ્યું છે.

કિંમત રૂ. ૩–૦–૦.

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ
સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ

# અમરેશાહી કટારી

અને

# તોગાજીની તલવાર

(૧૯૩૧)-આ વાર્તામાં બાદશાહ શાહજહાંનને, નાગોર-રના રાઠોડવંશી રાજા અમરસિંહે ભર દરબારમાં કટારી ચલાવી કેવો ગભરાવી નાંખ્યો હતો અને ત્રાહે ત્રાહે પોકરાવી હતી તેનું રોમાંચકારક વર્ણન કરવામાં આવ્યું છે. વીરરસ અને કરૂણરસથી ભરપૂર છે.

બીજી, તેથી પણ વધારે અદ્ભુત વાર્તા તો તોગાજીની તલવારના તરખાટની છે. શિર કાપીને કબંધ અવસ્થામાં પણ પોતાના હાથથી તલવાર ચલાવવાનું જોર અને શ્રદ્ધા રાખનાર વીર તોગાજીએ આ વાતમાં કમાલ કરી છે. તોગાજીની સ્ત્રી પણ તેની પાછળ બહાદૂરીથી સ્વાર્પણ (સતી) કરે છે તે વાંચી તેને શ્રદ્ધાંજલિ આપ્યા વિના કોઈ પણ રહી નહિ શકે. અદ્ભુત અને કરૂણરસની ટોચ આવે છે.

ત્રીજી, ગુજરાતના હળવદના રાજા રાયસિંહે અકબર બાદ-શાહના દરબારમાં તેના 'એક્કા'ને ઉંચકી હથેલીથી ભીંતમાં પટ-કાવી મોત નિપજાવ્યાની વીરરસથી ભરપૂર વાત છે.

**કીંમત રૂ. ૩—૦—૦ ઘટાડેલી કી. રૂ. ૨—૦—૦ ટ.ખ. ૦—૫—૦**

ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ, સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ

# મહારાજાધિરાજ

## સિદ્ધરાજ જયસિંહના સમયની ઐતિહાસિક સચિત્ર નવલકથા

(૧૯૩૫)–ઘણી દંતકથાઓમાં સત્ય ઘટના થોડી અને અસત્ય ઘટના ઘણી ઓતપ્રોત થઇ ગઇ હોય છે. ગુર્જર નરેશ અને સતી જસમા ઓડણનો પ્રસંગ તેવી દંતકથામાંનો એક છે. પ્રસ્તાવનામાં આવી વાતોમાં સત્યાસત્ય કેટલું છે તેની વિદ્વત્તાભરી ચર્ચા કરવામાં આવી છે. સતી જસમા ઓડણનો શ્રાપ, સહસ્રલિંગ તળાવમાં પાણી રહેવા માટે માયા ઢેડનું બલિદાન, માળવા પર સિદ્ધરાજ જયસિંહની ચઢાઇ, મૃણાલ અને મુંજાલ; લીલાદેવી અને જયસિંહ; બર્બરકની બીહામણી વાતો; વાહડ અને સમરથનો પ્રેમપ્રસંગ; શોભન મહેતા અને પ્રેમ કુંવરની રસથાળ, જયસિંહ સિદ્ધરાજ કેમ કહેવાયો, સિધ્ધોનો રાજા કાકનું સાહસ વગેરે પાણીના પ્રવાહ જેવી સરળ શૈલીમાં આખી વાર્તા લખાઇ છે. છેવટે સહસ્રલિંગનો ઇતિહાસ આપ્યો છે. ગુજ-રાતનો નાથ રાજાધિરાજ કેમ કહેવાયો તે જાણ્યા પછી સિદ્ધરાજ મહારાજાધિરાજ કેમ કહેવાયો તે જાણવું જરૂરી છે. સિદ્ધરાજ પાટણની ગાદીએ થઇ ગયેલા રાજપૂત રાજાઓમાં વિશેષ વિખ્યાત અને પ્રભાવશાળી છે. તેણે લોકકલ્યાણનાં અનેક કાર્યો કર્યાં છે. તેણે ગુજરાતની કીર્તિ ગુજરાતની બહાર ફેલાવી છે અને ગુજરાતની સંસ્કા-રિતા વધારવા ભારે જહેમત ઉઠાવી છે. એવા એક રાજવીની કથા વાંચતાં અનેરો આનંદ અનુભવાય છે. પ્રકરણ પર પ્રકરણ ચાલ્યાં જ જાય અને એકજી બેઠકેજ વાર્તા પુરી કરવાની ઇચ્છા થાય તેની અમો ખાત્રી આપ્યે છીએ. પૃષ્ઠ સંખ્યા ૩૨૮. કિંમત રૂ. ૩-૦-૦.

# અમરગર્જના અથવા
# સુષુપ્તિ અને જાગરણ

(૧૯૩૦)—આ વાર્તામાં મહારાણા પ્રતાપની પછી ગાદીએ આવેલા રાણા અમરસિંહે મહાન મોગલ બાદશાહ અકબરને હંફાવ્યો તેનો ઇતિહાસ, એક રસ ભરેલી પ્રેમકથા અને આત્મભોગ તથા બ્રહ્મચર્ય, ટેક, શૂરવીરતાના અદ્ભુત ગોઠવેલાં પ્રસંગો છે. મેવાડ(મારવાડ)ના મહારાણા પ્રતાપસિંહના યુવરાજ મહારાણા અમરસિંહના જીવનની પ્રધાન ઘટનાઓને આ રસિક નવલકથામાં ગુંથવામાં આવી છે. પ્રતાપનો પુત્ર અમર ખોટે રસ્તે ચઢી ગયો હતો, તેને દેશભક્ત ચંદાવને ધર્મપરાયણ બનાવ્યો અને તેના હાથે દેશોદ્ધારના કામો કેવા કરાવ્યા, તેનું સુંદર બ્યાન વાચકોને સરળ શૈલીમાં જાણવા મળે છે. મોગલ શહનશાહ જહાંગીર સામે લડી મેવાડની સ્વાધીનતા, હિંદુ ધર્મ તથા હિન્દુ જાતિની રક્ષા માટે અમરસિંહ ૧૭ વખત લડીને, અમર થઇ ગયો છે. ૧૮ મી વખતે મોગલ શહનશાહ જહાંગીર જીત્યો અને અમરસિંહ હાર્યો. કાળબળ પારખી અમરસિંહ રાજ સંન્યાસ લઇને પુત્ર કર્ણસિંહને રાજગાદી સોંપી પોતે નિવૃત્ત થયા, તે કરૂણાંત પ્રસંગ વાચકને ગદ્ગદિત બનાવી મૂકે છે. આ ઐતિહાસિક નવલકથામાં પ્રેમ પ્રસંગોને વીણી લેવામાં આવ્યા છે. કેટલાંક પ્રકરણો:—અબળા કે સબળા? આકર્ષણ. ચંદાવત કૃષ્ણનો ઉપદેશ. લાવણ્યમયી અને પ્રમીલા. જહાંગીર નૂરજહાન પ્રેમગોષ્ટી. ચુંબન. મુગલ પરાજય. અમર સંન્યાસ. વગેરે પૃષ્ઠ ૨૧૦.

કીંમત રૂ. ૩—૦—૦. ઘટાડેલી કીં. રૂ. ૨—૦—૦ ટ.ખ. ૦—૪—૦

'ગુજરાતી' પ્રિન્ટિંગ પ્રેસ, સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ—મુંબાઇ